# P[illegible]

[illegible]

A RECORD OF IMPORTANT EVENTS IN THE [illegible]

OF THE

PARSEE COMMUNITY IN WESTERN INDIA

CHRONOLOGICALLY ARRANGED


COMPILED BY

RUSTAM BARJORJI PAYMASTER, [illegible]

Vakil, High Court.


## SERIES IV.—PART I. (1901 & 1902 A. D.)

*( Registered under Act XXV of 18[illegible] )*


BOMBAY.

PRINTED AT THE FRASHO-GARD PRINTING PRESS,

57-59, CAWASJI PATEL STREET, FORT, BOMBAY, BY

DINSHAW SHAPURJI [illegible]

and published by R. B. Paymaster, at Chandanwadi, Bombay.

1923 A. C. 1292 A. Y.

# FOREWORD.

## BY G. K. NARIMAN.

It is 14 years since the late pioneer of modern Parsi chroniclers had tireless pen arrested by death. His mantle has fallen on worthy ...oulders and Mr. Rustam B. Paymaster has inherited the industry and evinces the keenness of Bamanji Behramji Patel. These records relate to the entire, though diminutive, world of Zoroastrians, and embrace events that merit permanence of print in India or any of Britain's Colonies, England or another European country, America or Persia, China or Africa. The "Parsi Prakash" is a communal institution. How Mr. Patel happened to light on this title is not known. A Hindu litterateur, Krishna... red a vocabulary and grammar of the Persian language in ... instruction of the Hindu courtiers of Akbar. That ... called "Parsi Prakasha". The following pages ... material of which Parsi history must ultimately ... foundatio... generally these annals... of Mr. M. M. Murzban owe not a little to these records.

Mr. Paymaster's volumes are not a history of the Parsi community, in the sense that they represent philosophical work mirroring the evolution of the community in its material, social, intellectual and inter-communal phases; its contribution to political advancement and relation to every contemporary non-Parsi occurrence,—to the great wars and irruption of mass upheavals, the consequences of which have affected his co-religionists. On the other hand they incorporate necessary reference to all these happenings in so far as they concern the Parsis and provide substance for the future historian who will not venture to enter on his task without them.

The invaluable compilation is unhappily largely a labour of love as has been ungrudgingly testified by others in the preceding volumes. It is difficult to convey to the lay mind the extent of investigation which has gone to the making of these accurate and veracious annals. For even a chronicler of passing events, who warms to his task, is subject to the temptations of magnifying or minimising the vicissitudes which appear to exalt, or seem to humiliate, the community he loves. But our discriminate recorder rises above emotional allurements; and although his pages are devoid of personal commendations or criticism, Mr. Paymaster has also refrained from the liberty to over-emphasise or eliminate facts that are an integral portion of the history of the Parsis. He has studied with uncommon patience those aspects of Parsi life which have a sociological value and which mark the general development of the community as an independent ethnic and religious

entity in the British Commonwealth of nations. How many of the comm instance, are aware that the advanced Parsi woman that has taken her r recognised legal practitioners, who has brought the knowledge of scien relief to the depths of Zananas, who has like Mrs. Kuverbai Dhala Hamabai Petit performed romantic and adventurous journeys, has played curious, if not dignified, part in the commercial career of the comm. having been the first of her sex in India to have applied for and received the be of the Insolvent Debtors Act ? A single grave communal problem, such as the growt of suicide, increase of aged bachelors and spinsters, the history of hospitals, asylums, boarding schools, religious seminaries, or the Boy Scout movement, entails compilation of statistics and research which entitle the ill-remunerated undertaking of the author to honour and thanks of the community.

There will be some difference of opinion touching the exact moment when the given important event shall be published for the benefit of the public. history, neither is it altogether an insipid inventory of Parsi inalienable concommitant of Parsi life, charity, which are transmission to posterity. The "Parsi Prakash" is at ... method, and approxim... to our expectations of a racy narrative than a masterly and glorified index. Accordingly the impatience which is betrayed in certain quarters with regard to the belated appearance of the volumes would hardly appear justifiable. To appreciate events in their appropriate perspective and to evaluate the significance of their communal connection they have to be contemplated, like works of art, under a proper light and from a regulated distance. To a close and sympathetic student of Parsi communal life, the interval between the happenings of consequence and their official record here will not appear unduly protracted, But if the community, priding itself on its achievements, desires that every year a finished volume of the "Parsi Light" shall be diffused among the public, with the regularity of a commercial calendar, it must be prepared to meet with business-like promptitude the vulgar exigencies of stationer's and printer's bills. As I have never wearied of stating, in voluntary or honorary labour usually inhere the serious shortcomings of sentimental amateurism. If the manual labourer is worthy of his ever-increasing hire, much more so is the intellectual excavator of rough-hewn blocks of memorable events, which shall one day be chiselled and constructed into the shapely edifice of an enduring history of the Parsis in India.

# પારસી પ્રકાશ

અથવા

## પારસીઓના સંબંધમાં ઇ૦ સ૦ ૧૯૦૧ થી તે અત્યાર સુધીમાં બનેલા અગત્યના બનાવોની દર વર્ષને અનુક્રમે નોંધ.

## ઇ૦ સ૦ ૧૯૦૧.

આ વર્ષનાં "ટાઇમસ ઑફ ઇંડીઆ"[1] નાં કેલેનડરમાં સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કેલેનડરની માફકજ છે :—

**જોઇંટ સ્ટાક કુંપનીઓના ડાએરેકટરો :—**

અમદાવાદ એડવાન્સ મીલસ—જમશેદજી નશરવાંનજી તાતા (ખાનગી માલેક).

અમદાવાદ ફાઇન સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલસ—શેરાબજી દાદાભાઈ કરાકાની કુંપની, એજંટસ.

દખ્ખન બેંક—નવરોજજી પદમજી.

બ્રીટાનીઆ મીલસ—રૂસતમજી માણેકજી ઇજનેર.

સેંટ્રલ ઇંડીઆ સ્પીનીંગ એન્ડ વીવીંગ કુંપની—પીરોજશાહ હીરાબજી સકલાતવાલા.

સેન્ચરી સ્પીનીંગ એન્ડ મે૦ કુંપની—જમશેદજી જીવનજી ગજદર, ખરશેદજી નવરોજજી વાડીઆ અને નશરવાંનજી નવરોજજી વાડીઆ.

કોલાબા લેન્ડ એન્ડ મીલ કુંપની—સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ.

ધુલીઆ જીનીંગ એન્ડ પ્રેસીંગ કુંપની—નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ.

ધન મીલસ—ખરશેદજી રૂસતમજી કામા.

ડાએમંડ મીલસ—હોમી વાડીઆની કુંપની, એજંટસ.

ઇબ્રાહીમ પબાની મીલસ—જમશેદજી અરદેશર વાડીઆ.

એમપ્રેસ ઑફ ઇંડીઆ કૉટન મીલસ કુંપની (કલકત્તા)—ધનજીભાઇ બી. મેહતાની કુંપની, એજંટસ.

ફ્લેટ પ્રેસ કુંપની—શેરાબજી ફરામજી મદરાસવાલા.

ગોલ્ડ મોહર મીલસ—મેહરજીભાઇ નશરવાંનજી કુકા. શેરાબજી ખરશેદજી શેઠ.

હોપ મીલસ—સર જાંહગીર કાવશજી જાંહગીર, હોરમજજી રૂસતમજી ઉમરીગર.

ઇંડીઅન કૉટન કુંપની—શેરાબજી રૂસતમજી બનશા પેશતનજી અરદેશર વાડીઆ.

ખાનગાંમ કૉટન પ્રેસીંગ કુંપની—શેરાબજી મંચેરજી નીકલસન.

મુન મીલસ—પી. એ. હોરમારજીની કુંપની, એજંટસ.

પીર મહમદ મે૦ કુંપની—શાપુરજી બરજોરજી સ્પેનસર.

શેરાબ મે૦ કુંપની—નાદનાભાઈ બરજોરજી, અરદેશર બહમનજી દુબાશ.

સધરન ઇંડીઆ સ્પીનીંગ એન્ડ વીવીંગ—એદલજી નશરવાંનજી શેઠનાં, દાદાભાઇ મેહરવાંનજી જીજીભાઇ. શેરાબજી ખરશેદજી શેઠ.

સ્વદેશી મીલસ કુંપની—હોરમજજી એદલજી બામજી.

ટેક્ષટાઇલ મેન્યુફેકચરીંગ કુંપની—ઑ૦ બહમનજી દીનશાહ પીટીટ (પ્રમુખ), ખરશેદજી અને નશરવાંનજી નવરોજજી વાડીઆ.

વીકટોરીઆ મીલસ—સર દીનશાહજી માણેકજી પીટીટ (એકલા માલેક), ફરામજી ધનજીભાઇ શરાફ (સેક્રેટરી), દીનશાહ પીરોજશાહ શેઠનાં (મીલ મેનેજર).

ઇસ્ટ ઇંડીઆ રૉલર ફ્લૉર મીલ—કાવસજી એદલજી પટેલ (માલેક).

નેપીઅર હૉટલ કુંપની—બી. બહમનજી, અને દીનશાહ શેરાબજી નરીમાન.

**પારસી વ્યાપારી પેહડીઓ—**

આદરજી મંચેરજીની કુંપની (અનાજ બીયાં તથા રૂના વેપારી).

અરદેશર શેરાબજી મુસ.

---

1. The Times of India Calendar and Directory for 1901.

ડી. એમ. લામની કુંપની,
દાદાભાઈ બાપુજી લામ, શેરાબજી અને પીરોજશાહ દાદાભાઈ લામ.
દામોદર, નશરવાંનજીની કુંપની (તેલ અને તેલના વેપારી).
દસ્તુર અને દાવર.
ધનજીભાઈ બી. પીટીટની કુંપની (ઉના વેપારી).
દીનશાહ ફરદુનજી એન્ડ બ્રધરસ.
હોરાબજી શાપુરજીની કુંપની,
ફરામજી અરદેશર દાવરની કુંપની,
અરદેશર ફરામજી દાવર અને રૂસતમજી બેહરામજી શેઠનાં.
ફરામજી ઘાસવાલા સનસ (એંકરો અને લશ્કરને પાણી પુરૂં પાડનારા કંટ્રાકટરો).
એફ. આર. પાપાની કુંપની.
હોરમજજી મંચેરજી એંડ સનસ (મસાલાના વેપારી).
એચ. એમ. મેહતાની કુંપની (ગ્રીસ સ્ટોર ત્રેડીંગ કું૦ ના એજંટ),
હોરમજજી માણેકજી મેહતા (મેનેજીંગ એજંટ).
જે. એફ. સી. મારકરની કુંપની.
જે. ઈ. મોદી (ચાહ કૉફીના વેપારી).
જે. નવરોજીની કુંપની.
જમશેદજી બ્રધરસ,
જમશેદજી પાલનજી કાપડીઆ, મંચેરશાહ રૂસતમજી કાપડીઆ.
જાંહગીર એચ. એમ. શરાફ (ૐ તથા કોલસાના દલાલ, અને ડેલી કમરશીયલ ઈનટેલીજંસ, વીકલી કોટન એન્ડ યાર્ન કવોટેશનસ વગાડી પત્રોનાં માલેક).
કાશીનાથ કુવરજીની કુંપની (કાપડના વેપારી).
નશરવાંનજી ખરશેદજી બેસાનીઆ.
પોસ્તવાલાની કુંપની,
દાદાભાઈ ધનજીભાઈ પોસ્તવાલા, કેખશરૂ પેશતનજી લાલા.
આર. એસ. એન. તલાતીની કુંપની.
રતનજી અને નશરવાંનજી શેરાબજી તલાતી.
શેરાબજી હોરમજજીની કુંપની (લાકડાંના વેપારી).
તલાતીની કુંપની,
દીનશાહ અને નવરોજજી શેરાબજી તલાતી, માણેકજી પેશતનજી તલાતી.

**કરાંચીના પારસી વ્યાપારીઓ—**

જાંહગીર એચ. કોઠારી.
પેશતનજી બેહરામજી કોટવાલ.
રૂસતમજી (એચ. જે.) ની કુંપની,
એચ. જે. રૂસતમજી; રૂસતમજી, બેહરામજી, કાવશજી, ધનજીભાઈ અને શેરાબજી એચ. જે. રૂસતમજી.
શેરાબજી અને જમશેદજી ખાંન (હીરાના વેપારી અને ઝવેરી),
શેરાબજી અને જમશેદજી હોરમજજી ખાંન.

---

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને નવાં વર્ષની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં અમદાવાદના એકઝીકયુટીવ એનજીનીયર શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાલાને "સી. આઈ. ઈ." નો તથા કરાંચીનાં કમીશરીએટ ખાતાંવાલા ત્રાનસપોરટ એજંટ શેઠ હોરમજજી ખરશેદજી મામા (નાંગલા)[1] ને "ખાંનસાહેબ" ના ખેતાબ નામદાર વાઈસરાયે આપ્યા હતા.[2]

એજ મુજબ "કયસરે હિંદ" ના નવા ખેતાબના રૂપાંના ચાંદ નીચલા પારસી ગ્રહસ્થોને આપવામાં આવ્યા હતા:—

ખાંનબાહાદુર બરજોરજી દોરાબજી પટેલ, કુવેટાવાલા.
શેઠ રૂસતમજી ફરદુનજી વાછા, આકોલાના ડેપુટી કમીશનર.[3]

---

અમદાવાદમાં ખાંનબાહાદુર નવરોજજી પેશતનજી વકીલ, સી. આઈ. ઈ. એ બંધાવેલી આંખના દરદીઓના "નવરોજજી આપથેલમીક હાસ્પીટલ" આજ દીનથી ખોલ્લી મુકવામાં આવી હતી. તેના તબીબ તરીકે ડાકટર બેહરામજી હોરમજજી નાણાંવતીને નેમ્યા હતા.[3]

---

ખાનબાહાદુર કેરસાસપજી રૂસતમજી દાદાચાનજીએ વડોદરાના સેટલમેંટ કમીશનર તરીકે બજાવેલી કીમતી સેવાની પીછાન તરીકે, વડોદરાના "સરવે હોલ" માં તેવણની એક સુંદર તસવીર, તેવણના મીત્રો વગેરેના એક મોટા મેળાવડા સનમુખ વડોદરાના હાલના સેટલમેંટ કમીશનર રાવબહાદુર જી. આર. નીંબાલકરે ખુલ્લી મેલી હતી.[4]

---

૧ એવણને એ ખેતાબ મલવાની ખુશાલીમાં કરાંચીના પારસીઓએ એક "ઇવનીંગ પારટી" ત્યાંનાં જીમખાનાંમાં તા૦ ૨૦ મી સપટેમબર ૧૯૦૧ ને દીને આપી હતી, તથા રૂ. ૨૫૦) નો રૂપાનો ટી–સટ ભેટ આપ્યો હતો.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૧.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૧.

૪ જામે જમશેદ, તા૦ ૩ જી જાનેવારી ૧૯૦૧.

રોજ ૧૯ માહ ૪ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—નાનાભાઈ ધનજીભાઈ બનાજી[1]—ઉમર વર્ષ ૫૯). મરહુમ શેઠ ધનજીભાઈ ઉકરજી બનાજીના વડા દીકરા. એવણુ ચાર દાહેકાઓ સુધી પ્રથમ શેઠ મેહેરવાનજી ફરામજી પાંડે અને તે બાદ સર દીનશાહજી પીટીટની માણેકજી પીટીટ મીલમાં એસીસ્ટંટ મેનેજર હતા અને સર દીનશાહજીનો તથા તેમની મીલોના મેનેજર શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ સી. આઇ. ઈ. નો સંપુરણ વીશ્વાસ એંચી લીધો હતો. એવણુ એક ડરેલ વિચારના પોતાની કોમ માટે દાઝ ધરાવનારા હોવાથી કોમનાં ભલાં માટે અતી ઉલટ લઇ ઉપયોગી થઇ પડયા હતા. પારસીઓને લગતાં ઘણાંક ખાતાંઓનાં એવણુ ટ્રસ્ટી હતા. મુંબઇના જરથોસ્તીઓનાં મરણ વખતના અરસપરસના લાભનાં ફંડની સ્થાપના એવણુનીજ આગેવાનીથી થઇ હતી અને તેનાં છેવટ સુધી અધીકારી હતા. જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડની નસેસાલાર ખાંધીઆઓ ઉપર દેખરેખ રાખનારી કમીટીના એવણુ એક ઉપયોગી સભાસદ હતા. અને પોતાના વડવાઓના સ્થાપેલી કોરની બનાજીની દરેમેહરનો કબલો જે નબળી સ્થીતીપર ઉતરી પડયો હતો, તેને અતી ખંત અને મેહનતથી ખીલતી હાલતમાં મેલી આપ્યો હતો. અને એ દરેમેહર હસ્તક બાજ રોજગાર તથા મુકતાદનાં ફંડો સ્થાપ્યાં હતાં.

તા૦ ૯ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૪ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

ઉદવાડા મધે શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રીએ પોતાના બેટા મરહુમ શેઠ ફરદુનજીની નહીઅતે જરથોસ્તીઓના ઉતારા તથા સર અવસરના વપડાસને માટે એક ધર્મશાળા બંધાવી આજ દીને તેનું જશન કરી ખોલ્લી મુકી હતી.[2]

૧ શેઠો રતનજી, કુવરજી, શોરાબજી, ડોસાભાઇ અને હોરમજજી નાહનાભાઇ બનાજીના બાવા.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૦૧.

આ મકાન ઉપર નીચલી તખ્તી મારેલી છે:

**"ફરદુનબાગ"**

"આ મકાન શેઠ દીનશાહ દોરાબજી મીસતરીએ પોતાના "મરહુમ બેટા શેઠ ફરદુનજી દીનશાહ મીસતરી જેવણુ રોજ "આશમાન માહા અરદીબેહસ્ત સને ૧૨૬૧ ઇઅઝદેઝરદીને "દીને હક થયા તેના પુનને માટે બંધાવી કુલ્લે જરથોશતી "આલમના વપરાશ સારૂ આજ દીને ઇજી તરસ્તીઓને "સવાધીન કીધું છે. રોજ આશમાન માહા તેશતર તીર "સને ૧૨૭૦ ઇઅઝદેઝરદી. તા૦ ૯ મી જાનેવારી સને "૧૯૦૧ ઇસવી."

તા૦ ૧૭ મી જાનેવારી.

મુંબઇમાં ફરવા આવેલા ઇગલાંડના એક ઉમરાવ અરલ ઑફ જરસી અને તેની બાનુનાં માનમાં સર જાંહગીર કાવસજી રેડીમની નાઇટ અને તેમનાં બાનુ આજ સાંજનાં પોતાના "રેડીમની હાઉસ" વાલા બંગલામાં એક આફટરનુન પારટીનો મેલાવડો કર્યો હતો.[3]

તા૦ ૧૮ મી જાનેવારી.

રોજ ૬ માહ ૫ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ખરશેદજી દોરાબજી ગાંધી[4]—ઉમર વર્ષ ૬૯) એવણુ મેસરસ ઈ. ડી. સાસુન કંપનીની માલેકીના એલેકઝાનડરા મીલ તથા ઈ. ડી. સાસુન મીલના મેનેજરનો માનભરયો ઓધો ઘણી લાયકાત સાથે ૨૦ વરસ ઉપરના મુદત સુધી ભોગવી સને ૧૮૯૯ ના મે મહીનામાં એ ઓધા ઉપરથી ફારેગ થયા હતા, જે વેળાએ એવણુને માનપત્ર આપવામાં આવ્યું હતું.

તા૦ ૧૮ મી જાનેવારી.

શેઠ નસરવાનજી ફરામજી ભંડારા જેઓ દખણ હેદરાબાદ ખાતે બારીસ્ટરનો ધંધો ચલાવતા હતા તેઓપર ત્યાંના એક જમીનદાર રાજા જાનગીર પાસે ગેરકાયદે નાણાંની મોટી રકમ કઢાવવાનું તથા સરદાર અલીખાંન સાથની મોલાકાત દરમ્યાન ધંધાને લગતી ગેરવર્ત્તણુક ચલાવવાનું તોહમત મેલી તેનું નામ બારીસ્ટરોની ટીપમાંથી શા માટે કાહડી નાખવામાં નહિં આવે, અથવા કોરટને યોગય લાગે તેવો બીજો હોકમ તેની સામે કાંએ પસાર કરવામાં નહિં આવે, તેનું કારણ બતાવવાને સરકારી એડવોકેટ જનરલે હાઇ કોરટમાંથી હોકમનામું મેલવ્યું હતું, તેને લગતી સુનવણી વડા જડજ સર લારેનસ જેનકીનસ, મી૦ જસટીસ બદરૂદીન તૈયબજી અને મી૦ જસટીસ રસલની બનેલી ફૂલબેંચ હજુર ગઇ તા૦ ૧૫ મી જાનેવારીએ નીકલી હતી. જયાં બધી હકીકત સાંભલી લઇ કોરટે આજ દીને ચુકાદો આપ્યો કે આ કોરટનો કોઇ પણ ધારાનો હીમાયતી ફીઇ લેવાને બદલે પરીણાંમ ઉપર ટકા લેતો અથવા જે મલે તે ઉપર ચોકસ ભાગ

૩ જામે જમશેદ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૯૦૧.

એજ મુજબ ઓનરેબલ બહમનજી દીનશાહજી પીટીટે પણ એક આફટરનુન પારટીનો નાહનો મેલાવડો પોતાના "શાટો પીટીટ" વાલા બંગલામાં આગલે દીવસે કીધો હતો.

૪ શેઠ ડોસાભાઇ ખરશેદજી ગાંધી (જુનાગઢના માજી જડજ) ના બાવા.

રાખે તો તે કામ પણું નાપસંદ કરવા જોગ કોરટ ગણે છે, અને તે ઉપરથી મી૦ નસરવાંનજીનું નામ બારીસ્ટરોની ટીપમાંથી કાહડી નાખ્યું હતું, પણ પાંચ વર્ષની મુદત પછી જો તેવણ બારીસ્ટરને લાયકના ગુણો ધરાવવાનું પુરવાર કરવાને શક્તિવાન થાય તો એ મુદત પછી બારીસ્ટર તરીકે કામ કરવાને અરજ કરવાની તેવણને છુટ છે.[1]

---

### તા૦ ૨૨ મી જાનેવારી.

નામદાર માહરાણી વીકટોરીઆનું ૮૨) વર્ષની ઉમરે ૬૪) વર્ષ રાજ કરવા બાદ આજે મરણ નીપજવાથી એ નામદારની સર્વે પ્રજાઓએ ભારે દલગીરી બતાવી હતી જે મધે પારસી કોમે પણ મોટો ભાગ લીધો હતો.[2]

### તા૦ ૨૪ મી જાનેવારી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે કુબલા મધે બડક ખાતે ત્યાંની કૉટન માર્કેટમાં રૂ. ૧૫૦૦) ને ખરચે એક કુવો મ્યુનીસીપાલીટીને બંધાવી આપ્યો હતો, તથા ત્યાં આવતાં માલનાં ગાડાં તથા વહેવારની સગવડ ખાતર પોતાની માલેકીની ૫૦૦૦) વાર જમીન મુફત આપવાથી તેનું નામ "સર દીનશાહ પીટીટ રોડ" કરી રાખ્યું હતું.[3]

---

### તા૦ ૨૪ મી જાનેવારી.

રોજ ૧૨ માહ ૫ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—માણેકજી રતનજી રીપોરટર—ઉમર વર્ષ ૬૨) એવણ પેહલા અત્રેના તે વખતના સરકારી સોલી-શીટરની ઑફીસમાં કલારકની નોકરીએ રહ્યા, અને પછી "બોમ્બે ગેઝેટ" પત્રના રીપોરટર થયા, જે દરમ્યાન "સમાચાર દરપણ" નામનાં ગુજરાતી પત્રનાં અધીપતી પણ હતા. પછી ૧૮૬૯ માં ગોંડલના સર ન્યાયાધીશ નેમાઈ ૧૮૯૮ માં રીટાયર થયા હતા. ગોંડલમાં એમણે સારી લોકપ્રીયતા મેળવી હતી.

### તા૦ ૩૦ મી જાનેવારી.

રોજ ૧૮ માહ ૫ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ફરામજી શોરાબજી ઉનવાલા[4]—ઉમર વર્ષ ૭૨) એવણ પોતાની છોકરવન વગે પોતાના બાવ.

---

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૯૦૧.

૨ રાજકોટની પારસી અંજુમને મી૦ કુવરજી કોયાજીનાં પ્રમુખપણા હેઠલ મલી તા૦ ૨૩ મી જાનેવારીએ દલગીરી બતાવી હતી તથા તેઓનું એક ડેપ્યુટેશન પોલીટીકલ એજંટ આગલ તે માટે ગયું હતું.

રાવલપીંડીની અંજુમને તા૦ ૨૬ મી જાનેવારીએ પોતાના પ્રમુખ મી૦ એન. જે. જમાસપજી બોગાની મારફતે વાઇસરાયપર તાર કરયો હતો. એજ દીને અંકલેસરની અંજુમને ત્યાંની દરેમેહરમાં મી૦ બમનશાહ જમાસપજીનાં પ્રમુખપણાં હેઠલ ભેગા મલી નામદાર ગવરનરની મારફતે તારનો સંદેશો મોકલવાને ઠેરવ્યું હતું. સોલાપુરના જ૦ ની એક સભા કામા હાલમાં ફરામજી નાનાભાઈ બાઇસનાં પ્રમુખપણાં હેઠલ મલી રાજકુટુંબપર દીલાસાપત્ર મોકલવાનો ઠેરાવ કીધો હતો. ગોધરાના પારસીઓની એક સભા મી૦ બેહરામશાહ મનચેર શાહ મારસલના બંગલામાં મી૦ કાવશજી ફરદુનજી કરાકાનાં પ્રમુખપણાં હેઠલ મલી દીલાસાનો તાર મોકલવાનો ઠેરાવ કીધો હતો. દેવલાલીના પારસી રેહવાસીઓએ મી૦ માણેકજી દોરાબજીનાં હોટલમાં ભેગા મલી નામદાર વાઈસરાય જોગ દલગીરીનો તાર મોકલયો હતો. આકોલા મધે પા૦ અંજુમનની સભા દ૦ પેશોતનજી જમશેદજીનાં પ્રમુખપણાં હેઠલ ભરાઈ, જે વેળાએ દીલસોજીનો સંદેશો મોકલવાને ઠેરવ્યું હતું. ભરૂચની જ૦ આંજુમન સભા તા૦ ૨૧ મીએ જમશેદ બાગમાં દા૦ ધનજીશાહ મેરવાનજીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ કલેકટરની મારફતે દીલસોજીનો પેગાંમ મોકલવાનો ઠેરાવ થયો હતો. રંગુનની પારસી કોમ તરફથી તારનો સંદેશો વાઇસરાયપર મોકલયો હતો. મુંબઈના વેલાતી તથા દેશી દારૂના વ્યાપારીઓ તરફથી દીલાસાનો તાર સરકારના પોલીટીકલ સેક્રેટરી મારફતે ડી. સી. ઉમરીગરની પેહડી તરફથી મોકલ્યો હતો. મુંબઈ મધે તા૦ ૨૧ મી જાનેવારીએ સાંજના ટાઉન હોલની સીહડી ઉપર એક બારી ઠઠ સનમુખ શેરીફ મી૦ મેકડોનલડે ઢંડેરો વાંચયો હતો. સીકંદરાબાદની અંજુમનની એક સભા તા૦ ૨૭ મી જાનેવારીએ પીરોજબાઇ હાલમાં દસ્તુર ખુરશેદજી બેહરામજીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જ્યાં હૈદરાબાદના રેસીડંટની મારફતે તારનો સંદેશો મોકલવા ઠેરવ્યું હતું. અજમેરના પારસીઓની એક સભા ત્યાંની દરેમેહરમાં એજ દીને મલી હતી, જ્યાં રજપુતાના ખાતેના ગવરનર જનરલના એજંટ મારફતે પાદશાહી કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવાનો ઠેરાવ થયો હતો. ઈંદોરની અંજુમન તરફથી પણ હોરમજજી માણેકજી બમગરાએ દીલાસાનો પેગાંમ રજપુતાના ખાતેના એજંટની મારફતે મોકલયો હતો. ઉદવાડાની જ૦ અંજુમનની સભા ત્યાંની સર દીનશાહજીવાલી દરેમેહરમાં દ૦ ખુરશેદજીનાં પ્રમુખપણાં હેઠલ મલી દીલાસાનો પેગાંમ મોકલવાનો ઠેરાવ થયો હતો. ઉમરાવતીના જ૦ ની એક સભા તા૦ ૨૮ મી જાનેવારીએ મલી હતી. જેમાં બીરારના કમીશનરની મારફતે દલગીરીનો સંદેશો વાઇસરાયપર મોકલવાનો ઠેરાવ થયો હતો. પુનાંના પારસીઓની એક મોટી સભા તા૦ ૩૦ મીએ ન૦ મા૦ પીટીટ હૉલમાં સરદાર ખાં૦ બા૦ દોરાબજી પદમજીનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. તે વેલાએ તેવણે તથા દ૦ હોશંગજીએ લાગણી-ભર્યાં ભાષણ કરયા બાદ દીલાસાપત્ર મોકલવાના ઠેરાવ થયા હતા.

૩ જામે જમશેદ, તા૦ ૯ મી મેઓ ૧૯૦૧.

૪ શેઠો મનચેરશાહ, અરદેશર (સોલીસીટર), હોરમજજી, તથા ખરશેદજી ફરામજી ઉનવાલાના બાવા.

શેરાબજી તથા કાકા હાજીભાઈ મનચેરજી ઉનવાલાની ચીન સાથની વેપારી પેહડીપર અનુભવ લઈ, મીલીટરી ઑફીસમાં મદદનીશ રહ્યા, જ્યાંથી જાહેર બાંધકામ ખાતાંની ઑફીસનાં હીસાબી ખાતાંમાં ૨૫) વર્ષ નોકરી કરી યોગ્ય પેનશનપર રીટાયર થયા હતા.

---

**મરણ—**હીરજીભાઈ નશુભાઈ—એવણ ઉદવાડાના જાણીતા બેહદીન રહીશ, અને ત્યાંની અંજુમનની કમીટીના એક સભાસદ હતા. ઉદવાડાના પાક ઈરાંનશાહ આતશ-બેહરાંમના દરવાજાના મુકદમા વખતે અંજુમન તરફથી સુરતની અદાલતમાં સાક્ષી આપવાને બાહર પડયાથી ત્યાંની અથોરનાંન અંજુમનમાં ઘણા માનીતા હતા.

---

તા० ૩૧ મી જાનેવારી.

રોજ ૧૯ માહ ૫ (શે०) ૧૨૭૦ યજદજરદી.

**મરણ—**આવાંબાઈ કાવશજી બેજનજી આલબલેસ—ઉમર વર્ષ ૮૪) એવણ શેઠ એદલજી ફરાંમજી આલબલેસનાં વડાં દીકરી હતાં. એવણનાં એક પુરાં દીકરી જેવણ શેઠ અરદેશર નશરવાંનજી મોદીનાં પેહલાં ધણીઆંની હતાં, તેવણ જવાન વયે ગુજર્યા પછી, એવણે પોતાના રકતપાતથી દુઃખી પતી સાથે સખાવત અને કોમને લગતાં ધરમ-ખાતાંઓને મદદ કરવાપર ધ્યાન રોકયું હતું. એવણે બેસાંનમાં ધરમશાલા, મુંબઈમાં નવાં આતશબેહરાંમ હસ્તક એક ઘર, તવરીમાં નવી સડક, તથા મુંબઈમાં ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણ ફંડ હસ્તક સખાવતી ધોરણપર એક ચાલી વગેરે બંધાવી આપ્યાં હતાં.

---

તા० ૩૧ મી જાનેવારી.

શોલાપુર મધે ત્યાંનાં દોખમાંની સામે સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના દીકરા મરહુમ શેઠ ફરાંમજીનાં પુનને માટે રૂ. ૩૦૦૦) ને ખરચે બંધાવેલી સગડી આજ દીને પરઠાવી હતી. જશનની ક્રિઆ પુણાં-વાલા નાયબે દસ્તુર કેકોબાદ આદરબાદે કીધા બાદ અંજુમન તરફથી તેમને તથા એ સગડીનું કામ સરંજામ ઉતારવા માટે શેઠ આદરજી કાવશજી નગરવાલા અને કંટ્રાકટર એમ० કેકોબાદ ખુરશેદજી મોદીને શેઆલો હોસાડવામાં આવી હતી, તથા સર દીનશાહજીપર માનપત્ર મોકલી આપ્યું હતું.[1]

---

[1] ગુજરાત મિત્ર, તા० [illegible] મી ફેબ્રુઆરી ૧૯૦૧.

તા० ૨ જી ફેબ્રુઆરી.

રોજ ૨૧ માહ ૫ (શે०) ૧૨૭૦ યજદજરદી.

નામદાર માહરાંણી શેહનશાહ બાનુ વિકટોરીયાની લાશને સેવટની આરામગાહે પોંહચાડવાની ક્રિઆ આજ દીને સાંજનાં કરવામાં આવી હતી. તે વખતે મુંબઈ મધે પારસી પંચાતનાં ટરસ્ટી સાહેબોનાં આમંત્રણથી આલ-બલેસ બાગમાં જરથોસ્તી બાનુઓ અને મરદથોનો એક

---

આ સગડીપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ સગડી બેહેસ્તનશીન શેઠ ફરામજી દીનશાજી "પીટીટનાં પુનને સારૂં મરહુમના પીતાજી સર દીનશાજી "માણેકજી પીટીટ બેરોનેટે બંધાવી શ્રી સોલાપુરની પારસી "અનજુમનને સપુરદ કીધીછે.

"એ સગડીનો નીભાવ સોલાપુરની અનજુમને ચંદ્રાકાલ "સુધી કરવો. એ સગડી પાછલ કુલે ખરચ રૂ૩૦૦૦) નો "થયોછે. રોજ ૧૯ મો ફરવરદીન માહ ૧ લો ફરવરદીન "સેહેનશાહી સને ૧૨૭૦ યજદેજરદી તા० ૩ જી અકટોબર "સને ૧૯૦૦ ઈસવી ને વાર બુધ.

"એ સગડીનો પલાન કરનાર તથા બાંધનાર મી० "કેકોબાદ ખુરશેદજી મોદી કંટરાકટર."

તખ્તીમાં જણાવેલે દીવસે સગડી ન ઇજતાં ચાર માસ રહીને ઇજાવી છે.

૨ એ સદેશો નીચે મુજબ હતો:—

Emperor, Edward VII.:—"Tho Parsee conunu nity of Bombay assembled in their public prayer meeting beg to submit their respootful sondolence and dutiful sympathy to his Imperial Majesty Edward VII. and the Royal family on the irreparable loss sustained by the demise of their late sovereign."

એજ દીને સાંજનાં ૭ કલાકે શેઠ ખ. રૂ. કામાએ મજગાંમની મરહુમ શેઠ ફ. ન. પટેલવાલી દરેમેહરમાં એક મીજલસભરી નેક બાનુઓનાં ફરોહરોની બાદ ફર-વરદીન યસ્તમાંથી કરી હતી. થાંણા મધે પારસીઓએ ત્યાંની દરેમેહરમાં સાંજનાં ૪॥ કલાકે ભેગા મલી દ० નશર વાંનજીનાં પ્રમુખપણાં હેઠલ બંદગી કીધી હતી, તથા પ્રમુખ ખાં० બા० બહમનજી પટેલે એક ગંભીર ભાષણ કરી કલે-કટરની મારફતે દલગીરી પત્ર મોકલવાની દરખાસ્ત કીધી, જેને ખાં० બા० ડા० સુરો ટેકો આપ્યો હતો. પુણાં મધે પણ દ० હોશંગજી તથા ખાં० બા० દોરાબજી પદમજીની ભેગી શાહીનાં નોતરાંથી સર્વે ૭૦ એ ભવાંની પેતના ધી ન. મા. પીટીટ હાલમાં ભેગા મલી બંદગી કીધી હતી. દ० હોશંગે ગંભીર અવાજે ગાથા ૪૯-૨ પઢી જઈ તેનો તરજુમો કરી એક વાએજ સંભલાવી હતી. એ પછી દસ્તુરજીએ બુલંદ અવાજે "ખશનોથર અહુર મજદાઓથી" "સતુમ" ની બંદગી શરૂ કરી ફરૂઅશીનો ૩૦ મો કરદો સાથે પઢી રપીથવનની આફરીનમાથી "હમાઓર ફરોહરે જરથોશતર સપીતમાન બાદ" થી આગ જમીઆદ યથા આફરીનામી સુધી પઢી પછી

મોટો મેલાવડો થયો હતો. મરદો સઘળા સફેદ ડગલીપર અને બાનુઓ કાલી સાડીના પોશાગમાં હાજર થયાં હતાં. સાંજનાં ૪ાા કલાકે આતશનાં પાતરાં સનમુખ સર્વેએ નીયાએશ કીધા બાદ શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણાએ ગાથાના પવિત્ર કલામોમાંથી ઉપજાવી કાઢેલી એક ખાસ બંદગી પઢી તથા એક વાએજ કરી સંભલાવી હતી. જે પછી પારસી પંચાતના શેક્રેટરી શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ પારસી કોમ તરફથી નવા શાહનશાહ ૭ મા એડવરડ ઉપર મોકલવાનો દલગીરીનો તારનો સંદેશો વાંચી સંભલાવ્યો હતો, જે ગંભીર ચુપકીદી સાથે બાહલ રાખી મીજલસ બરખાસ્ત થઈ હતી

---

ગુજરાતી બંદગી બાંગે બુલંદ અવાજે વાંચી સંભળાવી હતી. ભાવનગર મધે ત્યાંની દરેમેહરમાં સર્વે જરતોસ્તીઓએ ડાક્ટર બરજોરજી મેહરાંમજીની આગેવાંની હેઠલ ભેગા મલી બંદગી કીધી હતી. સાનોલી મધે ત્યાંની મરહુમ શેઠ કા. હી. એડનવાલાની દરેમેહરમાં સર્વે જ૦ એ મલી દ૦ દારાબ હોરમજનાં પ્રમુખપણાં હેઠલ બંદગી કરી હતી, જેની સેવટે તેમણે તથા ખાં૦ બા૦ મં. કા. મરજબાંને ભાષાણો કરી નામદાર ગવરનરની મારફતે દલગીરીનો સંદેશો માકલયો હતો. નાગપોર મધે ત્યાંની મં. મા. મુલ્લાંવાલી દરેમેહરમાં સર્વે જ૦ ભેગાં થઇ બંદગી કીધી હતી, જે પછી ત્યાંના પંથકી એ૦ એદલજી કાવરાજી કાંગાએ સમયને અનુસરતા બોલોમાં વાએજ કીધી હતી. ઉદવાડાના જ૦ એ પણ દસ્તુર ખુરશેદજી મીનોચેહરજીનાં પ્રમુખપણાં હેઠલ ત્યાંની સર દી. મા. પીટીટવાલી દરેમેહરમાં ભેગા થઇ બંદગી કીધી હતી, જેની સેવટે દસ્તુરજીએ માહરાંણીના આતમાને શાંતી ચાહી હતી. અમદાવાદના જ૦ એ પણ શેઠ ફકીરજી એદલજી ભરૂચાના બંગલામાં એકઠાં મલી બંદગી કર્યા પછી ત્યાંના ડેપ્યુટી કમીશનરની મારફતે નામદાર વાઇસરાયપર દીલાસાનો પેગાંમ મોકલયો હતો. નવસારીની બઝમે જશને રૂઝે મેહરાંમની મંડલી તરફથી માહરાંણીજીનાં રૂહની શાંતી માટે બંદગી કરવામાં આવી હતી, તથા પ્રમુખ મનચેરજી બરજોરજી દેસાઇને નામે મુંબઈ સરકાર મારફતે તારનો દીલાસાનો સંદેશો મોકલવામાં આવ્યો હતો. સાંજનાં જમશેદ બાગમાં શેઠ ફરાંમજી મનચેરજી ભુમલાની આગેવાની હેઠલ સર્વે જ૦ એ મલી બંદગી કીધી હતી, તથા એ૦ મેહરવાનજી હોરમજી કકલીઆએ ફરવરદીન યસ્તમાંથી કેટલાક ફકરાઓ ટાંકી બતાવી દેખા ગુજારી હતી, અને ફરવરદીમાં જેમ જુદાં જુદાં ફરોહરની આરાધના કરવામાં આવી છે તેમ મહારાણીને માટે પણ થાય તો ખોટું નથી એમ કહી દસ્તુરજી દારાબજી માહીઆરજીને નામે નામદાર વાઈસરાયપર તારનો સંદેશો રવાના કરવાની દરખાસ્ત થઇ હતી. આકોલા મધે પણ ત્યાંની દરેમેહરમાં સર્વે જ૦ ડેપ્યુટી કમીશનર શેઠ રૂસતમજી ફરદુનજીની આગેવાંની હેઠલ ભેગા મલી બંદગી કીધી હતી. ધુબાલી મધે શેઠ બરજોરજી માણેકજી પટેલનાં મકાનમાં ત્યાંના તથા ગદકના સર્વે જ૦ એ મલી બંદગી કરી મુંબઇના ગવરનરની મારફતે મેલાત તારનો સંદેશો રવાંના કીધો હતો. સુરત મધે પણ ત્યાંનાં શેહનશાહી આ૦ બે૦ માં સર્વે જ૦ એ સરદાર એદલજી મોદીની આગેવાની હેઠલ મલી દ૦ રૂસતમજી જમશેદજીના પ્રમુખપણાં તલે બંદગી કરી હતી તથા નામદાર ગવરનરની મારફતે મોદીજીને નામે તારનો સંદેશો મોકલવાનો ઠેડાવ થયો હતો. ક્રીમાંઝુની દરેમેહરમાં પણ સર્વે જ૦ એ ભેગા મલી બંદગી કરી હતી, તથા દસ્તુરજી દારાશાહ રૂસ્તમજી સંજાણાને નામે થાણાંના કલેક્ટરની મારફતે દીલાસાનો તાર મોકલયો હતો. બલસાડ મધે પણ સર્વે જ૦ ત્યાંની મરહુમ શેઠ મોટાભાઇ શાપુરજીવાલી દરેમેહરમાં ભેગા મલી બંદગી કરી હતી. ગોઘરા મધેના સર્વે જ૦ પણ ત્યાંવાલા ડાકટર બેહરાંમશાહ મનચેરશાહ મારશલના બંગલામાં ભેગા મલી બંદગી કરી હતી. ઇગતપુરા મધે પણ સર્વે જ૦ ત્યાંની દરેમેહરમાં ભેગા થાઇ બંદગી કીધી હતી, તથા શેઠ દારાબશાહ શાપુરજીએ એક ભાષાણ કરી નવા શેહનશાહને નામની તંદરોસ્તી પઢાવી હતી. હાજર રહેલી બાનુઓમાંથી એક બાઇ બાનુબાઇ હોરમજજીએ અવસ્તામાંથી માહરાંણીજીનાં ફરોહરને યાદ કરવાના કલાંમ ભણ્યા હતા. સીકંદરાબાદ મધે પણ ત્યાંની દરેમેહરમાં દ૦ ખુરશેદજી બેહરાંમજીની આગેવાંની હેઠલ સર્વે જ૦ એ મલી દસ્તુરજીની સુચના મુજબ સરોશ હાદોખતની બંદગી કરી હતી તથા દસ્તુરજીએ મરહુમ માહરાંણીજીના ગુણોની સ્તુતી ગાઇ હતી. તારાપોરના જ૦ એ પણ ત્યાંની દરેમેહરમાં ભેગા મલી બંદગી કીધી હતી. ઉરનના જ૦ એએ પણ શેઠ અરદેશર પેશતનજી બારીઆની આગેવાંની હેઠલ ત્યાંની પારસી સ્કુલમાં ભેગા મલી પછી દરીયે કીનારે જઇ બંદગી કીધી હતી. ઇંદોરના જ૦ પણ ત્યાંની દરેમેહરમાં ભેગા મલી બંદગી કરી હતી, જે પછી મોબેદ મનચેરશાહે પ્રસંગને અનુસરતી ફારસી બેતો વાંચી સંભલાવી હતી. હેદરાબાદમાં આવેલાં નાનદેર ગામમાં જ૦ એ એકઠા મલી આજીરન ઘેહમાં શેઠ બરજોરજી વીકાજીની અવલમંજલની જગા આગલ બંદગી કીધી હતી. વઢવાંન ખાતે પણ ત્યાંના ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ મી૦ હોરમજજી જમશેદજી આંતીઆના બંગલામાં સર્વે જ૦ એ ભેગા મલી બંદગી કીધી હતી. બેલગાંમ મધે પણ ત્યાંની દરેમેહરમાં સર્વે જ૦ એ ભેગા મલી બંદગી કીધી હતી. ભોસાવલ મધે પણ ત્યાંની અંજુમનના વાઈસ પ્રેસીડંટ શેઠ કાવશજી જમશેદજી અમરોલીવાલાની આગેવાંની હેઠલ ત્યાંના સર્વે જ૦ એ બંદગી કીધી હતી. લાહોર મધે ત્યાંની દરેમેહરમાં સર્વે જ૦ એ શેઠ નશરવાંનજી એદલજી ગંકવાલાની આગેવાંની હેઠલ ભેગા મલી સાંજે બંદગી કીધી હતી. નીમચ મધે ત્યાંની દરેમેહરમાં સર્વે જ૦ એ બંદગી કીધી હતી તથા વાઇસરાયપર તાર મોકલયો હતો. અહમદનગર મધે પણ ત્યાંની દરેમેહરમાં સર્વે જ૦ એ ભેગા મલી બંદગી કીધી હતી. હાંસોટ મધે પણ શેઠ બેહરાંમજી ડોશાભાઇ બાસલાનાં પ્રમુખપણાં હેઠલ ત્યાંનાં દવાખાંનાંમાં બંદગી કીધી હતી. કરાંચી મધે પણ ત્યાંની કાંપની દરેમેહરમાં જ૦ એ શેઠ પેશતનજી બેહરાંમજી કોઠવાલની આગેવાંની હેઠલ ભેગા મલી બંદગી કીધી હતી. જેની સેવટે એ૦ માણેકજી નશરવાંનજી બાલાએ વાએજ કરી હતી. અમદાવાદ મધે પણ ત્યાંની દરેમેહરમાં સર્વે જ૦ એ ભેગા મલી બંદગી કરી હતી. જેની સેવટે ખાં૦ બા૦ જાંહગીર પેશતનજી વકીલે મરહુમ માહરાંણીજીની સ્તુતી ઘટતા બોલોમાં કરી હતી. શોલાપુરના કામા હાલમાં સર્વે જ૦ એ ભેગા મલી દ૦ કેકોબાદ આદરબાદ પુણાંવાલાની આગેવાંની હેઠલ બંદગી કરી હતી. જેની સેવટે દસ્તુરજીએ વાએજ કરી હતી.

બમે જમશેદ, તા૦ ૪ થી ફેબરવારી ૧૯૦૧.

### તા૦ ૪ થી ફેબરવારી.

નામદાર માહરાંણી વિકટોરીઆનાં મરણથી આ દેશના લોકોને ઉપજેલી દલગીરી જાહેર કરવા તથા એ નામદારની યાદગારી કાએમ રાખવાના ઠેડાવો કરવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા શેરીફ મી૦ જેમસ મેકડોનલડ જોગ ગયલાં પુશકલ શહીઓનાં એક રેકવીજીશનની રૂએ ટાઉનહાલમાં બોલાવવામાં આવી હતી. સર જમશેદજી જીજીભાઇ બારોનેટની દરખાસ્ત ઉપરથી પ્રમુખસ્થાન નામદાર ગવરનર લૉરડ નાર્થકોટને આપવામાં આવ્યું હતું. તે નામદારે એક ઘટતું ભાષણ કર્યા બાદ નામદાર ચીફ-જસટીસની દરખાસ્ત ઉપરથી ઠેડાવ થયો કે "મુંબઇના શેહેરીઓની મળેલી જાહેર સભાએ પોતાનાં મરહુમ વહાલાં રાજકરતાં મહારાણીજી વિકટોરયા તે હીંદુસ્તાનનાં શેહેનશાહબાનુનાં મરણની ખબર ખરાં અંતઃકરણની દલગીરી અને મોટી ગમગીની સાથે સાંભળી છે, અને એ ખેદકારક બનાવ માટે નામદાર રાજા એડવરડ સાતમા તે હીંદુસ્તાનના શેહેનશાહને તથા બાદશાહી કુટુંબને સભા માનપુરવક દીલાસો દે છે.

"નામદાર રાજા ઉપર મોકલવા ધારેલું દીલાસાપત્ર બહાલ રાખવું, અને આ સભા તરફથી સરનશીંન તે ઉપર પોતાની સહી કરવી."

એ બાદ મુંબઇના લૉરડ બીશોપે દરખાસ્ત કરી અને તેને હાનરેબલ બદરૂદીન તૈયબજી તથા હાનરેબલ બહમનજી દીનશાહજી પીટીટે ટેકો આપવાથી મરહુમ માહરાંણીની યાદગારી લાયક રીતે જાલવવાના હેતુથી સઘળા વર્ગના લોકો તરફથી ઉઘરાણું ભેગું કરવા એક મોટી કમીટી તથા ૨ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૨ હિંદુ, ૨ મુસલમાન, અને ૨ પારસી (શેઠો જાંહગીર બહમનજી પીટીટ અને દીનશાહ એદલજી વાછા) મલી ૯ સેક્રેટરીઓ નેમવાંનો ઠેડાવ થયો હતો. એ બાદ શેરીફનો તથા નામદાર પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ હતી.[1]

---

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૫ મી ફેબરવારી ૧૯૦૧.

એ ફંડમાં નીચલી મુખ્ય રકમો પારસીઓની હતી:—રૂ૫૦૦૦૦) સર દીનશાહ માણેકજી પીટીટ; રૂ૩૦૦૦૦) શેઠ જમશેદજી નશરવાંનજી તાતા, અને એવણેજ રૂ૨૦૦૦૦) કલકત્તાના ફંડ માટે; રૂ૧૦૦૦૦) સર જમશેદજી જીજીભાઇ, ઓ૦ મી૦ બહમનજી દીનશાહ પીટીટ, શેઠ ધનજીભાઈ બહમનજી મીસ્રી; રૂ૭૫૦૦) ઓ૦ મી૦ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઇ. ઇ.; રૂ૫૦૦૦) શેઠો દોરાબજી જમશેદજી તાતા, રતનજી જમશેદજી તાતા, તથા જાંહગીર, ધનજીભાઇ અને પીરોજશાહ બહમનજી પીટીટ, મેહરવાંનજી અને હોરમજજી મંચેરજી કામા વગેરે, રૂ૩૦૦૦) સર જમશેદજી જીજીભાઇએ કલકત્તાનાં ફંડ માટે

### તા૦ ૮ મી ફેબરવારી.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની કોનાટ રોડ ઉપરની આસરે ૩૧૦૦૦) ચોરસવાર જમીન કે જેની પડોશમાં તે વેળાએ મરાથા હારપીટલ ઉભી કરેલી હતી, તે બાબુક માટેની ઉડતા રોગોને લગતી એક હારપીટલ બાંધવા માટે રૂ૨૫૦૦૦૦) ની રકમ સાથે તેનું નામ "સર દીનશાહ પીટીટ એપીડેમીક હારપીટલ" કરી રાખવાની શરતે આપવા માંગી હતી.[2]

### તા૦ ૧૦ મી ફેબરવારી.

રોજ ૨૯ માહ ૫ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—નશરવાંનજી પેશતનજી ડુંગાજી, ભરૂચવાલા—ઉમર વર્ષ ૪૫) ભરૂચવાલા શેઠ પેશતનજી ડુંગાજીના સાતમાં દીકરા. એવણનો કુટુંબી વેપાર જે ગુજરાત અને મુંબઇજ નહીં પણ મદરાજથી કોચીન અને મધ્યપ્રાંતોમાં નાગપોર અને કાંપટી સુધી લંબાયલો હતો, તેની શાખા પેહડીઓપર ઘણી ઉદ્યોગી ખંતથી ફરતા હતા.

---

આપ્યા હતા. કવેટાવાલા ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલે તે તરફ કબાં થયલાં ફંડમાં રૂ૪૦૦૦) ભર્યા હતા.

એ ભરાયલાં ફંડનો ઉપયોગ મુંબઇમાં આંધલાં બાળકો માટે એક નિશાળ સ્થાપવામાં કરવાને નાણાં ભરનારાઓની તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને મલેલી સભામાં ઠેડવ્યું હતું.

૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી આપરેલ ૧૯૦૧.

એ હારપીટલ માટે સર દીનશાહજીએ મ્યુનીસીપાલીટી સાથે એવી શરત કરવા માગી હતી કે પોતાની જમીનના પડોશમાંની આશરે ૮૮૦૦ ચોરસવાર મ્યુનીસીપલ જમીન એ કડકા સાથ મ્યુનીસીપાલીટીએ જોડી નાખવો, અને એ જોડાયલા કડકા ઉપર ઉડતા રોગોના દરદીઓ માટે એક પાકી બાંધણીની હારપીટલ બાંધવી તથા તે નીભાવવી, અને તેને "શ્રી સર દીનશાહ માણેકજી પીટીટ એપીડેમીક હારપીટલ" નું નામ આપવું. એ હારપીટલમાં પારસીઓ માટે ૪૦ દરદીઓની ગોઠવણનો અલાહેદો વારડ તથા તેઓ માટે અલાહેદી રાંધણીઓ, વાડા, અને મરણ પામેલા પારસી દરદીને થોડો વખત રાખવાને એક જુદા ઓરડાની તેમાં ખાસ સગવડ કરવી. જે જે ખાનગી ગ્રહસ્થોએ પોતાના નામના પાકા વારડો હાલની મરાઠા હારપીટલમાં બંધાવ્યા છે તે ચાલુ રાખવા સામે સર દીનશાહને કાંઇ વાંધો નથી. મ્યુનીસીપાલ કમીશનરે આ બક્ષીસ સ્વીકારવાને કોરપોરેશનને મજબુત ભલાંમણ કીધી, અને તે યોજનાને અમલમાં મુકવા માટે શું પગલાં ભરવાં તે સુચવવા માટે એક કમીટી નેમી હતી તેટલામાં સર દીનશાહજી પીટીટનું મરણ નીપજવાથી કમીટીએ તેમનાં વીલના વહીવટ કરનારાઓની મરજી પુછાવતાં જણાવવામાં આવ્યું કે, મરહુમ સર દીનશાહજીની બાકી રહેલી મીલકતના હકદારો એમની મજકુર માંગણીપર અમલ કરી શકતા નથી.

### તા૦ ૧૩ મી ફેબરવારી.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ જરથોસ્તીઓમાં ધર્મજ્ઞાનનો ફેલાવો કરવામાં પોતાની ઉપયોગી જીંદગી અસાધારણ જેહમત લઈ ગુજારી છે તેવણુની ૭૦ માં વર્ષની સાલગરેહની યાદગારી તરીકે તેમજ ધર્મ સંબંધી તેમની કીમતી સેવાઓની ટુક પીછાંન તરીકે તેવણુના ચેલાઓ તથા વખાણુનારાઓ તરફથી જેમ યુરોપમાં કોઇ વિદ્વાનની યાદમાં તેના મિત્રો બાહેર પાડે છે તેવું એક "મેમોરીઅલ વાલ્યુમ" તેવણુને ભેટ આપવા માટે જુદા જુદા લખનારાઓએ જરથોસ્તી ધર્મ તથા સાહીત્યને લગતી પોતપોતાને મનપસંદ બાબદ ઉપર એકકી બીના ઇંગ્રેજીમાં લખી તૈયાર કીધું હતું તે આજ દીને એક મોટા મેલાવડાની હજુરમાં તેમને ભેટ આપવામાં આવ્યું હતું. મેલાવડાનું પ્રમુખસ્થાંન સર જમશેદજી જીજીભાઇ બારોનેટે લીધા બાદ શમશુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ "મેમોરીઅલ વાલ્યુમ"[2] વિષેની હકીકત કહી સંભલાવી તે બાદ પ્રમુખે તેની એક શોભાતી નકલ પોતાને હાથે શેઠ ખરશેદજીને મીજલસમાં ભેટ આપી. ત્યારબાદ શેઠ ખરશેદજીએ સ્થાપેલી જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી તરફથી એક મુબારકબાદીનું માનપત્ર એ મંડલીના સેક્રેટરી એ૦ નશરવાંનજી બરજોરજી દેસાઇએ વાંચી સંભલાવ્યું, તે પણુ પ્રમુખે એમને એનાયત કર્યું હતું. એ પછી પ્રમુખે શેઠ ખરશેદજીની સેવાની સ્તુતી કરનારૂં એક સુભાખીત ભાષણુ કર્યું, અને જેનો શેઠ ખરશેદજીએ પુરતી ગંભીરાઇથી જવાબ વાલી સર્વ મિત્રો તથા લખનારાઓનો ઉપકાર માનયો હતો. જે બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૦૧.

૨ "The K. R. Cama Memorial Volume. Essays on Iranian subjects written by various scholars in honour of Mr. Kharshedji Rustomji Cama. On the occasion of his seventieth birth-day, and edited by Jivanji Jamshedji Modi B. A. Bombay: Fort Printing Press. 1270 A. Z. 1900 A. C,

એ મેમોરીઅલ વાલ્યુમમાં જુદા જુદા ૩૦ લખનારાઓએ એકકી બારીકીસ ઇંગ્રેજીમાં લખી છે, તથા તેની શરૂઆતમાં શેઠ બહમનજી બેહરામજી પટેલે શેઠ ખરશેદજીની જીંદગીનો અહેવાલ તથા એ૦ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાએ તેમની જાહેર અને ખાંનગી વર્તણુક વિષે નિબંધો લખ્યા છે.

### તા૦ ૧૩ મી ફેબરવારી.

#### રોજ ૨ માહ ૬ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

ખાનબાહદુર જાંહગીરજી પેશતનજી વકીલ[3]—ઉમર વર્ષ ૫૫). અમદાવાદવાલા શેઠ પેશતનજી હુરાંમજી વકીલના બીજા દીકરા. એવણુ પોતાના વડા ભાઇ સર નવરોજજી પેશતનજી વકીલ સાથે વેપાર અને કંટ્રાકટનાં કામોમાં નાહની ઉમરથીજ જોડાયા હતા. વડોદરા રેલવેનાં આનંદ-ગોધરા તથા વઢવાંન લાઇન બાંધવાનાં કંટ્રાકટ તથા સરકારી ઇજારાઓ લીધા હતા. એ બંધે ભાઇઓએ મલી અમદાવાદની દરેમેહર તથા જમણુવારનો એટલો બધાવ્યો હતો. ૧૮૮૭ થી અમદાવાદની અંજુમનના એવણુ સેક્રેટરી હતા અને રવાંનોનું ફંડ વગેરે એવણુની દીલસોજીથી ઘણું મોટું થયું હતું. ૧૮૯૫ માં એવણુને ખાનબાહદુરનો ખેતાબ સરકારે આપ્યો હતો. ત્યાંની ગુજરાત કૉલેજ બૉરડના એક મેમબર તથા હેમાભાઇ ઇનસ્ટીટયુટના પ્રમુખ હતા, અને છેલ્લા ૭ માસ પરજ અમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખ નેમાયા હતા.

---

### તા૦ ૧૪ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે આએ સાલ નીચલા પારસીઓને નેમ્યા હતા—

ડાકટર સોહરાબ ખરશેદજી નરીમાંન, એમ. ડી., બી. એસ. સી.

શેઠ પેશતનજી નશરવાંનજી વાડીઆ.[4]

---

### તા૦ ૧૪ મી ફેબરવારી.

#### રોજ ૩ માહ ૬ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણુ**—ખાંનબાહદુર મેહરજીભાઇ કુવરજી તારાપોરવાલા, સી. આઇ. ઇ.[5]—ઉમર વર્ષ ૫૪) એવણુ તારાપોરના વતની હતા. અને તે ગાંમની મરાઠી શાલામાં શરૂઆતની કેળવણી લીધાથી તે ભાષા ઘણી સારી જાણુતા હતા. ૧૮૭૩ માં ડીસ્ટ્રીકટ અને ૧૮૭૫ માં હાઇ કોરટ

---

૩ એવણુને ફરજંદ ન હોવાથી પોતાના ભત્રીજા સરદાર રૂસતમજી (નશરવાંનજી) જાંહગીરજી વકીલને પાલક કીધા હતા.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૦૧.

૫ શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાલા, સી. આઈ. ઇ., ના ભાઇ.

એવણુના મિત્રો, વખાંણુનારાઓ તથા ચેલીઓ તરફથી એમની એક સુંદર ઓઇલ પેનટીંગની તસવીર પડાવીને તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૦૩ ને દીને બે વર્ષની બાજને દીને તારાપોરની દરેમેહરમાં ખોલ્લી મુકી હતી.

પલીડર થઇ સરકારી નોકરીમાં સબોરડીનેટ જડજ તરીકે તલેગાંમ, સતારા વગેરે ઠેકાંણે નેમાયા. ૧૮૭૭-૭૮ નાં દખણના દુકાળ વેળા સંકટ ટાલવાને એમણે અથાગ મેહનત કરી હતી, જે માટે સરકારે ખાસ ઠરાવ બાહર પાડી પીછાંન કરી હતી. ૧૮૮૨ માં કોહલાપોરનાં મરાઠી રાજમાં જડજ નેમાઇ ગયા હતા. પણ થોડા વખતમાં ત્યાં રીજંસી થયાથી તેની કાઉનસીલમાં ધારા સંબંધી સલાહકાર નેમાયા. અને ૧૮૮૪ માં ત્યાંના દીવાન નેમાયા, એમના અમલ વેળા કરેલા સુધારાઓથી મુંબઇ સરકારને પણ ઘણો સંતોષ મલ્યો, અને ૧૮૮૮ માં હીંદી સરકારે એવણને સી. આઇ. ઇ. નો ખેતાબ આપ્યો તથા કોહલાપુરની રીજંસી કાઉનસીલના પ્રમુખ નેમ્યા, જે ઓધ્ધો ૧૮૯૪ માં નવા રાજાને ગાદી સોંપી ત્યાં સુધી એવણે ચલાવ્યો હતો. પછી નાદરૂસ્ત તબીયતને લીધે તારાપોર જઇ વસ્યા, અને ત્યાંજ ગુજર્યાં હતા.

---

### તા૦ ૧૫ મી ફેબરવારી.

આજ દીને અમદાવાદ મધે મરહુમ ખાંનબાહદુર જાંહગીરજી પેશતનજી વકીલનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૩૦૦૦), વીધવા બાઇ શુનાંબાઇએ રૂ૧૦૦૦). ભાઇ ખાંનબાહદુર નવરોજજી પેશતનજી વકીલ, સી. આઇ. ઇ. એ રૂ૭૦૦), તથા બીજા ખેશીઓએ રૂ૩૨૬) મલી રૂ૫૦૨૬) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ઉઠમણાંની સેવટે મરનારનું નામ અમદાવાદમાં જરથોસ્તી ધર્મને લગતી જાહેર ક્રિઆઓમાં ઉમેરવા તથા દરેમેહરમાં તેમની એક તસવીર અંજુમનને નામે મુકવાના ઠેડાવો થયા હતા.[1]

---

### તા૦ ૧૮ મી ફેબરવારી.

માહરાંણી વિકટોરીયાનાં મરણથી ઓંજાતને ઉપજેલી દલગીરી જાહેર કરવા તથા તે નામદારની યાદગારી રાખવાનો ઠેડાવ કરવાને મુંબઇની સર્વે કોમની બાનુઓની એક જાહેર સભા ટાઉનહાલમાં નામદાર લેડી નાર્થકોટનાં પ્રમુખપણાં હેઠલ મળી હતી. એ સભામાં જરથોસ્તી બાનુઓએ પોતાની કોમના વડા અકાબર સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં ધણીઆણી લેડી ગુલબાઇ જમશેદજી જીજીભાઇની એલતેમાસને માન આપી ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સઘળી કોમોની બાનુઓમાં પારસી બાનુઓની સંખ્યા સર્વથી મોટી હતી. સભામાં ઠેડાવ કરવામાં આવ્યો હતો કે "આ સભામાં નેમવામાં આવનારી કમીટી હવે પછી નકકી કરે તેવી રીતે મરહુમ મહારાણીજી શેહેનશાહબાનુ વીકટોરીયાની યાદગારી કાયમ રાખવા માટે મુંબઇ ઇલાકાની બાનુઓએ એક ફંડ ઉભું કરવું. ફંડમાં દર બાનુએ ભરવા માટેની રકમની વધતામાં વધતી હદ રૂ૧૦ ની રાખવી."[2]

---

### તા૦ ૧૯ મી ફેબરવારી.

મુંબઇની યુનીવરસીટીનું "કૉનવોકેશન" સર કાવસજી જાંહગીર યુનીવરસીટી હાલમાં ભરાયું. પ્રમુખસ્થાને નામદાર ચાનસેલર લારડ નાર્થકોટ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા:—[3]

---

1 જામે જમશેદ, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૯૦૧.

એ તસવીર તા૦ ૯ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને દરેમેહરમાં અંજુમનની સભા મેલવી પ્રમુખ ખાંનબહાદુર નવરોજજી પેશતનજી વકીલ, સી. આઇ. ઇ. એ ખોલ્લી મુકી હતી.

2 ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૯૦૧.

સભામાં ઠેડવવામાં આવેલી કમીટીમાં નીચલી પારસી બાનુઓ હતી—

દાવેજર લેડી જમશેદજી જીજીભાઈ, લેડી જમશેદજી જીજીભાઇ, લેડી જહાંગીર કાવસજી, લેડી ભાવનગરી, બાઈ પીરોજબાઇ જમશેદજી જીજીભાઇ, મીસીસ (મોહોરદારો) સોરાબજી જમશેદજી જીજીભાઇ, મેરબાઈ એ. એચ. વહાડયા, આવાંબાઇ ફરામજી દી. પીટીટ, ગુલબાઇ બમનજી દી. પીટીટ, દીનબાઇ જીજીભાઇ એફ. પીટીટ, રૂસ્તમજી બેહેરામજી જીજીભાઇ, હીરાંબાઇ જે. એન. તાતા, જાલબાઇ આ. શેઠ, હીરાંબાઈ એન. એમ. વહાડયા, સુનાબાઇ સી એમ. ખરશેદજી, દોરાબ જે. એન. તાતા, નવાજબાઈ રતનજી જે. એન. તાતા, પી. એમ. મેહેતા, શીરીઝ હોશંગ દસ્તુર, એન. એ. એફ. મુસ, દારાબ પેશોતન સંજાના, રતનબાઇ મેરવાનજી પી. ખરેગાટ, મોદી, જમશેદજી સી. જમશેદજી, ડી. એન. પારખ, ગુલબાઇ મન ચેરજી સી. મરઝબાન, ફરેની મરઝબાન મ. કા. મરઝબાન, ફરદુનજી એસ. તાલયારખાન, રતનબાઇ જહાંગીર ડોસાભાઇ ફરામજી, જમશેદજી એ. વહાડયા, તેમુલજી ભીખાજી નરીમાન, તથા પેસ્તનજી એ. વહાડયા.

**વ્યવસ્થાપક કમિટીમાં.**—પારસીઓમાં લેડી ગુલબાઇ જમશેદજી જીજીભાઈ, મીસીસ ગુલબાઇ બમનજી દીનશાહ પીટીટ, મીસીસ દોરાબ જમશેદજી તાતા, મીસીસ જમશેદજી ન. પીટીટ, લેડી ધનબાઇ જહાંગીર કાવસજી જહાંગીર (ખજાનચી), મીસ શીરીન માણેકજી ખરશેદજી તથા મીસ શેહરબાનુ કેખશરો નવરોજજી કાબરાજી (સેક્રેટરીઓ).

3 આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં જેમસ બરકલી ગોલ્ડ મેડલ અને પ્રાઇઝ દાદાભાઇ રતનજી સતારેવાલાને, કોબડન કલબ ગોલ્ડ મેડલ બહમનજી જમશેદજી વાડીઆને, હીરાંબાઇ પેશતનજી કામા ગોલ્ડ મેડલ આવાંબાઇ માણેકજી મેહતાને, કવીન એમપરેસ સીલવર મેડલ આવાંબાઇ

**એમ. એ. ની પદવી**—પેસતનજી અરદેશર વાડીઆ, રૂસતમજી બરજોરજી પારખ, ફરામજી દાદાભાઇ આલપાઇવાલા, **પીરોજા રૂસતમજી બનાજી**, હોરમજજી માણેકજી ભીખર.

**એલ એલ. બી. ની પદવી**—જમશેદજી માણેકજી આંતીઆ, માણેકજી રૂસતમજી બીલીમોરીઆ, રતનજી શોરાબજી દાદાચાંનજી, શોરાબજી બરજોરજી દાદીબરજોરના, રૂસતમજી અરદેશર એંટી, જાંહગીર દીનશાહ ધાસવાલા, શોરાબજી બહમનશાહ જીનવાલા, દાદાભાઈ હોરમજજી કાતરક, માણેકશાહ કેખશરૂ નાદરશાહ, ફરામજી દોરાબજી રબાડીના, મેહરવાંનજી અરદેશર રાંડેલીઆ, અરદેશર બહમનજી શેઠના, બાપુજી શોરાબજી વછાકદાર, કેકોબાદ બાખાજી દસ્તુર, બહમનજી હોરમજજી દેસાઇ, જમશેદજી બેહરામજી કાંગા, અરદેશર રતનજી કરંજીઆ.

**એલ. એમ. એંડ એસ. ની પદવી**—બરજોરજી પીરોજશાહ કરાની, ફરામજી દાદાભાઇ નાણાંવતી, કેખશરૂ રૂસતમજી દલાલ, બેહરામજી શોરાબજી દારૂવાલા, દીનશાહ મનચેરજી મગરાત, બેહરામજી માણેકજી ખંબાતા, **આવાંબાઈ માણેકજી મેહતા**, પીરોજશાહ મનચેરજી મેહતા.

**એલ. સી. ઈ. ની પદવી**—દાદાભાઇ રતનજી સતારેવાલા, મનચેરશાહ મેહેલજી મીસ્ત્રી, જાલ ડોશાભાઇ કુભાર, રૂસતમજી માણેકજી દારૂવાલા.

**બી. એસ. સી. ની પદવી**—માણેકશાહ જમશેદજી આંતીઆ, જમશેદજી બેજનજી વાછા.

**બી. એ. ની પદવી**—બમનજી જમશેદજી વાડીઆ, નશરવાંનજી નવરોજજી અકલેસરીઆ, ફરેદુન કેરશાસ્પજી દાદાચાંનજી, રતનશાહ કોયાજી કંત્રાકટર, પીરોજશાહ એદલજી દસ્તુર, મેહરવાંનજી માણેકજી ગંદેવીઆ, દારાબશાહ દીનશાહ કાંગા, નાદરશાહ નશરવાંનજી માસટર, શોરાબજી દોરાબજી સકલાતવાલા, બરજોર પીરોજશાહ વકીલ, નાદરશાહ રતનજી વાંનીયા, વીકાજી ફરામજી વીકાજી, મેહરજી જમશેદજી આંતીઆ, નશરવાંનજી હોરમજજી બાંબોટ, ખરશેદજી ધનજીભાઇ બાલીમોરીઆ, શોરાબ જમશેદજી બલસારા, રૂસતમજી શોરાબજી કપટાંન, પીરોજશાહ નશરવાંનજી દારૂવાલા, જમશેદ પેશતનજી દેણુ, બરજોરજી ડોશાભાઇ હકીમ, પીરોજશાહ નવરોજજી ઇટાલીઆ, હોરમજજી દોરાબજી કાંગા, રૂસતમજી દીનશાહ કાંગા, લોહરાસ્પ નશરવાંનજી કરાઇ, ખરશેદજી દાદી માણેકજી લીમજી, નાદરશાહ દોરાબજી મીનોચેહર હોમજીના, પીરોજશાહ પેશતનજી મીસ્ત્રી, દીનશાહ અરદેશર મોવડાં-

---

માણેકજી મેહતાને, જે. સી. ક્રીસ્પો ગોલ્ડ મેડલ પીરોજશાહ મનચેરજી મેહતાને; તથા પ્રાઇઝોમાં હયુલીંગસ પ્રાઇઝ અરદેશર રૂસતમજી દલાલને, બાલકૃષ્ણ સુદામજી પ્રાઇઝ બેહરામજી માણેકજી ખંબાતાને, જારજ સ્પેનસર પ્રાઇઝ દાદાભાઇ હોરમજજી કાતરકને; તથા સ્કાલરશીપોમાં મેહરવાંનજી ફરામજી પાંડે સ્કાલરશીપ દાદાભાઇ રતનજી સતારેવાલાને, જેમસ ગીવસ સ્કાલરશીપ શેહરીઆરજી નશરવાંનજી ડુંગાજીને, સર જેમસ ફરગ્યુસન સ્કાલરશીપ બહમનજી જમશેદજી વાડીઆને, મેડીકલ વીમેન ફોર ઇંડીઆ ફંડની સ્કાલરશીપ આવાંબાઇ માણેકજી મેહતાને, લેડી રેએ મેડીકલ સ્કાલરશીપ રતનબાઇ કુવરજી નાજર અને તેહમીના પેશતનજી ખાવરીને, જમશેદજી નશરવાંનજી પીટીટ જંદ સ્કાલરશીપ હોરમજજી માણેકજી ભીખરને, મનચેરજી નવરોજજી બનાજી સ્કાલરશીપ બાપુજી શોરાબજી વછાકદારને, સર દીનશાહ માણેકજી પીટીટ મેડીકલ સ્કાલરશીપ ગુલબાઇ માણેકશાહ ડાકટરને, આઇમાંએ ખરશેદજી રૂસતમજી કામા સ્કાલરશીપ ડોસાભાઇ દોરાબજી વાછાને, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ અવસ્તા એંડ પેહલવી સ્કાલરશીપ ડોસાભાઇ મેહરવાંનજી માણેકજી ગંદેવીઆને, અને ફરામજી શોરાબજી ભાવનગરી સ્કાલરશીપ બોદાબખશ બેહરામજી પુલેસરને.

આ વર્ષે યુનીવરસીટીની પુંજીમાં બાઇ પીરોજબાઇએ પોતાના ખાવંદ મરહુમ સરજ્યન કેપટન બેહરામજી નશરવાંનજી કોયાજીનાં નામની એક સ્કાલરશીપ સ્થાપવાને રૂ૬૦૦૦) ની રકમ ભેટ આપી હતી.

આ વર્ષે યુનીવરસીટીના પરીક્ષકોમાં નીચલા પારસી ગ્રહસ્થોને ઠેરવ્યા હતા:—(એમ. એ.) માં શ. એ. દસ્તુર દારાબ પેશોતનજી સંજાના તથા એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, અવસ્તા પેહલવીના; અને આદરજી મેહરનોશજી મસાંની, ખુદરતી વિદ્યાના. (બી. એ.) માં શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, અવસ્તા પેહલવી; શાપુરશાહ હોરમજજી હોડીવાલા, તવારીખ; ફરદુનજી મનચેરજી દસ્તુર તથા જમશેદજી એદલજી દારૂવાળા, ગણીત શાસ્ત્ર; કાવશજી દાદાભાઇ નાએગાંમવાલા, સીદ્ધ પદાર્થ વિજ્ઞાન; આદરજી મેહરનોશજી મસાંની અને મનચેરજી કાવશજી કાંગા, બોટની અને બાયાલોજી; નાનાભાઇ અરદેશર મુસ, ફીઝીકલ જ્યોગ્રાફી—માઇનીંગ અને જીયાલોજી; પેશતનજી જામાસ્પજી પાદશાહ, જુરીસ પરૂડનસ. (પ્રીવીઅસ, ઇનટરમીડીએટ) માં કાવશજી એદલજી કાંગા, અવસ્તા પેહલવીના. (એલ. એમ. એંડ એસ.) માં ડા૦ રૂસતમજી નશરવાંનજી ખોરી, સુવાવડ; ડા૦ શોરાબ ખરશેદજી નરીમાન, મેડીકલ જુરીસ પ્રુડનસ; ડા૦ હોરમજજી માણેકજી માસીના, એનાટોમી. (ફરસ્ટ એલ. એમ.) માં ડા૦ કેખશરૂ રૂસતમજી વીકાજી, કેમીસ્ત્રી; આદરજી મેહરનોશજી મસાંની, બોટની. (મેટ્રીક) માં શોરાબ ફરદુનજી મુલ્લાં, ફારસી; જાંગીર એદલજી દાવર, ફ્રેંચ; નાનાભાઈ અરદેશર મુસ અને કેખશરૂ કુવરજી કાપડીઆ, ખુદરતી વિદ્યા; કાવસજી જમશેદજી સંજાણા, ગણીતશાસ્ત્ર. (સ્કુલ ફાઇનલ) માં શાપુરશાહ હોરમજજી હોડીવાલા અને રૂસતમ ડા૦ ન. વાડીઆ ઇંગ્રેજી; હીરજીભાઇ હોરમજજી વાડીઆ, ગણીત, શાપુરશાહ પેશતનજી દસ્તુર, તવારીખ અને ભુગોળ, બહમનજી હોરમજજી ખાવરી, નેચરલ ફીલોસોફી.

વાલા, હીરજીભાઇ દાદાભાઇ મુલ્લાં, કાવશજી નશરવાંનજી સભાવાલા, ફરામરોજ અરદેશર શેઠના, અરદેશર ખરશેદજી લેલાવેવાલા.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં નીચલાં પારસી બાનુઓ પસાર થયાં હતાં:—બાઇઓ સુનાબાઇ દીનશાહ દાવર, શીરીન મેહરવાંનજી જસાવાલા, શીરીન દાદાભાઇ મેહરવાંનજી જીજીભાઇ, જાઇજી મનચેરશાહ ચોથીઆ, પરવીઝ રૂસતમજી ફરામજી મેહતા, હોમાય જાંહગીર મુગાશેઠ, આઇમાય નાહનાભાઈ ખરેઘાત, મેહરબાનુ પેશતનજી મેસમેન, આવાંબાઇ જીજીભાઈ એમ. જીજીભાઇ, રતનબાઈ કુવરજી નાજર, તેહમીના પેશતનજી પાવરી, હીરાંબાઇ બરજોરજી દાદીબરજોર, મોટાંમાય નાહનાભાઈ ગજદર, બાઇમાય ફરામજી ભરૂચા, બાનુબાઇ દીનશાહ વકીલ, ગુલબાનુ નવરોજજી કાતરક, શીરીનબાઇ દોરાબજી રોમર, ધનબાઇ દાદાભાઇ દાદીશેઠ, પુતલીબાઇ બહમનજી વાડીઆ, પીરોજા મનચેરજી વજીફદાર.

બાઇ બાનુબાઇ મનચેરશાહ સરવેયરે કલકતા યુનીવરસીટીની મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કીધી હતી.

મુંબઇની "વેટરીનરી કોલેજ" ના ગ્રાડયુએટ તરીકે શેઠો જાંહગીર કાવશજી મે. શરાફ, અને જાંહગીર ધનજીભાઇ બક્ષીને સનદો મલી હતી.

કલકતા યુનીવરસીટીની બી. એ. ની પદવી નાગપોરવાલા શેઠ ખરશેદજી બહમનજી પારખે મેળવી હતી.

---

તા૦ ૧ લી મારચ.

જરથોસ્તી ધર્મ પુસ્તકોના જાણીતા અભ્યાસી પ્રોફેસર એ. વી. જેકસન અમેરીકાથી હિંદુસ્થાંન ફરવાને આવ્યા હતા તેવણે આજ દીને ફરામજી કાવશજી ઇનસ્ટીટયુટમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ "અસલી ઇરાની પાદશાહોના લેખો અને પારસીઓએ તેનો લેવો જોઇતો લાભ" એ બાબદ ઉપર એક ભાષણ કીધું હતું.[1]

તા૦ ૧ લી મારચ.

મુંબઇની વસ્તીની ગણત્રિ આજ દીને અત્રેની સરકારના હોકમથી લેવામાં આવી હતી. એ કામ મી૦ એસ. એમ. એડવર્ડસનાં ઉપરીપણાં હેઠળ થયું હતું.[2]

---

[1] જામે જમશેદ, તા૦ ૨ જી મારચ ૧૯૦૧.

એજ મુજબ પ્રોફેસર જેકસને હિંદુસ્થાંનનાં બીજાં શેહરોમાં ફરી આવી પાછાં આપરેલ માસમાં જરથોશ્તી ધર્મ વિષે નીચે મુજબ ૭ જાહેર ભાષાણો કીધાં હતાં—(૧) તા૦ ૧૧ મી આપરેલે "જરથોશ્તી ધર્મનાં સાહીત્ય વિષે" સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ. (૨) તા૦ ૧૨ મી આપરેલે "અહુરમજદ અને હેરેમન સંબંધી અવસ્તામાં વર્ણવેલી બે સાંમસાંમી શક્તિઓ" વિષે સર ડાકટર ભાલચંદર ક્રિષ્ણાનાં પ્રમુખપણાં હેઠલ. (૩) તા૦ ૧૫ મી આપરેલે "જરથોસ્તી ધર્મનીતિ અને ક્રીલસુફીના કાનુનો" વિષે હાનરેબલ જસ્ટીસ મીન. જી. ચંદાવરકરનાં પ્રમુખપણાં હેઠલ. (૪) તા૦ ૧૬ મી આપરેલે "જરથોસ્તી ધર્મ પ્રમાણેનાં ભવિષ્ય" શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં પ્રમુખપણાં હેઠલ. (૫) તા૦ ૧૮ મી આપરેલે "જરથોશ્તી દીનની ખોલ કરનારી મંડલી" તરફથી શિખેલા એરવદો તથા બેહદીનો સાથે સાથે વાદવીવાદ કરવાને એક સભા મેલવી નીચલી ત્રણ બાબદોપર તકરાર ચલાવી હતી—૧—હજરત જરથોશ્તની તસવીરના સંબંધમાં પારસીઓ પાસે પુરાવા કેટલા છે? ૨—પાદશાહ ગોશતાસ્પ અને હજરત જરથોશ્તનો બલ્ખ શેહર સાથે સંબંધ દેખાડનારી દંતકથા કેટલી છે? ૩—હજરત જરથોશ્તની જીંદગીમાં જાણવાજોગ કેટલું છે? (૬) તા૦ ૧૮ મી આપરેલે "જરથોશ્તી સાહીત્ય પ્રમાણે સૃષ્ટિની ઉત્પતિ" વિષે હાનરેબલ જસ્ટીસ કેન્ડીનાં પ્રમુખપણાં હેઠલ. (૭) તા૦ ૧૯ મી આપરેલે "અમશાસ્પંદો વિષેની ફીલસુફી" ઉપર શમશુલઓલમા એં૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. નાં પ્રમુખપણાં હેઠલ.

એ આખાં અઠવાડીઆંને છેલ્લી સભાના પ્રમુખે "જેકસોનીઅન જશનનાં અઠવાડીઆં" નું નામ આપ્યું હતું. સબબ આખું અઠવાડીઉં દરરોજ ભાષાણો સાંભલવાને જરથોસ્તીઓની ગંજાવર મોટી ઠઠ મલતી હતી. એ ભાષાણોની માળા ઉભી કરાવવા વગેરેની સર્વે ગોઠવણો શેઠ રૂસતમજી પેશતનજી કકરીઆ, બી. એ. એ કીધી હતી, જેમને તે સંબંધમાં થયલા ખરચમાં મદદ તરીકે એક જરથોસ્તીએ ગુપ્તે નામે રૂ૧૦૦૦) આપ્યા હતા.

પ્રોફેસર એ. વી. જેકસનનાં માનમાં તા૦ ૪ થી મારચને દીને શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ પોતાનાં એદાનનાં મકાનમાં એક ઇવનીંગ પારટીનો મેલાવડો કર્યો હતો.

[જામે જમશેદ, તા૦ ૫ મી મારચ ૧૯૦૧.]

[2] એ ગણત્રિનું પરીણામ બીજે સાલના ફેબરવારી માસમાં બાહેર પડયું હતું, જેમાં જાણાવ્યા મુજબ મુંબઇ શેહરની વસ્તી કુલે ૭૭૬૦૦૬) માણસોની હતી; જે મધે ૪૬૨૩૧ પારસીઓ એટલે સેંકડે ૫·૯૬ હતા. જેમાં મરદ ૨૪૨૭૭ અને ઓરત ૨૧૯૫૪ હતાં. તેઓની ઉમર નીચે મુજબ હતી:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| ૫ વર્ષ સુધીનાં બચ્ચાં ... | ૧૮૪૩ | ૧૯૦૧ | ૩૭૪૪ |
| ૧૦ વર્ષ સુધીનાં ... ... | ૨૨૪૩ | ૨૨૮૯ | ૪૫૩૨ |
| ૧૧ થી ૨૦ વર્ષ સુધીનાં ... | ૫૪૮૫ | ૪૭૫૯ | ૧૦૨૪૪ |
| ૨૧ થી ૩૦ વર્ષ સુધીનાં ... | ૫૧૫૯ | ૪૩૬૧ | ૯૫૨૦ |
| ૩૧ થી ૪૦ વર્ષ સુધીનાં ... | ૩૮૩૩ | ૩૨૨૭ | ૭૦૬૦ |
| ૪૧ થી ૫૦ વર્ષ સુધીનાં ... | ૨૬૫૭ | ૨૩૨૮ | ૪૯૮૫ |
| ૫૧ થી ૬૦ વર્ષ સુધીનાં ... | ૧૭૮૯ | ૧૭૬૬ | ૩૫૫૫ |
| ૬૦ થી ઉપરનાં ... ... ... | ૧૨૬૮ | ૧૩૨૩ | ૨૫૯૧ |
| | ૨૪૨૭૭ | ૨૧૯૫૪ | ૪૬૨૩૧ |

મુંબઇ શેહરમાં પારસીઓમાં ૧૦૦૦) મરદોએ ૯૦૪·૩૧ સ્ત્રીઓની સરેરાસ હતી.

[ પાને ૧૧ મેથી નોટ ચાલુ. ]

પારસીઓમાં નીચલી ઉમરનાં ૨૫૨૧૧ કુંવારાં, ૧૬૬૪૫ પરણેલાં, અને ૪૩૭૫ રંડાયલાં હતાં :—

| | કુંવારાં. | | પરણેલાં. | | રંડાયલાં. | |
|---|---|---|---|---|---|---|
| | નર. | નારી. | નર. | નારી. | નર. | નારી. |
| ૨૦ વર્ષની અંદરનાં … … | ૬૩૭૬ | ૮૫૩૪ | ૧૯૫ | ૩૯૭ | ૦ | ૧૮ |
| ૨૧ થી ૨૫ વર્ષ સુધીનાં … | ૨૩૦૪ | ૧૧૮૪ | ૪૯૬ | ૧૦૨૯ | ૧૪ | ૭૩ |
| ૨૬ થી ૩૦ ,, ,, … | ૧૪૦૬ | ૬૮૧ | ૮૮૫ | ૧૨૭૬ | ૫૪ | ૧૧૮ |
| ૩૧ થી ૩૫ ,, ,, … | ૭૨૪ | ૨૪૯ | ૧૩૫૯ | ૧૪૨૨ | ૮૮ | ૧૮૪ |
| ૩૬ થી ૪૦ ,, ,, … | ૨૬૨ | ૧૧૩ | ૧૨૬૮ | ૧૦૩૪ | ૯૨ | ૨૩૫ |
| ૪૧ થી ૪૫ ,, ,, … | ૧૧૭ | ૫૬ | ૧૨૯૦ | ૯૦૮ | ૧૨૦ | ૩૩૦ |
| ૪૬ થી ૫૦ ,, ,, … | ૫૩ | ૨૧ | ૯૫૯ | ૬૩૩ | ૧૨૩ | ૩૮૦ |
| ૫૧ થી ૫૫ ,, ,, … | ૩૩ | ૧૪ | ૮૮૬ | ૫૬૩ | ૧૫૧ | ૫૪૦ |
| ૫૬ થી ૬૦ ,, ,, … | ૨૬ | ૧૩ | ૫૮૫ | ૨૭૧ | ૧૦૮ | ૩૬૫ |
| ૬૦ થી ઉપરનાં … … … | ૨૪ | ૨૧ | ૮૫૪ | ૩૧૦ | ૩૯૦ | ૯૯૨ |
| | ૧૪૩૨૫ | ૧૦૮૮૬ | ૮૮૧૨ | ૭૮૩૩ | ૧૧૪૦ | ૩૨૩૫ |

મુંબઇની પારસી વસ્તીનાં મથકો.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| કોલાબા … … | ૫૨૭ | ૪૫૧ | ૯૭૮ |
| કોટ … … | ૫૩૭૮ | ૪૬૯૫ | ૧૦૦૭૩ |
| મેદાન … … | ૧૭૦ | ૨૧૬ | ૩૮૬ |
| ચકલા … … | ૧૨૭ | ૮૩ | ૨૧૦ |
| માંડવી … … | ૧૯ | ૯ | ૨૮ |
| ઉમરખાડી … | ૬૪ | ૨૬ | ૯૦ |
| ડુંગરી … … | ૧૧ | ૦ | ૧૧ |
| મારકીટ … … | ૧૪૪૦ | ૧૩૬૧ | ૨૮૦૧ |
| ધોબીતળાવ … | ૪૯૨૬ | ૪૭૧૯ | ૯૬૪૫ |
| ફનસવાડી… … | ૮૮૩ | ૯૧૩ | ૧૭૯૬ |
| ભુલેશ્વર … … | ૩૨૮ | ૨૭૪ | ૬૦૨ |
| કુંભારવાડા … | ૨૩૩ | ૧૭૬ | ૪૦૯ |
| ખારા તળાવ … | ૨૦૬ | ૧૬૫ | ૩૭૧ |
| ખેતવાડી … … | ૨૮૮૨ | ૨૮૬૦ | ૫૭૪૨ |
| ગીરગાંમ … … | ૩૧૪ | ૨૬૩ | ૫૭૭ |
| ચોપાતી … … | ૩૧૮ | ૨૯૬ | ૬૧૪ |
| વાલકેશ્વર … | ૭૨૬ | ૬૧૬ | ૧૩૪૨ |
| માહલક્ષ્મી … | ૧૨૧૫ | ૧૧૫૪ | ૨૩૬૯ |
| તારદેવ … … | ૭૩૦ | ૭૭૩ | ૧૫૦૩ |
| કામાટીપુરા … | ૧૦૮ | ૬૨ | ૧૭૦ |
| નાગપાડા … | ૬૦ | ૩૬ | ૯૬ |
| ભાંયખલા … | ૨૨૯ | ૧૮૮ | ૪૧૭ |
| તારવાડી … … | ૩૦૨ | ૨૬૫ | ૫૬૭ |
| મઝગાંમ … … | ૯૨૮ | ૭૧૨ | ૧૬૪૦ |
| પરેલ … … | ૭૪૩ | ૪૮૩ | ૧૨૨૬ |
| સીવરી … … | ૨૮ | ૧૯ | ૪૭ |
| સીમ … … | ૩૬૯ | ૩૦૬ | ૬૭૫ |
| માહીમ … … | ૨૮૭ | ૨૬૪ | ૫૫૧ |
| વરલી … … | ૫૭૬ | ૬૨૮ | ૧૧૦૪ |
| બારાંમાં, ગોદી, રેલવે, વગેરે … | ૧૫૦ | ૪૧ | ૧૯૧ |
| | ૨૪૨૭૭ | ૨૧૯૫૪ | ૪૬૨૩૧ |

પારસીઓમાં ખાપણવાલાં ૨૨૩ માણસો નીચે મુજબ હતાં :—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| ઘેલાં … … | ૮૯ | ૫૪ | ૧૪૩ |
| મુગાં બેહરાં … | ૧૮ | ૧૭ | ૩૫ |
| આંધલાં … … | ૨૪ | ૨૧ | ૪૫ |

મુંબઇ ઉપરાંત દેશાવરો ખાતે પારસીઓની વસ્તી એ ગણત્રિ પ્રમાણે નીચે મુજબ હતી :—

મુંબઇ ઇલાકાની કુલે પારસી વસ્તી ૭૮૫૫૨ તેમાં મુંબઇ શેહરનાં ૪૬૨૩૧ બાદ કરતાં બીજા જીલ્લાઓમાં ૩૨૩૨૧ પારસીઓ હતા :—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| અમદાવાદ જીલ્લો … | ૬૭૫ | ૬૪૮ | ૧૩૨૩ |
| ભરૂચ જીલ્લો … … | ૧૪૫૦ | ૧૬૭૭ | ૩૧૨૭ |
| ખેડા જીલ્લો … … | ૧૨૫ | ૮૪ | ૨૦૯ |
| પંચમાહલ … … | ૭૩ | ૫૭ | ૧૩૦ |
| સુરત જીલ્લો … … | ૫૭૭૦ | ૬૭૪૬ | ૧૨૫૧૬ |
| થાણા જીલ્લો … … | ૨૫૬૯ | ૨૬૬૯ | ૫૨૩૮ |
| અહમદનગર જીલ્લો… | ૧૧૧ | ૯૧ | ૨૦૨ |
| ખાનદેશ જીલ્લો … | ૪૦૭ | ૨૫૫ | ૬૬૨ |
| નાશક જીલ્લો … … | ૨૩૪ | ૨૩૩ | ૪૬૭ |
| પુના જીલ્લો … … | ૧૨૬૨ | ૧૦૮૦ | ૨૩૪૨ |
| સતારા જીલ્લો … … | ૧૧૮ | ૧૧૨ | ૨૩૦ |
| શોલાપોર જીલ્લો … | ૧૮૪ | ૧૭૬ | ૩૬૦ |
| બેલગાંમ જીલ્લો … | ૬૬ | ૪૦ | ૧૦૬ |
| બીજાપુર જીલ્લો … | ૧૬ | ૧૩ | ૨૯ |
| ધારવાડ જીલ્લો … | ૮૬ | ૬૭ | ૧૫૩ |
| કેનેરા જીલ્લો … … | ૧૧ | ૫ | ૧૬ |
| કોલાબા જીલ્લો … | ૧૭૨ | ૧૩૯ | ૩૧૧ |
| રતનાગીરી જીલ્લો … | ૨૦ | ૯ | ૨૯ |
| કરાંચી જીલ્લો … … | ૯૭૦ | ૮૭૧ | ૧૮૪૧ |
| હૈદરાબાદ જીલ્લો … | ૪૮ | ૪૧ | ૮૯ |
| શીકારપુર જીલ્લો … | ૩૩ | ૩૩ | ૬૬ |
| થર અને પારકર જીલ્લો. | ૩ | ૧ | ૪ |
| | | | ૨૭૪૫૦ |

[ પાને ૧૨ મેથી નોટ ચાલુ. ]

દેશી રાજ્યોમાં શેહરોની તથા સરકારી એજન્સીવાળાં શેહરોની વસતી.

| | | | |
|---|---|---|---|
| ખંભાત વિભાગ ... | ૬૬ | ૭૧ | ૧૩૭ |
| કચ્છ વિભાગ ... ... | ૫૪ | ૩૭ | ૯૧ |
| કાઠિઆવાડ વિભાગ... | ૬૨૭ | ૫૫૭ | ૧૧૮૪ |
| મહિકાંઠા વિભાગ ... | ૧૦ | ૪ | ૧૪ |
| પાલનપુર વિભાગ ... | ૧૦૧ | ૧૦૧ | ૨૦૨ |
| રેવાકાંઠા વિભાગ ... | ૨૪૯ | ૧૮૦ | ૪૨૯ |
| સુરત એજન્સી ... | ૩૨૩ | ૨૪૮ | ૫૭૧ |
| જંજીરા વિભાગ ... | ૨૮ | ૩૪ | ૬૨ |
| જવાર વિભાગ... ... | ૩૫ | ૧૭ | ૫૨ |
| અકલકોટ વિભાગ ... | ૯ | ૫ | ૧૪ |
| ભોર વિભાગ ... ... | ૧ | ૦ | ૧ |
| ખાનદેશ એજન્સી ... | ૨૯ | ૨૩ | ૫૨ |
| સુરગાંના ... ... | ૨૨ | ૧૪ | ૩૬ |
| કોલાહપુર વિભાગ ... | ૫ | ૫ | ૧૦ |
| દક્ષીણ મરાઠા જાગીરો. | ૭ | ૯ | ૧૬ |
| | | | ૨૮૭૧ |

મુંબઇ ઇલાકા સિવાય હિંદુસથાંન તથા બીજા ભાગોનાં નીચલાં શેહરો તથા રાજ્યોમાં પારસીઓની વસતી નીચે મુજબ હતી :—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| મધરાસ ઇલાકો ... ... | ૧૯૫ | ૧૬૧ | ૩૫૬ |
| બંગાળ ... ... ... | ૨૨૧ | ૧૪૬ | ૩૬૭ |
| વાવ્ય પ્રાંતો અને આઉદ ... | ૩૪૩ | ૨૩૬ | ૫૭૯ |
| પંજાબ ને સરહદનો પ્રાંત.. | ૪૫૭ | ૨૯૧ | ૭૪૮ |
| બલુચીસતાન ... ... | ૯૦ | ૭૬ | ૧૬૬ |
| અજમેર–મારવાડ ... ... | ૮૮ | ૭૪ | ૧૬૨ |
| મધ્ય પ્રાંતો ... ... ... | ૫૪૧ | ૪૩૯ | ૯૮૦ |
| બીરાર ... ... ... | ૩૪૧ | ૧૮૯ | ૫૩૦ |
| આસામ ... ... ... | ૩ | ૦ | ૩ |
| બરમાહ ... ... ... | ૧૬૨ | ૮૭ | ૨૪૯ |
| વડોદરા રાજ્ય ... ... | ૩૭૧૨ | ૪૬૯૭ | ૮૪૦૯ |
| [જેમાં નવસારીમાં ૧૯૪૩ નર અને ૨૮૧૨ નારી મળી ૪૭૫૬ માણસો હતાં. ] | | | |
| રજપુતાનાનાં રાજ્યો ... | ૧૯૯ | ૧૪૦ | ૩૩૯ |
| મધ્ય હીંદુસતાન એજનસીનાં રાજ્યો ... ... | ૪૯૨ | ૪૨૭ | ૯૧૯ |
| ગવાલીયર રાજ્ય ... ... | ૯ | ૦ | ૯ |
| કાશમીર રાજ્ય ... ... | ૮ | ૩ | ૧૧ |
| હેદરાબાદ રાજ્ય ... ... | ૮૧૪ | ૬૪૯ | ૧૪૬૩ |
| માઇસોર રાજ્ય ... ... | ૫૯ | ૪૨ | ૧૦૧ |
| ત્રાવનકોર રાજ્ય ... ... | ૫ | ૨ | ૭ |
| એડન ... ... ... | ૨૫૪ | ૭૪ | ૩૨૮ |
| આનડામાન ... ... | ૨ | ૦ | ૨ |
| સ્ટ્રેટસ સંસથાનો ... ... | ૬ | ૨ | ૬ |
| ચીન ... ... ... ... | ૧૩૪ | ૧૩ | ૧૪૭ |
| જાપાન ... ... ... | ૧૧ | ૦ | ૧૧ |
| સીલોન ... ... ... | ૫૫ | ૪૦ | ૯૫ |
| | ૮૨૦૧ | ૭૭૮૬ | ૧૫૯૮૭ |

વરોડરાની વસતી ખા. બા. જમશેદજી અરદેશર દલાલે લીધી હતી, અને બીરારની ગણત્રી મી૦ અરદેશર દીનશાહ ચીનાઇએ લીધી હતી.

એ રીતે ૧૯૦૧ ના વસતીની ગણત્રિ મુજબ મુંબઇ શેહરમાં ૪૬૨૩૧, મુંબઈ ઈલાકાનાં બીજાં શેહરોમાં ૨૯૪૫૦. અને મુંબઇ ઇલાકાને લગતાં દેશી રાજ્યોનાં ગામોમાં ૨૮૭૧. તથા હિંદુસથાંનની બાહરનાં બીજાં શેહરો તથા રાજ્યોમાં ૧૫૯૮૭ મળી ૯૪૫૩૯ પારસીઓ ( ૪૮૪૪૭ નર અને ૪૬૦૯૨ નારી ) હતાં.

## સને ૧૯૦૧ ના સાલમાં મુંબઇ ઇલાકાની વસ્તીની ગણતરી લેવાઈ તેના સુપરીન્ટેન્ડેન્ટ, મી૦ આર. ઇ. એનથોવન, આઇ. સી. એસ., ના રીપોર્ટો ઉપરથી નીચલી વીગતો લીધી છે :—

મુંબઇ ઇલાકાને લગતાં બ્રીટીશ સરકારનાં રાજ્યમાં વસતા પારસીઓની કુલ્લે વસ્તી ૧૮૮૧, ૧૮૯૧, અને ૧૯૦૧ ના સેનસસો મુજબ કેટલી હતી, અને તેમાં વધઘટ કેટલી થઇ છે, તે નીચલો કોઠો દેખાડે છે.

(આ કોઠામાં દેશી રાજ્યોની અને એડનની વસ્તી આપવામાં આવી નથી.)

| ૧૯૦૧. | | ૧૮૯૧. | | ૧૮૮૧. | | દર સેંકડે વધઘટ ( +વધ ) અથવા ( —ઘટ ). | | થયેલી વધ ઘટ, ૧૮૮૧ થી ૧૯૦૧ સુધી. |
|---|---|---|---|---|---|---|---|---|
| સંખ્યા. | દર ૧૦૦૦૦)(૨) ઉપર પ્રમાણ. | સંખ્યા. | દર ૧૦૦૦૦) ઉપર પ્રમાણ. | સંખ્યા. | દર ૧૦૦૦૦) ઉપર પ્રમાણ | ૧૮૯૧ થી ૧૯૦૧. | ૧૮૮૧ થી ૧૯૦૧. | |
| ૭૫,૬૮૧ | ૪૧ | ૭૩,૯૪૫ | ૩૯ | ૭૨,૦૬૫ | ૪૪ | +૨ | +૩ | +૩,૬૧૬ +૫ (સેંકડે પાંચ ટકાવધી) |

(૧) આ અને હવે પછી આપવામાં આવેલાં પાનાંઓ એ બાબેના છપાયલા રીપોર્ટનાં છે.
(૨) બધી કોમોની કુલ્લે વસ્તીના દર ૧૦,૦૦૦) માણસમાં પ્રમાણ છે.

[ પાને ૧૩ મેથી નોટ ચાલુ. ]

જુદા જુદા શેહેરોમાં દર ૧૦,૦૦૦) માણસની વસ્તીમાં પારસી પ્રમાણ—નીચલા કોઠાંમાં સને ૧૯૦૧, ૧૮૯૧ અને ૧૮૮૧ માં પારસીઓની વસ્તી દર દશ હજાર માણસે કેટલી હતી તે આપી છે. એ કોઠા ઉપરથી દીસે છે કે સને ૧૮૮૧ પછી દર દશ હજાર માણસોએ મુંબઈમાં પારસીઓની વસ્તીનું પ્રમાણ ઓછું આવતું જાય છે. એ ઉપરથી એ સાર નીકલે છે કે સને ૧૮૮૧ પછી પારસીઓ મુંબઈથી બાહેર વધારે ફેલાતા જાય છે. ભરૂચ, અમદાવાદ, વીગેરે શેહેરોમાં એ પ્રમાણ વધતું ગયું છે. સુરતમાં ઓછું છે.

| ગામ વીગેરેનાં નામ. | દર ૧૦,૦૦૦ ઉપર પ્રમાણ. સેનસસનાં વર્ષો. | | | ગામ વીગેરેનાં નામ. | દર ૧૦,૦૦૦ ઉપર પ્રમાણ. સેનસસનાં વર્ષો. | | |
|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૦૧. | ૧૮૯૧. | ૧૮૮૧. | | ૧૯૦૧. | ૧૮૯૧. | ૧૮૮૧. |
| મુંબઈ શેહેર ... ... | ૫૯૬ | ૫૭૭ | ૬૨૮ | બેલગામ ... ... ... | ૧ | ૧ | ૧ |
| અમદાવાદ... ... | ૧૭ | ૯ | ૮ | બીજાપુર ... ... ... | ૧ | ૦ | ૦ |
| ભરૂચ ... ... | ૧૦૭ | ૯૬ | ૯૩ | ધારવાર ... ... ... | ૧ | ૧ | ૦ |
| ખેડા ... ... | ૩ | ૨ | ૨ | કેનેરા ... ... ... | ૧ | ૦ | ૦ |
| પંચમાહાલ ... | ૫ | ૪ | ૧ | કોલાબા ... ... ... | ૫ | ૩ | ૧ |
| સુરત ... ... | ૧૯૭ | ૧૯૬ | ૨૦૫ | રતનાગીરી ... .. | ૦ | ૦ | ૦ |
| થાણા ... .. | ૬૪ | ૪૩ | ૩૬ | કરાંચી ... ... ... | ૩૦ | ૨૫ | ૨૦ |
| અહમદનગર ... | ૨ | ૨ | ૨ | હૈદરાબાદ ... ... ... | ૧ | ૧ | ૦ |
| ખાંનદેશ ... ... | ૪ | ૪ | ૧ | શીકારપુર... ... ... | ૦ | ૧ | ૧ |
| નાશક ... ... | ૬ | ૫ | ૪ | થર અને પારકર.. ... | ૦ | ૦ | ૦ |
| પુનાં ... ... | ૨૪ | ૧૯ | ૧૭ | અપર સીંધ ફ્રેન્ટીયર... | ૦ | ૦ | ૧ |
| સતારા ... ... | ૨ | ૧ | ૦ | બ્રીટીશ ટેરીટર ... ... | ૪૦ | ૪૦ | ૪૪ |
| શોલાપોર... ... | ૫ | ૩ | ૩ | | | | |

ભણેલાં કે વગર ભણેલાં—ભણેલાંનો અર્થ આ કે કોઇબી ભાષામાં લખી અને વાંચી જાણે. સરખામણી માટે બીજી કોમોની પણ સંખ્યા આપી છે.

૧૮૯૧ માં મુંબઈ ઈલાકામાં કુલ્લે (દેશી રાજ્યો મલીને) ૭૬,૪૫૬ ની પારસી વસ્તીમાં ૩૮,૦૦૦ ભણેલાં હતાં.
૧૯૦૧ માં „ „ „ „ „ „ ૭૮,૫૫૨ „ „ „ ૫૧,૦૦૦ „ „

એ ગણત્રી મુજબ ત્યારે છેલ્લાં દાયકામાં પારસી ભણેલાંઓની સંખ્યામાં દર સેંકડે ૩૪) ટકાનો વધારો થયો છે.

બીજી કોમો સાથે સરખાવતાં કેટલા પારસીઓ કેલવણી લે છે અને દર ૧૦૦૦) પારસીઓએ કેટલા પારસીઓ કેલવણી લેછે તે નીચલા કોઠા ઉપરથી માલમ પડે છે:—

| કોમોનાં નામ. | સને ૧૮૯૧. | સને ૧૯૦૧. | છેલ્લા દાયકામાં દર સેંકડે ભણેલાંઓનો કેટલો વધારો | દર ૧૦૦૦ માણસોમાં કેટલાં ભણેલાંઓ. |
|---|---|---|---|---|
| હીન્દુ ... ... ... | ૯૯૬૦૦૦ | ૧૧૬૮૦૦૦ | ૧૭ | ૫૯ |
| મુસલમાન ... ... | ૧૬૩૦૦૦ | ૧૮૭૦૦૦ | ૧૫ | ૪૧ |
| જૈન ... ... ... | ૧૨૯૦૦૦ | ૧૪૪૦૦૦ | ૧૧ | ૨૬૬ |
| ક્રીશ્ચન... ... ... | ૪૭૦૦૦ | ૬૩૦૦૦ | ૩૪ | ૨૯૪ |
| પારસી ... ... ... | ૩૮૦૦૦ | ૫૧૦૦૦ | ૩૪ | ૬૫૦ |

[પાને ૧૪ મેથી નોટ ચાલુ.]

નીચલો કોઠો આખા મુંબઇ ઇલાકામાં (દેશી રાજ્યો મળીને) પારસીઓની સંસારી હાલત, એટલે પરણેલાં, નહીં પરણેલાં, અને રંડાયલાં, કેટલાં છે, તે દેખાડે છેઃ—

| ઉમર વરસ. | વસ્તી. | | | નહીં પરણેલાં. | | | પરણેલાં. | | | રંડાયલાં. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત | કુલે. |
| ૦— ૧ | ૮૫૮ | ૮૫૦ | ૧૭૦૮ | ૮૫૭ | ૮૪૭ | ૧૭૦૪ | ૧ | ૩ | ૪ | ૦ | ૦ | ૦ |
| ૧— ૨ | ૪૯૧ | ૫૨૫ | ૧૦૧૬ | ૪૯૦ | ૫૨૨ | ૧૦૧૨ | ૧ | ૩ | ૪ | ૦ | ૦ | ૦ |
| ૨— ૩ | ૬૧૧ | ૭૨૧ | ૧૩૩૨ | ૬૧૦ | ૭૧૮ | ૧૩૨૮ | ૧ | ૩ | ૪ | ૦ | ૦ | ૦ |
| ૩— ૪ | ૮૦૫ | ૭૭૯ | ૧૫૮૪ | ૮૦૨ | ૭૭૩ | ૧૫૭૫ | ૨ | ૫ | ૭ | ૧ | ૧ | ૨ |
| ૪— ૫ | ૮૫૮ | ૮૩૬ | ૧૬૯૪ | ૮૫૪ | ૮૩૩ | ૧૬૮૭ | ૪ | ૩ | ૭ | ૦ | ૦ | ૦ |
| સરવાળો ૦— ૫ | ૩૬૨૩ | ૩૭૧૧ | ૭૩૩૪ | ૩૬૧૩ | ૩૬૯૩ | ૭૩૦૬ | ૯ | ૧૭ | ૨૬ | ૧ | ૧ | ૨ |
| ૫—૧૦ | ૪૨૮૭ | ૪૨૯૫ | ૮૫૮૨ | ૪૨૫૯ | ૪૨૫૧ | ૮૫૧૦ | ૨૬ | ૩૮ | ૬૪ | ૨ | ૬ | ૮ |
| ૧૦—૧૫ | ૪૭૬૫ | ૪૩૬૨ | ૯૧૨૭ | ૪૬૬૪ | ૪૧૪૧ | ૮૮૦૫ | ૯૭ | ૨૧૨ | ૩૦૯ | ૪ | ૯ | ૧૩ |
| ૧૫—૨૦ | ૪૨૬૭ | ૪૦૨૬ | ૮૨૯૩ | ૩૬૩૯ | ૩૧૬૬ | ૭૧૦૫ | ૩૨૩ | ૮૨૬ | ૧૧૪૯ | ૫ | ૩૪ | ૩૯ |
| ૨૦—૨૫ | ૪૧૮૭ | ૩૭૬૦ | ૭૯૪૭ | ૩૨૦૫ | ૧૭૦૫ | ૪૯૧૦ | ૯૪૯ | ૧૯૩૪ | ૨૮૮૩ | ૩૩ | ૧૨૧ | ૧૫૪ |
| ૨૫—૩૦ | ૩૫૦૨ | ૩૩૭૯ | ૬૮૮૧ | ૧૮૪૧ | ૯૯૮ | ૨૮૩૯ | ૧૫૭૪ | ૨૨૦૫ | ૩૭૭૯ | ૮૭ | ૧૭૬ | ૨૬૩ |
| ૩૦—૩૫ | ૩૩૩૪ | ૩૦૫૫ | ૬૩૮૯ | ૯૦૩ | ૪૭૪ | ૧૩૭૭ | ૨૨૯૦ | ૨૨૭૯ | ૪૫૬૯ | ૧૪૧ | ૩૦૨ | ૪૪૩ |
| ૩૫—૪૦ | ૨૬૬૮ | ૨૩૭૮ | ૫૦૪૬ | ૩૩૭ | ૨૮૬ | ૬૨૩ | ૨૧૭૬ | ૧૭૧૭ | ૩૮૯૩ | ૧૫૫ | ૩૭૫ | ૫૩૦ |
| ૪૦—૪૫ | ૨૪૯૮ | ૨૨૩૦ | ૪૭૨૮ | ૧૫૯ | ૨૧૮ | ૩૭૭ | ૨૧૪૭ | ૧૪૮૯ | ૩૬૩૬ | ૧૯૨ | ૫૨૩ | ૭૧૫ |
| ૪૫—૫૦ | ૧૮૬૦ | ૧૬૭૩ | ૩૫૩૩ | ૮૧ | ૧૨૬ | ૨૦૭ | ૧૬૦૮ | ૯૭૨ | ૨૫૮૦ | ૧૭૧ | ૫૭૫ | ૭૪૬ |
| ૫૦—૫૫ | ૧૭૭૧ | ૧૮૫૭ | ૩૬૨૮ | ૪૬ | ૧૨૨ | ૧૬૮ | ૧૪૯૫ | ૮૫૫ | ૨૩૫૦ | ૨૩૦ | ૮૮૦ | ૧૧૧૦ |
| ૫૫—૬૦ | ૧૧૮૭ | ૧૦૯૫ | ૨૨૮૨ | ૩૭ | ૬૧ | ૯૮ | ૯૬૪ | ૪૫૦ | ૧૪૧૪ | ૧૮૬ | ૫૮૪ | ૭૭૦ |
| ૬૦ અને તે ઉપરના ... | ૨૨૯૧ | ૨૪૭૩ | ૪૭૬૪ | ૫૭ | ૧૨૬ | ૧૮૩ | ૧૫૪૯ | ૪૯૫ | ૨૦૪૪ | ૬૮૫ | ૧૮૫૨ | ૨૫૩૭ |
| ચોકસઉમરદર સાવ્યાવીનાનાં | ૬ | ૧૨ | ૧૮ | ૨ | ૯ | ૧૧ | ૪ | ૩ | ૭ | ૦ | ૦ | ૦ |
| કુલ્લે... | ૪૦૨૪૬ | ૩૮૩૦૬ | ૭૮૫૫૨ | ૨૩૧૪૩ | ૧૯૩૭૩ | ૪૨૫૧૬ | ૧૫૨૧૧ | ૧૩૪૯૨ | ૨૮૭૦૩ | ૧૮૯૨ | ૫૪૩૮ | ૭૩૩૦ |

નીચલો કોઠો દેખાડે છે કે મુંબઇ ઇલાકામાં (દેશી રાજ્યો મળીને) પારસીઓમાં જુદી જુદી ભાષાઓમાં શીખેલાં કેટલાં છેઃ—

| ઉમર. | કુલ્લે પારસીઓની વસ્તી. | | | અભણ. | | | ભણેલાં. | | | સીખી. | | | મરાઠી. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદ. | ઓરત | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત | કુલે. |
| ૦ થી ૧૦ | ૭૫૧૦ | ૮૦૦૬ | ૧૫૫૨૧ | ૬૨૨૭ | ૬૪૦૮ | ૧૨૬૩૫ | ૧૬૮૩ | ૧૫૯૮ | ૩૨૮૧ | ૦ | ૦ | ૦ | ૩૦ | ૧૩ | ૪૩ |
| ૧૦ થી ૧૫ | ૪૭૬૫ | ૪૩૬૨ | ૯૧૨૭ | ૭૮૧ | ૧૨૫૦ | ૨૦૩૧ | ૩૯૮૪ | ૩૧૧૨ | ૭૦૯૬ | ૦ | ૦ | ૦ | ૬૦ | ૧૬ | ૭૬ |
| ૧૫ થી ૨૦ | ૪૨૬૭ | ૪૦૨૬ | ૮૨૯૩ | ૪૦૦ | ૮૪૭ | ૧૨૪૭ | ૩૮૬૭ | ૩૧૭૯ | ૭૦૪૬ | ૦ | ૦ | ૦ | ૭૨ | ૫૧ | ૧૨૩ |
| ૨૦ અને ઉપરનાં... | ૨૩૨૯૮ | ૨૧૯૦૦ | ૪૫૧૯૮ | ૨૫૫૪ | ૯૦૩૧ | ૧૧૫૮૫ | ૨૦૭૪૪ | ૧૨૮૬૯ | ૩૩૬૧૩ | ૧૪ | ૦ | ૧૪ | ૫૨૪ | ૧૭૭ | ૭૦૧ |
| ચોકસ ઉમર દરશાવ્યા વીનાનાં. | ૬ | ૧૨ | ૧૮ | ૨ | ૯ | ૧૧ | ૪ | ૩ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કુલ્લે... | ૪૦૨૪૬ | ૩૮૩૦૬ | ૭૮૫૫૨ | ૯૯૬૪ | ૧૭૫૪૫ | ૨૭૫૦૯ | ૩૦૨૮૨ | ૨૦૭૬૧ | ૫૧૦૪૩ | ૧૪ | ૦ | ૧૪ | ૬૮૬ | ૨૫૭ | ૯૪૩ |

[ પાને ૧૫ મેથી નોટ ચાલુ. ]

| ઉમર. | ગુજરાતી. | | | કાનડી. | | | હીંદુસ્તાની. | | | બીજી ભાષાઓ. | | | ઈંગ્રેજી. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત | કુલે. | મરદ. | ઓરત. | કુલે. | મરદ. | ઓરત. | કુલે. |
| ૦ થી ૧૦ | ૧૬૩૧ | ૧૫૮૦ | ૩૨૧૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૬ | ૭ | ૧૩ | ૧૯૪ | ૧૨૧ | ૩૧૫ |
| ૧૦ થી ૧૫ | ૩૮૪૯ | ૩૦૧૦ | ૬૮૫૯ | ૨ | ૧ | ૩ | ૭ | ૩ | ૧૦ | ૭૩ | ૨૪ | ૯૭ | ૧૨૮૨ | ૫૮૨ | ૧૮૬૪ |
| ૧૫ થી ૨૦ | ૩૬૪૪ | ૩૧૩૭ | ૬૭૮૧ | ૩ | ૦ | ૩ | ૩૮ | ૪ | ૪૨ | ૨૪૭ | ૪૦ | ૨૮૭ | ૨૩૫૭ | ૯૨૪ | ૩૨૮૧ |
| ૨૦ અને ઉપરનાં ... | ૧૯૮૬૫ | ૧૨૭૨૮ | ૩૨૫૯૩ | ૫ | ૩ | ૮ | ૯૯ | ૧૪ | ૧૧૩ | ૧૦૬૬ | ૧૩૪ | ૧૨૦૦ | ૧૨૫૯૧ | ૨૧૯૯ | ૧૪૭૯૦ |
| ચોક્કસ ઉમર દરશાવ્યા વીનાનાં. | ૪ | ૩ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૨ |
| કુલ્લે.... | ૨૮૯૯૩ | ૨૦૪૫૮ | ૨૦૪૫૮ | ૧૦ | ૪ | ૧૪ | ૧૪૫ | ૨૧ | ૧૬૬ | ૧૩૯૨ | ૨૦૫ | ૧૫૯૭ | ૧૬૪૨૬ | ૩૮૨૬ | ૨૦૨૫૨ |

વરોડાનાં દેશી રાજ્યના સેનસસ કમીશનર મી૦ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ એલ. એલ બી., ના વસતીની ગણત્રીના રીપોર્ટ ઉપરથી નીચલો કોઠો ઉપજાવી કાઢયો છે.

| નંબર. | વીભાગનું નામ. | વરોડા રાજ્યની કુલે પારસી વસતી. | | | સંસારી હાલત. | | | | | | ભણેલાં અથવા અભણ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | કુંવારાં. | | પરણેલાં. | | રંડાયલાં. | | ભણેલાં. | | અભણ. | |
| | | મરદ. | ઓરત. | કુલ્લે. | મરદ. | ઓરત. | મરદ. | ઓરત. | મરદ. | ઓરત. | મરદ. | ઓરત. | મરદ | ઓરત. |
| ૧ | વરોડા વીભાગ (વરોડા શેહેર અને કાંપ મળીને.) ... | ૪૦૪ | ૨૯૭ | ૭૦૧ | ૧૯૯ | ૧૩૭ | ૧૮૬ | ૧૨૮ | ૧૯ | ૩૨ | ૩૩૮ | ૧૩૩ | ૬૬ | ૧૬૪ |
| ૨ | નવસારી વીભાગ. | ૩૨૪૫ | ૪૩૪૪ | ૭૫૮૯ | ૧૮૦૭ | ૧૪૨૦ | ૧૨૪૭ | ૨૦૬૫ | ૧૯૧ | ૮૫૯ | ૨૩૭૮ | ૨૧૦૭ | ૮૬૭ | ૨૨૩૭ |
| ૩ | કડી વીભાગ ... | ૫૬ | ૪૮ | ૯૯ | ૨૫ | ૨૨ | ૨૫ | ૨૧ | ૧ | ૫ | ૪૨ | ૨૧ | ૯ | ૨૭ |
| ૪ | અમરેલી વીભાગ. | ૧૨ | ૮ | ૨૦ | ૩ | ૩ | ૮ | ૪ | ૧ | ૫ | ૧૨ | ૬ | ૦ | ૨ |
| | કુલ્લે... | ૩૭૧૨ | ૪૬૯૭ | ૮૪૦૯ | ૨૦૩૪ | ૧૫૮૨ | ૧૪૬૬ | ૨૨૧૮ | ૨૧૨ | ૮૯૭ | ૨૭૭૦ | ૨૨૬૭ | ૯૪૨ | ૨૪૩૭ |

તા૦ ૧ લી મારચ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટવાલી જંદ પેહલવી મદરેસાના વિદ્યાર્થીઓને ઇનામો આપવાનો મેલાવડો આજ દીને થયો હતો. આ મેલાવડામાં પ્રોફેસર જેક્સન તથા મીસ મેનાં પણ હાજર હતાં, જેમને કેટલાંક ધર્મ સંબંધી પુસ્તકો મેલાવડાની સેવટે ત્રસ્ટીઓ તરફથી ભેટ આપ્યાં હતાં.

શેઠ રૂસ્તમજી ધનજીભાઇ શેઠના. બી. એ: એલ. એલ. બી. એ આજ રાત્રે રાજપીપલા સંસ્થાનમાં આવેલાં ધારોલી નજદીકનાં જંગલમાં નામદાર ચીફ જસ્ટીસ સર સર લૉરેનસ જેનકીનસનાં બાનુ લેડી જેનકીનસની સાથે જઇ બે મોટા વાઘ માર્યા હતા.[1]

---

તા૦ ૧ લી મારચ.

રોજ ૧૮ માહ ૬ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

મરણ—રૂસ્તમજી મેહરવાનજી માસ્ટર[2]—ઉમર વર્ષ ૬૫). એવણ અત્રેની ખેતવાડી ખાતેની મરહુમ શેઠ ફરામજી નસરવાનજી પટેલવાળી એંગ્લો વરનાક્યુલર સ્કુલના હેડ-માસ્ટર હતા. અને શીક્ષક તરીકે ઘણા ફતેહમંદ નીવડયા હતા. અને એ મજકુર નિશાળનું મકાન બંધાવવાને ઘણી ખંતીલી મેહનત કરી હતી. તેજ પ્રમાણે ખેતવાડી તરફ લાયબ્રેરી, કસરતશાળા વગેરે સ્થાપવામાં આગેવાન ભાગ લીધો હતો. બોમ્બે નેટીવ ડીસપેનસરીના સેક્રેટરી હતા અને એ રીતે ગરીબ ગુંજરા છતાં ઉપયોગી જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૨ જી મારચ.

મરણ—અરદેશર ધનજીશાહ લાલકાકા. એમ. એ: એલ. એલ. બી.[3]—ઉમર વર્ષ ૨૪) એવણ મરહુમ શેઠ ડોસાભાઇ ફરામજી કરાકાની દીકરીના દીકરા હતા. એવણની યુનીવરસીટી કારકીર્દી ઘણી ઝળકતી હતી. ૧૮૯૩ માં મેટ્રીક પછી ચાર વર્ષની ઠેરવેલી ઓછામાં ઓછી મુદતમાં બી. એ. ની પરીક્ષા પેહલા વરગમાં પસાર કરી. બીજેજ વરસ એમ. એ. થયા અને "એડવોકેટ" થવાનો અભ્યાસ કરતા હતા. ફ્રેંચ ભાષાનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો. અને મુલ્લાં બરનુફનાં યશ્ન વિષેનાં લખાણોનો ઈંગ્રેજી તરજુમો કરી બાહર પાડયો હતો.[4]

---

તા૦ ૭ મી મારચ.

કલકતા ખાતે પ્રગટ થતાં "હબલુલમાતીન" નામનાં ઇરાંની વર્ત્તમાન પત્રના અધીપતી તથા માલેક જલાલુદીન હુસેની ઉપર ઇરાંનના મુંબઇ ખાતેના વાઇસ કોન્સલ શેઠ કાવશજી દાદાભાઇ રૂસતમજીએ પોતાની બદનક્ષી કરવાનો વાંક મુકયો હતો, તેની તપાસ લાંબી મુદત સુધી અતરેની પોલીસ કોરટમાં ચીફ-માજીસ્ટ્રેટ મી૦ સેનડરસ સ્લેટરની હજુરમાં ચાલ્યા બાદ આજ દીને માજીસ્ટ્રેટે આરોપીને ત્રણ માસનાં સાદાં કેદખાનાં અને રૂ. ૧૦૦૦) ના દંડની અને જો દંડ ન આપે તો ૭ માસનાં વધુ કેદખાનાંની સજા કરી હતી. દંડ જો વસુલ થાય તો તેમાંથી રૂ. ૭૫૦) ફરીયાદીને તેને થયલા ખરચ બદલ આપવાને હુકમ કીધો હતો.[5]

---

તા૦ ૧૧ મી મારચ.

મુંબઇની યુનીવર્સીટીના બોર્ડ ઑફ એકાઉન્ટસના મેમ્બરો તરીકે સર જમશેદજી જીજીભાઇ બૅરોનેટ અને સર જાંહગીર કાવશજી જાંહગીરને નેમ્યા હતા.[6]

મુંબઇની યુનીવર્સીટીની તબીબી ફેકલટીના **ડીન** તરીકે ડાકટર તેહમુલજી બીખાજી નરીમાનને: તથા એનજીનીઅરીંગ ફેકલટીના સીનડીક તરીકે ખાનબાહદુર મનચેરજી કાવશજી મરઝબાન, સી. આઇ. ઇ. અને શેઠ નાનાભાઈ અરદેશર મુસને: તથા આરટસની ફેકલટીના સીનડીક તરીકે શેઠ કાવસજી દાદાભાઈ નાએગામવાલા, એલ. એ. ને; તથા કાયદાની ફાકલટીના **ડીન** તરીકે હાનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ. ને અને સીનડીક તરીકે શેઠ રૂસતમજી ધનજીભાઇ શેઠના. બી. એ; એલ: એલ. બી. ને નેમ્યા હતા.[7]

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી મારચ ૧૯૦૧.

૨ શેઠો ફરામરોજ, નાનાભાઇ, પીરોજશાહ, નસરવાનજી અને જાંહગીરજી રૂસતમજી માસ્ટરના બાવા

૩ શેઠ ફરામરોજ ધનજીશાહ લાલકાકાના નાના ભાઇ.

૪ તેઓના જમાનાઓ અને મીત્રોએ મરનારની યાદગારીના કાંઇ ઇલાજ લેવા માટે એક ફંડ ઉભું કર્યું હતું, જેમાં નાણાં ભરનારાઓની સભા તા૦ ૧ લી સપ્ટેમ્બર ૧૯૦૧ ને દીને ગોવાળીયા તળાવ ઉપરની ફોરટ અને પ્રોપ્રાયટરી સકુલનાં મકાનમાં ડાકટર માણેકજી ડોસાભાઇ કામાનાં પ્રમુખપણાં હેઠળ મળી હતી. ફંડના સેક્રેટરી મી૦ સોરાબ પેસતનજી વહાડયાએ ફંડને લગતી કેટલીક વીગત આપી જણાવ્યું કે ફંડમાં રૂ૨૨૦૦ ભરાયા છે.

આ પછી ઠરાવ પસાર કરવામાં આવ્યો કે "આ સભાનું એવું મત છે કે મરનાર મી૦ અરદેશર ધનજીશાહ લાલકાકાની યાદગારી માટે ભેગું કરવામાં આવેલું નાણું પાંચ ટકાના મ્યુનીસીપલ બોંડમાં રોકી, સેંટ ઝેવીયરસ કૉલેજના પ્રીન્સીપલને 'અરદેશર ધનજીશાહ લાલકાકા મેમોરીયલ સકાલરશીપ' સ્થાપવા માટે સવાધીન કરવું. જામે જમશેદ, તા૦ ૨-૯-૧૯૦૧.

૫ જામે જમશેદ, તા૦ ૮ મી મારચ ૧૯૦૧.

એ સજા સામે પ્રતીવાદીએ અપીલ કીધી હતી, જે તા૦ ૧૫ મી એપ્રીલે જડજો મેસરસ કેનડી અને ફુલટને સાંભળી ઉડાડી નાખી સજા બાહલ રાખી હતી.

૬ જામે જમશેદ, તા૦ ૧૧ મી મારચ ૧૯૦૧.

૭ જામે જમશેદ, તા૦ ૧૨ મી મારચ ૧૯૦૧.

તા૦ ૧૨ મી મારચ.

શેઠ એદલજી રૂસતમજી સુખીઆએ ચાલીસ ગામમાં આવેલાં પીપરખેડા તરફ એક મોટો ચીતો વાઘ માર્યો હતો.[1]

તા૦ ૧૫ મી મારચ.

રોજ ૨ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદઝરદી.

મરણ—બરજોરજી કાવસજી મોતીવાલા[2]—ઉમર વર્ષ ૭૦). એવણ અત્રેની હાઇ કોર્ટમાં દુભાશીઆ હતા, અને ત્રીસ વર્ષની લાંબી મુદત સુધી ઘણી ઇજતથી નોકરી બજાવી હતી. બધા ન્યાયાધીશોએ એવણ માટે ઘણુંજ ઉંચો અભીપ્રાય આપ્યો હતો.

તા૦ ૧૬ મી મારચ.

મુંબઇની આર્ટ સોસાઇટીનું ચીત્રોનું પ્રદર્શન આજ દીને સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઓફ આર્ટવાલાં મકાનમાં નામદાર ગવરનર લોર્ડ નોર્થકોટે ખોલ્લું મુક્યું હતું. આ વેળાએ સરસ ચીતારો માટે નીચલી બે પારસી બાનુઓને ઇનામો આપવામાં આવ્યાં હતાં:—

મીસ નાઇજી કુવરજી નાજરને સરસ ઓઇલપેનટીંગ માટે રૂ. ૪૦) તથા મીસ સુનાંબાઇ સાપુરજી જશાંવાલાને ફુલફલાદીનાં સરસ ચીતારો માટે રૂ. ૫૦) નાં ઇનામો.[3]

તા૦ ૧૭ મી મારચ.

રોજ ૪ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદેઝરદી.

મરણ—બીખાઇજી સાપુરજી બંગાલી—ઉમર વર્ષ ૭૩). મરહુમ માનવંત શેહરી શેઠ સોરાબજી સાપુરજી બંગાલીનાં એવણ માતાજી હતાં. પોતાની ૨૩) વર્ષની વયે ધણીનું સુખ ગુમાવ્યા પછી, એકપુરા દીકરાને કેળવણી આપી, વીધવાપણું ચીવટપણે જાળવી રાખ્યું. જે દીકરાએ પોતાની કીરતીવંત કારકીરદી દરમ્યાન એ વાહલાં માતાને માન આપવા તેવણની યાદગારી જાળવી રાખવાને જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડલીની કોટની કન્યાશાળા માટે એક કુશાદે મકાન રૂ. ૬૭૦૦૦) ના ખરચે બંધાવી આપી, તેને પોતાનાં વાહલાં માતાજીનું નામ આપ્યું હતું. એ દીકરાનાં મરણનો ભારી ઘા છેલ્લાં ૯) વર્ષ સુધી સેહી આ મોટી ઉમરે એવણ મરણ પામ્યાં હતાં.

તા૦ ૨૦ મી મારચ.

રોજ ૭ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદેઝરદી.

મરણ—દાદાભાઇ રતનજી દલાલ—એવણને સાયનસના અભયાસનો શોખ હતો. અત્રેની દેશી નાટકશાળામાં ઉંચા પ્રકારની સીનરી તથા નવીસમાતીક દેખાવો એવણે પેહલા રજુ કર્યા હતા, અને ધર્મખાતાંઓને ખેલો કરી મદદ કરવાની પેહલ પણ એવણની નાટક કંપનીએજ કરી હતી. ૧૮૭૩ માં ઇરાનથી નાહસી આવેલા ઇરાનીઓનાં ફંડ માટે કેટલાક ખેલો કરી ઠીક હીસ્સો આપ્યો હતો.

તા૦ ૨૧ મી મારચ.

મેશર્સ દાદી અને ફરાંમરોજ ખરશેદજી ગોળવાલાએ મેકલેપર બંધાવેલો સ્વીમીંગ બાથ ખોલ્લો મુકવાની ક્રિઆ આજ દીને નામદાર ચીફ-જસટીસ સર લૉરેનસ જેનકીનસે એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એ બાથના માલેકો તરફથી ઓનરરી સેક્રેટરી શેઠ રૂસતમ બરજોરજી પેમાસટરે એ બાથને લગતો કેટલોક ખોલાસો વાંચી સંભલાવ્યો, તથા તેવણે જોડેલી ખાસ ઇંગ્રેજી કવીતા ગાવામાં આવી હતી. જે બાદ મેશર્સ ગોળવાલા બંધે બેરાદરોને આપવાનું માનપત્ર શેઠ બહમનજી રૂસતમજી બાઇસ, બી. એ; એલ. એલ. બી. એ વાંચી સંભલાવ્યું, જે પ્રમુખ સાહેબે તેમને એનાયત કર્યા બાદ તેવણે એક સુભાષીત ભાષણ કરી રૂપાંની ચાવી વડે દરવાજો ખોલ્લો મુકયો, અને કેટલાક પારસી જવાંનોએ તરતજ તેમાં તરવા માંડયું.[4]

ગરીબ જરથોસ્તીઓનાં રેહઠાંણોનાં ફંડની કમીટી હસતક ૧૯ મું મકાન શેઠ દીનશાહ હીરજીભાઇ માલેગામવાલાએ પોતાનાં ધણીઆંણી મરહુમ બાઇ આવાંબાઇનાં નામથી રૂ. ૧૬૦૦૦ ની રકમ આપી બંધાવી આપ્યું, તેને ખોલ્લું મુકવાની ક્રિઆ આજ દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટે એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[4]

નીચલા પારસી ગ્રહસ્થોને આ સાલ નામદાર સરકારે નવા સુલેહના અમલદારો નેમ્યા હતા:—

શેઠ દીનશાહ હોરાજી મીસ્ત્રી, શેઠ હોરમજજી અરદેશર ધનજીભાઇ વાડીઆ, શેઠ જમશેદજી જીવણજી મજમુદાર, દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાના, શેઠ

[1] બમે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૯૦૧.

[2] શેઠો ફરદુનજી (બારીસ્ટર), રૂસતમજી, મેહરજીભાઇ અને અરદેશર બરજોરજી મોતીવાલાના બાવા.

[3] ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૮ મી મારચ ૧૯૦૧.

[4] બમે જમશેદ, તા૦ ૨૨ મી મારચ ૧૯૦૧.

નાનાભાઈ હોરમજજી મુસ, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ.

નીચલાઓનાં નામ પાછાં દાખલ કીધાં હતાં.

સરજ્યન કરનલ ધનજીશાહ નવરોજી પારખ, શેઠ એદલજી દોરાબજી તલાટી, શેઠ જાંહગીર ડોસાભાઇ કરાકા.[1]

---

તા૦ ૨૧ મી મારચ.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદેઝરદી.

**મરણ**—કાવસજી નશરવાનજી કોહીદારૂ—ઉમર વર્ષ ૭૧) નાટકની રંગભુમીપર "કાવસજી ગુરગીન" ને નામે એવણુ એક અથંગ રમુજી ખેલાડી તરીકે જાણીતા હતા. પોતે સરકારી નોકરીમાં હતા, પણ નાટકના શોખને લીધે ૧૮૫૩ થી એક એકટર તરીકે ભાગ લેતા થયા હતા. એવણુના રમુજી ટુચકાઓ તમાશબીનોને ખુબ હસાવતા હતા, અને તે નીર્દોષ અને નીતીમાન હતા. અને તેવીજ નીર્દોષ અને નીતીમાન તેવણુની જીંદગી પણ હતી.

---

તા૦ ૨૨ મી મારચ.

પુણાં મધે વૉલંટીયરોની નીશાનબાજીની હરીફાઇમાં ત્યાંની પારસી વૉલંટીયર કોરના લેનસ કારપોરલ રતનજી હોરમજજી નીમચવાલાએ એક સોનાનો ચાંદ તથા રૂપાંનું કપ, તથા શેઠ મોટાભાઇએ એક રૂપાંનો ચાંદ, તથા શેઠ મેહરવાન હોરમઝદ ઇરાંનીએ કાંસાનો ચાંદ ઇનામમાં મેલવ્યા હતા.[2]

---

તા૦ ૨૩ મી મારચ.

મુંબઇમાં ગાયન અને મ્યુઝીકના શોખીન બાનુઓ તથા મહરશોનું મંડળ જે "બોંબે મ્યુઝીકલ યુનીયન" ને નામે જાહેરમાં આવ્યું હતું, તેણે આજ રાતે ટાઉન હોલ મધે નામદાર લેડી નોથકોટના માનવંત આસરા તથા હાજરી હેઠળ કાઉનટેસ ઑફ ડફરીન ફંડના લાભ વાસ્તે એક મોટો કાનસર્ટ કર્યો હતો. એ કોનસરટમાં બાઇ રતનબાઇ હોરમજજી સીરવાઇ, બાઇ બાનુબાઇ દીનશાહ વાચ્છા, શેઠ જમશેદજી હીમજીભાઇ પાંડે, બાઇઓ પીરોજા કેખશરૂ કાબરાજી, સુનાબાઇ તથા આવાંબાઈ શાપુરજી જશાવાલા તથા પીરોજા દીનશાહ વાચ્છાએ ગાયણો કીધાં હતાં. સેવટે શેઠો ખરશેદજી માણેકજી ખરશેદજી, દાદાભાઇ ઇ. પટેલ, એદલજી જાંહગીર દાવરે "મરચંટ ઑફ વેનીસ" માંથી એક ભાગ ભજવી દેખાડ્યો હતો.[3]

---

તા૦ ૨૪ મી મારચ.

રોજ ૧૧ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદઝરદી.

**મરણ**—નવાજબાઇ વીધવા પેશતનજી ફ્રકાજી આતમારામશાહના, સુરતવાલા—ઉમર વર્ષ ૧૦૦. એવણે સદીની ઉમર પુરી કરી હતી. અને સુરતનાં એક વજીફ્દાર હતાં.

---

તા૦ ૨૭ મી મારચ.

રોજ ૧૪ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદઝરદી.

**મરણ**—હોરમજજી કાવસજી ગોરા—ઉમર વર્ષ ૫૦) મરહુમ શેઠ પાલનજી રાનજીની દીકરીના દીકરા. એવણુનો વસવાટ કલકતે હતો, અને ત્યાં "એચ. કાવસજી" ને નામે વેપાર કરતા હતા. કલકત્તાનું દખ્મંનોને અવલમંજલનું ફંડ પુરતું ન હોવાથી એવણે આગેવાની લઇ ત્રણેક વર્ષની વાતપર ઘરેઘર ફરી વારસીક લવાજમની ગોઠવણુ કરી હતી.

---

તા૦ ૩૦ મી મારચ.

રોજ ૧૭ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદઝરદી.

મરહુમ શેઠ નવરોજજી કાવસજી નાળીએરવાલાએ ઇ૦ સ૦ ૧૮૨૨ માં મોઠ મધે બંધાવેલી દરેમેહરને લગતી જમીન મુંબઇની મ્યુનીસીપાલીટીએ ઇ૦ સ૦ ૧૮૯૬ માં પ્રજા ઉપયોગી કામનેસર વેચાતી લેવાથી એ જમીનની કીમતનાં નાણુાંમાંથી એક બીજી ઇમારત દાદર તરફ બંધાવી તેમાં આજ દીને જુનાં આદરાંન પરઠાવ્યાં હતાં. જશનની ક્રિયા પુરી થવા બાદ એ દરેમેહરના મુતવલીઓ શેઠો હોરમજજી અને પેસતનજી મેહરવાંનજી નાળીએરવાલા તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે મોઠની દરેમેહરને લગતી ઉપલી જમીનનાં વેચાંણુની કીમતથી આ મકાન બંધાયું છે, તથા તેનો નીભાવ ખરચ પણ એજ જમીનનાં નાણુાંમાંથી થશે. એ પછી મુતવલીઓ તરફથી એ દરેમેહરના પંથકી એ૦ ફરાંમજી હોરમજજી સાહેબ તથા દરેમેહર બાંધનાર કંત્રાકટર શેઠ કુવરજી મનચેરજી મીસ્ત્રીને એકેકી શેઆલ ઓઢાડવામાં આવી હતી; તેમજ ડાકટર કાવસજી હોરમજજીએ દાદરના જરથોસ્તીઓ તરફથી મજકુર બંધે મુતવલીઓને તથા પંથકીને શેઆલ ઓઢાડી હતી, જે બાદ પંથકી એ૦ ફરાંમજી સાહેબે એક વાએજ કરી સંભલાવી, અને ચાશની કરી મીજલસ બરખાસ્ત થઇ હતી.[4]

---

1 બોંબે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૨ મી મારચ ૧૯૦૧.

2 બોમે જમશેદ, તા૦ ૨૬ મી મારચ ૧૯૦૧.

3 બોમે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૯૦૧.

4 બોમે જમશેદ, તા૦ ૧ લી અપ્રેલ ૧૯૦૧.

તા૦ ૧ લી એપ્રીલ.

૧૯૦૧ નાં સાલમાં જુદે જુદે ઠેકાણેની મ્યુનીસીપાલ બોર્ડમાં નીચલા પારસીઓ ચુંટાયા યા નેમાયા હતા:—

મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનમાં—કર ભરનારાઓ તરફથી—શેઠો નવરોજજી જાંહગીર ગામડીઆ, કાવસજી મેહરવાનજી સરાફ, દીનશાહ એદલજી વાચ્છા, ડાકટરો નાનાભાઈ નવરોજજી કાતરક, નાદરશાહ હોરમજજી સુખીઆ, જાંહગીર જમશેદજી લીલાઉવાલા, શેઠ હોરમજજી શાપુરજી ચોથીઆ, ડાકટર કાવસજી એદલજી દાદાચાનજી, શેઠો જાંહગીરજી બહમનજી પીટીટ, સોરાબજી ખરશેદજી ઘોડી, ખરશેદજી નસરવાનજી વાડીઆ, અરદેશર ફરામજી ઉનવાલા; સુલેહના અમલદારો તરફથી ખા. બા. દારાશાહ રતનજી ચીજગર, ઓનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઈ. ઈ; ડાકટર દીનશાહ બહમનજી માસ્ટર, શેઠ જમશેદજી અરદેશર વાડીઆ, ડાકટર કાવસજી હોરમજજી, શેઠ રૂસતમજી બેહરામજી જીજીભાઈ, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી: યુનીવર્સીટી તરફના—શેઠ રૂસતમ ખ. ર. કામા; સરકાર તરફના—સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠો બેહરામજી નસરવાનજી સીરવાઇ અને કેખશરૂ નવરોજજી કાબરાજી.

શેઠ દીનશાહ એદલજી વાચ્છા કોરપોરેશનના ચાલુ સાલ માટેના ચેરમેન નેમાયા હતા. અને સ્ટેંડીંગ કમીટીનાં મેમ્બરો તરીકે તા૦ ૧૧ મી એપ્રીલને દીને નીચલા બે પારસીઓને એ કોરપોરેશને ચુંટી કાહડયા હતા:—શેઠો ખરશેદજી નસરવાનજી વાડીઆ અને ડાકટર કાવસજી એદલજી દાદાચાનજી.

## મ્યુનીસીપલ બોર્ડ.

ભરૂચ—સરકારી—ખાં. બા. ડા૦ કેખશરૂ બ. કુપર, ડા૦ બરજોરજી સોરાબશાહ મુનસફના, ખાં. સા. અરદેશર ફરદુનજી દલાલ; ચુંટી કાઢેલા—રૂસતમજી ફરદુનજી, સોરાબજી ફરામજી કાપડીઆ, દીનશાહ ફરદુનજી, ફરદુનશાહ પેસતનજી, ખાં. બા. નશરવાંનજી શેહરીઆરજી. ખેડા—સરકારી—એરચશાહ જાંહગીરશાહ તાલેયારખાં. નડીઆડ—સરકારી—દોરાબજી હીરજીભાઇ વાચ્છા. કલીઆંણ—સરકારી—ખાં. બા. ડા૦ પાલનજી હોરમજી દાદાચાનજી, ઇ૦ દારાશાહ રૂસતમજી સંજાણા; ચુંટેલા—રૂસતમજી હોરમજજી. કુરલા—સરકારી—કાવસજી માણેકજી સુતરીઆ, નવરોજી એદલજી શેઠના; ચુંટેલા—ડા૦ નશરવાંનજી ધનજીભાઇ, દીનશાહ પાલનજી મીસ્ત્રી, હોરમજી રૂસતમજી ઉમરીગર. બાંદરા—સરકારી—ખાં. બા. ડા૦ રતનજી રૂસ્તમજી દાદીના; ચુંટેલા—ફરામજી મનચેરજી બાંદરેવાલા. પારવાર—સરકારી—જમશેદજી એદલજી બાટલીવાલા. માંડવા—સરકારી—ખાં. બા. ડા૦ ફરામરોજ અરદેશર સુખ, મેરવાંનજી નવરોજી આંતીઆ; ચુંટેલા—કાવશજી બેરામજી દીવેચા, નવરોજી જમશેદજી આંતીઆ. અમદાવાદ—સરકારી—ફરદુનજી કુવરજી તારાપોરવાલા C. I. E., લવજી મેરવાનજી વાડીઆ, ડા૦ બેહરાંમજી હોરમજી નાણાંવટી, ડા૦ નવરોજી કાવશજી કલીઆંણીવાલા; ચુંટેલા—અરદેશર કાવશજી કારંજાવાલા, નરીમાન રતનજી કોથાવાલા, ડા૦ નાનાભાઇ કુવરજી મોદી. માંડવી—સરકારી—બેહરાંમજી જીવણજી. રાંદેર—સરકારી—હોરમજજી એદલજી, હારપાટલ આસીટંટ; ચુંટેલા—માણેકજી નશરવાનજી. સુરત—સરકારી—સરજ. લફ્ટ. કર્નલ—કેખશરૂ સોરાબજી નરીમાન, આદરજી જીવણજી; ચુંટેલા—ખા. બા. ડોસાભાઇ પેસતનજી, બરજોરજી નશરવાંનજી વકીલ, બેજનજી માણેકજી વકીલ, ડા૦ દીનશાહ જીવાજી એદલબેહરાંમના, ખુશરૂભાઇ નશરવાંનજી બેહરેમંદખાન. વલસાડ—સરકારી—ખાં. બા. સોરાબજી રતનજી માસ્ટર, પાલનજી હોરમજી દાદાચાનજી, એદલજી પેસ્તનજી દેસાઇ, શાપુરજી ફરાંમજી; ચુંટેલા—કાવશજી ધનજીભાઇ, હોરમજજી ફકીરજી. દોહડ—સરકારી—ખાં. બા. સોરાબ માણેકશાહ ભરૂચા, ફરદુનજી કાવશજી. ઇગતપુરા—ચુંટેલા—હોરમજજી ધનજીભાઇ. સાવડા, ખાનદેશમાં—સરકારી—માણેકજી જીવણજી. બોશાવલ—સરકારી—કુવરજી પેસતનજી. બેલગામ—સરકારી—ડા૦ ખરશેદજી પેસ્તનજી બાઇસ, અરદેશર નવરોજજી, જાંહગીરજી નવરોજજી આંટીઆ. પેન—સરકારી—કાવસજી ફરદુનજી કલીઆંનીવાલા. ઉરન—સરકારી—હોરમજજી માણેકજી; ચુંટેલા—આદરજી કાવસજી, અરદેશર પેસતનજી. અંકલેસર—સરકારી—ખાં. સા. ડોસાભાઇ ધનજીભાઇ, પીરોજશાહ દીનશાહ કુપર, પીરોજશાહ દીનશાહ પટેલ. ડાકોર—સરકારી—ખાં. સા. ડોસાભાઇ માણેકજી કોઠાવાલા, આમોદ—સરકારી—ખાં. સા. બહમનજી પેસતનજી.

## તાલુકા તથા ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ.

અલીબાગ—ખરશેદજી મેરવાનજી હકીમ, ડોસાભાઇ સાપુરજી. પનવેલ—હોરમજજી માણેકજી ભીમરડીવાલા. ઓલપાડ—સરકારી—દોરાબજી હીરજીભાઈ. બારડોલી—ચુંટેલા—બેહરાંમજી નાનાભાઇ. ચોરાસી—સરકારી—હોરમજજી સાપુરજી, રૂસતમજી પેસતનજી. જલાલપોર—ચુંટેલા—રૂસતમજી જમશેદજી; સરકારી—કુવરજી જમશેદજી. ચીખલી—સરકારી—રૂસતમજી ભીખાજી. વલસાડ—સરકારી—ખાં. બા. સોરાબજી રતનજી માસ્ટર, સાપુરજી ફરામજી, કાવશજી ધનજીભાઇ. પારડી—સરકારી—જમશેદજી હોરમજજી. બોથાવદ—ચુંટેલા—કુવરજી પેસતનજી. મેહમદાબાદ—સરકારી—એરચશાહ જાંહગીર-

શાહ તાલેયારખાં. સુરત—સરકારી—ખાં. બા. સોરાબજી રતનજી માસ્તર, બેહરામજી નવરોજી, સાપુરજી ફરામજી; ચુંટેલા—કાવસજી ધનજીભાઈ, રૂસતમજી જમાસપજી ગારડા. અમદાવાદ—ચુંટેલા—જીવજી મેરવાનજી વાડીઆ, ફરદુનજી કુવરજી તારાપોરવાલા. સતારા—સરકારી—ડોસાભાઈ માણેકજી. અહમદનગર—ચુંટેલા—ખાં. સા. બેહરામજી સોરાબજી કાર્ડ માસ્તર; સરકારી—માણેકજી સોરાબજી, નવરોજજી ફરામજી. કોલાબા—ચુંટેલા—કાવશજી ફરદુનજી કલીઆણીવાલા; સરકારી—જમશેદજી બેહમનજી, હોરમજજી માણેકજી ભીમરડીવાલા. બેલગામ—સરકારી—અરદેશર નવરોજજી; ચુંટેલા—ડા૦ ખરશેદજી પેસતનજી બારૂસ. દેહાણું—સરકારી—જીવનજી નવરોજી બીલાડવાલા; ચુંટેલા—દાદાભાઈ જીવનજી. આમોદ—સરકારી—ખાં. બા. રતનજી એદલજી કાંગા. સુરત—ચુંટેલા—ખા. બા. ડા૦ ડોસાભાઈ પેસતનજી, ડા૦ પાલનજી હોરમજી દાદાચાનજી, માણેકજી નશરવાનજી રાંદેલવાલા; સરકારી—પેસતનજી હોરમજજી પાટક. થાણા—ચુંટેલા—નીકાજી મેહેરજીભાઈ, અરદેશર જાંહગીર વાડીઆ. કાવશજી બેહરામજી દીવેચા. ભરૂચ—સરકારી—ખાં. સા. અરદેશર ફરદુનજી દલાલ, પ્રાંતીજ (અમદાવાદમાં)—સરકારી—ખાં. સા. એદલજી બેહરામશાહ. ભરૂચ—સરકારી—ખાં. બા. રતનજી એદલજી કાંગા. બીજાપોર—સરકારી—અરદેશર કેખશરૂ કામા.

---

તા૦ ૧ લી એપ્રીલ.

રોજ ૧૯ માહ ૮ (ક૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ડાકટર હોરમજજી બેજનજી દાંતરા[1]—ઉમર વર્ષ ૬૮). એઓ જુના વખતના એક જાણીતા ડાકટર હતા. તા૦ ૭ મી એપ્રીલ ૧૮૫૫ ને દીને જી. જી. એમ. સી. નો ડીપલોમા મેલવ્યો હતો, અને તબીબ તરીકે સારી "પ્રેકટીસ" મેલવી હતી. ચીનમાં તે વખતે પારસી વેપાર ધંધો ઓછો હતો, અને સારા ડાકટરને ફાવવા સાથે વેપારમાં પડવાની સારી તક હતી એમ જાણી સને ૧૮૫૯ માં ચીન ગયા હતા. અરીમ પારખવાની કુનેહ હોવાથી તેમાં સારૂં નાણું મેલવ્યું હતું. ચીનની લડાઈ પછી ત્યાંની બ્રીટીશ વૉલંટીયર કોરમાં પારસીઓને સામેલ કર્યા તેનો લાભ લઈ ૧૮૬૬ માં તેમાં દાખલ થયા હતા. સને ૧૮૭૬ માં ચીનથી અત્રે પાછા ફર્યા, અને તબીબી ધંધો પાછો ચાલું કર્યો હતો. કોટનાં ધર્મનાં દવાખાનાના ૧૮૮૦ થી ઑનરરી સેક્રેટરી હતા. અત્રેની કેટલીક મીલોના એઓ ડાયરેકટર હતા.

---

તા૦ ૫ મી એપ્રીલ.

નામદાર પાટવી કુવર ડયુક ઑફ યારક પોતાની બાનુ સાથે આસ્ત્રેલીઆની મુસાફરીએ જતાં આજ દીને એડન ખાતે ઉતરયો હતો. તે નામદારને એડનની રૈયત તરફથી શેઠ હોરમજજી કાવશજી દીનશાહ એડનવાલાએ માનપત્ર વાંચી સંભલાવ્યું હતું. નામદાર શાહજાદો શેઠ હોરમજજીની ગાડીમાં બેશી શેહરમાં ફરવા નીકલ્યો હતો. તથા રાતનાં પોતાની આગબોટ ઉપર રીસેપશનનો એક મેલાવડો કર્યો હતો, જેમાં પારસીઓમાં શેઠો હોરમજજી કાવશજી એડનવાલા, નશરવાનજી મનચેરજી કોલાબેવાલા તથા ખાનબહાદુર મનચેરજી રૂસતમજી ધોલુ, શી. આઈ. ઈ. હાજર હતા.[2]

---

તા૦ ૧૧ મી એપ્રીલ.

રોજ ૨૯ માહ ૭ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—અહમનજી નશરવાનજી ચીનાઈ[3]—ઉમર વર્ષ ૫૨). એઓ નીજામ સરકારની નોકરીમાં સ્ટાક ઑફીસર હતા. અને શીકંદરાબાદમાં ગુજર્યા હતા.

---

તા૦ ૧૫ મી એપ્રીલ.

બાઈ હીરાંબાઈ વીરૂધ મી૦ ધનજીભાઈ બમનજી બીલ્લીમોરીઆવાળો રાહાતવાતનો હક મેળવવાનો દાવો કરનારા મુકદમાની અપીલની તપાસ નામદાર ચીફ જસટીસ સર લૉરંસ જેનકીનસ અને મી૦ જસટીસ ચંદાવરકર સનમુખ નીકળતાં, એ નામદારોએ નીચલા સવાલ વીષે ફુલ બેંચનો અભીપ્રાય મંગાવ્યો હતો:—"ઇંડયન લીમીટેશન એકટ યાને મુદતની બાંધને લગતા હીંદી કાયદાની ૭૫ મી કલમ, પારસીઓના માહાતવાતનો હક ભોગવવાને લગતા દાવાને લાગુ પડે છે કે નહી?" આ બાબદને લગતો ચુકાદો ગઈ કાલે ફુલ બેંચે આપ્યો હતો. એ બેંચ નામદાર ચીફ જસટીસ સર લૉરંસ જેનકીનસ, મી૦ જસટીસ કેનડી, મી૦ જસટીસ ક્રો અને મી૦ જસટીસ ચંદાવરકરની બની હતી. નામદાર જડજોએ ફુલબેંચ તરફનો ચુકાદો આપતાં નીચલી કોરટે પુછેલા સવાલનો જવાબ "હા" મા આપ્યો હતો.[4]

---

૧. અસ્થુમો ડા૦ બરજોરજી તથા શેઠ બેજનજી, અને શેઠ શોરાબજી હોરમજજી દાંતરાના બાવા.

૨. જામે જમશેદ, તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૦૧.

૩. શેઠ જાંહગીર પેશતનજી બાવદાંવાલાને કરી લેનાર પીતા.

૪. જામે જમશેદ, તા૦ ૧૬ મી એપ્રીલ ૧૯૦૧.

તા૦ ૧૭ મી એપ્રીલ.

શેઠ મનચેરશાહ રુસતમજી વકીલે હાઈ કોરટના સોલીસીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[1]

તા૦ ૨૦ મી એપ્રીલ.

રાજકોટ મધે શેઠ રતનશાહ પેશતનજી દમરી તથા તેવણુનાં ધણીયાણીએ પોતાનાં મરહુમ બેટી બાઇ રતનબાઇની પવિત્ર યાદમાં એ શેહર ખાતેની રાજકુમાર કાલેજના ક્રીકેટ પેવીલીયન નજદીક બંધાવેલો "ધી રતનબાઇ મેમોરીઅલ ફાઉનટન" આજ દીને ત્યાંનાં પાણી ખાતાંના વડા ખાનબહાદુર એફ. એ. એડરૂસે ખોલ્લો મુકયો હતો.[2]

ઇંડીઅન મીડલાંડ રેલવેપર આવેલાં "બીના" મથકપર જરથોસ્તીઓએ પોતપોતામાં એક ફંડ ઉંઘાડી રવાંનોને ઝુમિડા કરવા માટે એક એલાહેદી જગા ખરીદ કરી હતી, અને તે જગાપર બાઇ આવાંબાઇ ફરાંમજી પીટીટે એક કુવો રૂ. ૧૨૫૦) ને ખરચે બંધાવી આપ્યો હતો.[3]

તા૦ ૨૪ મી એપ્રીલ.

દાદારના રસ્તાપર શેઠ ફરદુનજી બહમનજી જીજીભાઇએ પારસી પંચાયતનાં ટ્રસ્ટીઓને ભેટ આપેલી ૩૦૦૦ ચોરસવાર જમીન ઉપર મરહુમ ખાનબહાદુર રૂસતમજી જામાસપજી આશાબરનરે મરહુમ બાઇ બચુબાઇ વીખવા નવરોજજી કાવશજી આશબરનરની નેએતે બંધાવી આપેલું નશાખાનાંનું મકાન આજ દીનથી વપડાસમાં લીધું હતું.[4]

નામદાર નીઝામના વડા વજીરના ખાનગી સેક્રેટરી મી૦ જમશેદજી ફરદુનજીએ ૭ અઠવાડીઆની મુદતમાં ૫ વાઘ અને ૪ રીંછનો શીકાર કરયો હતો.[5]

તા૦ ૨૬ મી એપ્રીલ.

રોજ ૧૪ માહ ૮ (શે૦) ૧૨૭૦ યજદઝરદી.

દમણની પાસે આવેલાં નગર હવેલી પરગણાંનાં નરોલી ગામમાં ત્યાંની પોરટુગીજ સરકારની રીજમીટના આનટોન જુઝેરોડરીગસ નામના એક કારપોરલે પોતાની બાયડી સાથે અનીતિ કરવાના શક ઉપરથી પોતાના એક મિત્ર મેહરજીભાઇ ફરાંમજી રાંણા. સરોંડાવાલાને પોતાની બંદુકની ગોળીથી ઠાર કરી પછી પોતાની બાયડીને ગોળી મારી ઠાર કરી પોતે પણ ગોળીથી આપઘાત કરી મરણ પામ્યો હતો.[6]

તા૦ ૨૭ મી એપ્રીલ.

કલકતા ખાતે ભરાયલાં આએ વર્ષનાં ઈનડસ્ટ્રીઅલ એકઝીબીશનમાં પોતાની બનાવેલી ઉમદા કારીગરીની વસ્તુઓ બતાવવા માટે બીલીમોરાવાલા શેઠ શોરાબજી જામાસપજી વરકીંગ બાક્ષવાલાને એક રૂપાંનો ચાંદ તથા પેહલા વર્ગની સરટીફીકેટ મલ્યાં હતાં.[7]

તા૦ ૫ મી મે.

રોજ ૨૩ માહ ૮ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ—ઉમર વર્ષ ૭૮). શેઠ માણેકજી નશરવાનજી પીટીટના વડા દીકરા. એવણ પેહલાં ઇ. સ. ૧૮૪૦ માં મેસર્સ ડાએરમ કારટરની વેપારી પેહેડીમાં શીખાઉ તરીકે રહ્યા હતા. થોડા માસમાં એવણને રૂ૧૫ નો દરમાયો મળવા લાગો, જે વધતાં વધતાં રૂ૧૦૦ સુધી થયો. આ વખતથી એવણની નજર કેટલીક વેપારને લગતી ગણત્રીઓથી ઉઘડી, અને પોતે ટુક ટુક વેપાર કરવા લાગા. એ પછી ૧૮૪૫ માં ઉપલી પેહેડીના એક જુદા પડેલા ભાગ્યા મી૦ રીચમંડે ઉઘાડેલી નવી પેહેડીમાં એવણને વડા મેને-

---

૧. ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૮ મી એપ્રીલ ૧૯૦૧.

૨. જામે જમશેદ, તા૦ ૨૫ મી એપ્રીલ ૧૯૦૧.

૩. જામે જમશેદ, તા૦ ૨૨ મી સપટેમ્બર ૧૯૦૩.

૪. જામે જમશેદ, તા૦ ૨૬ મી એપ્રીલ ૧૯૦૧.

એ નસાખાનાનાં માણસોને રેહવા માટેનું ઘર તથા તેને લગતું બીજું મકાન એજ જગાપર પંચાતનાં ફંડમાંથી બાંધવામાં આવ્યું હતું.

આ નસાખાનામાં નીચલી બે તખ્તીઓ મારેલી છે:—

"આ દાદર ખાતેનાં નસાખાનામાંનું મેહાલ વિગેરે "રાખવાનું મકાન, મરહુમ બાઇ બચુબાઇ નવરોજજી આશ-"બરનરની નઇયતે મરહુમ ખાનબાહદુર રૂસતમજી જામાસપજી "આશાબરનરે રૂ. ૨૫૦૦) બાઈ બચુબાઇની પોતાની પુંજી-"માંથી અને રૂ. ૬૨૩ પોતાની ગીરેથી આપી કુલે રૂ. ૩૧૨૩ "ને ખરચે બંધાવ્યું છે. સને ૧૨૭૦ યઝદેજરદી સને ૧૯૦૧ "ઇસવી."

"દાદરનાં નસાખાનાને લગતું આ અને બીજું મકાનો "જે જગ્યા ઉપર બાંધવામાં આવ્યાં છે, તે ૩૦૦૦) ચોરસ "વાર જગ્યા શેઠ ફરદુનજી બમનજી જીજીભાઇએ પારસી "પંચાએતને ધર્મખાતે ભેટ આપી છે. સને ૧૨૭૦ યઝદે-"જરદી સને ૧૯૦૧ ઇસવી."

૫. જામે જમશેદ, તા૦ ૨૭ મી એપ્રીલ ૧૯૦૧.

૬. અખબારે સોદાગર, તા૦ ૩૦ મી એપ્રીલ ૧૯૦૧.

૭. જામે જમશેદ, તા૦ ૨૯ મી એપ્રીલ ૧૯૦૧.

જર કર્યાં અને તેની દલાલીનું કામ એવણુના બાવાને મળયું. હવેથી શેઠ માણેકજી હસ્તકની વેપારી પેહેડીઓમાં દલાલીનું કામ "મેસર્સ માણેકજી નશરવાનજી પીટીટના છોકરાઓની કંપની" નાં નામથી તેઓના બંને દીકરાઓ સાચવવા લાગા, જેમાં મેસર્સ ડબલ્યુ. સીલર અને ૧૮૫૨ થી મેસર્સ જાર્જ રેનીની કંપનીની પેહેડીઓ સર દીનશાહજીના હસ્તકમાં અને મેસર્સ ડાએરમ વગેરેની પેહેડી એવણુના ભાઇ શેઠ નશરવાનજીના હસ્તકમાં હતી. એ બાદ શેઠ માણેકજીના ગુજરવા પછી એઓ બંને ભાઇઓએ ૧૮૬૪ સુધી સાથે વહીવટ ચલાવ્યો હતો.

એવણુની જાહેર જીંદગી ઇ. સ. ૧૮૫૪ થી શરૂ થઇ હતી. એ સાલમાં એવણુને નામદાર સરકારે પેહેલવહેલા ગ્રાંડ જુરીમાં બેસવા લાયક એક અધીકારી ઠરાવ્યા હતા. ૧૮૫૫ માં એવણુને જરથોસ્તીઓને માટે ધારા બંધાવી મંગાવવા સારૂં ઉભી કરેલી કારોબાર મંડળીના તથા તે પછી ૧૮૫૯ માં તેની સબ કમીટીના મેમ્બર નેમ્યા હતા. ૧૮૫૬ માં એવણુ તથા શેઠ નશરવાનજીનાં નામથી એમના પીતાએ મુંબઇ મધે મેદાનમાં એક મોટો કુવો બંધાવ્યો હતો, જે હજી સુધી કોટનાં તેવણુના કુટુંબી મોટાં ઘરની સામેના મેદાનમાં મોજુદ છે. ૧૮૫૯ માં પોતાના પીતાનાં મરણુ વખતે એવણે રૂ૨૫૦૦૦ ની રકમ સખાવતનાં કામો માટે અલાહેદી કહાડી હતી. ઇ૦ સ૦ ૧૮૬૦ માં નામદાર સરકારે એવણુને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. એજ સાલમાં મુંબઈ મધે કલકતા ખાતે વેપારની જીણસોપર લેવાતી જગાતની જે નવી "તેરીફ" ઠેરવી હતી, તેજ ધોરણુની તેરીફ ઠરાવવાને નામદાર સરકારે ૧૩ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૩ મુસલમાન, ૧ હીંદુ અને ૧ પારસી—સર દીનશાહજી માણેકજી પીટીટ—મળી ૧૯ વેપારીઓની કમીટી નેમી હતી. એજ સાલના જુલાઇ માસમાં એવણુને સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનના એક અધીકારી, તથા એજ વખતથી મુંબઇની પારસી પંચાયતના એક ત્રસ્ટી નેમ્યા હતા, અને પંચાતના ફંડના હીસાબની છેલ્લી છપાયલી ચોપડી મુજબ એ ફંડ મધે એવણુ પોતે, લેડી સાકરબાઇ તથા ફરજંદોનાં નામના મળી રૂ૪૫૧૧૦૦ ની રકમનાં જુદાં જુદાં ખાતાં તથા રૂ૨૩૧૦૦ ની અનામત નોટો છે. ૧૮૬૦ માં એવણે પોતાના ભાઇ શેઠ નશરવાનજી તથા બીજા એક બે ભાગીદારોની સાથે મળી "માણેકજી પીટીટ સ્પીનીંગ એંડ વીવીંગ કંપની" નામનું બીજું સુતર તથા કાપડ વણુવાનું કારખાનું સ્થાપયું હતું. એજ વરસના આગસ્ટ માસમાં એવણે "બોંબે હાઇડરોલીક પ્રેસ કંપની" ની મીલકત રૂ૬૬૫૦૦૦ ની કીમતે વેચાતી લીધી હતી. એજ સાલમાં અત્રે નવી નીકળેલી "સેંટ્રલ બેંક ઓફ વેસ્ટર્ન ઇંડયા" ના એવણુ એક ત્રસ્ટી, તથા જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીના એક કારોબારી ઠર્યા હતા, અને તે મંડળીને નજદીક ૩૦ વર્ષ સુધી દર સાલ રૂ૧૨૫ ની મદદ કરી હતી. કોટનાં ધર્મનાં દવાખાનાના પણુ એવણુ એ સાલથી ત્રસ્ટી નેમાયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૧ માં એવણે પુના મધે ગરીબ લોકોને પાણી પહોંચતું કરવા રૂ૩૦૦૦૦ ને ખરચે ચાર હોજો બંધાવ્યા હતા. આગલા વખતમાં બાજીરાવ પેશવાનો રૂપરામ ચોધરી નામે સુબો બાહેરથી મોટો નળ બાંધી લાવી, તેમાંથી શેહેરમાં લોકોને પાણી ઉપયોગ માટે આપતો હતો. તેનો ૯ ઇંચનો એક નળ સર દીનશાહજીની ભવાનીપેંટની વાડીમાંથી મુકેલો હતો. જે મધેથી એવણે એક તસુની નળીનો હક તેના વારસોને અમુક રકમ આપી વેચાતો લીધો, અને તે વડે ઉપલી હોજોમાં પાણી આવતું હતું. એ ચાર હોજોમાંથી ૧ હીંદુઓને, ૧ મુસલમાનોને, ૧ હલકી ગ્નાતના લોકોને, અને ૧ હલાલખોરોને વાપરવાને ખુલ્લી રાખી હતી. એજ સાલમાં એવણુ ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ફંડના એક ત્રસ્ટી, તથા ૧૮૭૬ થી તે ખાતાંની કારોબાર મંડળીના સરનશીન અને ૧૮૮૫ થી ખજાનચી નેમાયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૨ માં એવણુ "બોંબે એસોસીએશન" ની કમીટીના અધીકારી, તથા ૧૮૭૮ થી તે મંડળીના સરનશીન ઠર્યા હતા. ૧૮૬૨ માં લેનંકશાયરના ગરીબ વણુકરોના આશરા માટેનાં ફંડમાં રૂ૮૫૦૦ ભર્યાં હતા. ૧૮૬૩ માં એવણે મરહુમ હાડવૈદ બામજી જીવનજી રાંદેલીયાને મદદ આપવાને બીજા બે પારસી ગ્રહસ્થો સાથે મળી એક ફંડ ઉભું કર્યું હતું. જેમાં પોતે મેહેનત કરી રૂ૬૦૦૦૦ સુધીની એક મોટી રકમ ભેગી કરી એ પ્રખ્યાત હાડવૈદને "પર્સ" તરીકે ભેટ આપવામાં આવી હતી. ૧૮૬૪ માં એવણુ અત્રેના નાદારસ ઇરાનીઓના ફંડના ત્રસ્ટી નેમાયા હતા. ૧૮૬૫ ના ડીસેમ્બર માસમાં એવણે "રોમાન્યા" નામનું એક વહાણુ રૂ૭૫૦૦૦ માં ખરીદયું હતું. એજ સાલમાં મુંબઇ મધે પારસીઓ માટે સ્થાપેલી પારસી ચીફ મેટ્રીમોનીઅલ કોર્ટના નામદાર સરકારે પેહેલવેહેલા નેમેલા ૧૬ પારસી ડેલીગેટોમાં એવણુ પણુ એક હતા, જે ઓધો ૧૮૭૨ માં છોડયો હતો. ૧૮૬૮ માં મુંબઇ બેંક પાછી નવેસરથી સ્થાપી તેના એવણુ શરૂઆતથી તે ૧૮૯૨ સુધી એક ડાયરેકટર હતા. તે ઉપરાંત કોલાબા કું૦, બરમાહ ટ્રેડીંગ કું૦, ઇસ્ટ ઇંડીઆ શીપીંગ કું૦, ફ્રીઅર લાંડ કું૦ વગેરેના ડાયરેકટર નેમાયા હતા. ૧૮૭૦ માં અત્રેની ગ્રાંટ મેડીકલ

કોલેજમાં સ્થાપેલા ગુજરાતી ભાષામાં વૈદું શીખવવાના વર્ગમાં એક "બુક ફંડ" ને માટે એવણે રૂ૫૦૦ ભેટ આપયા હતા.

અહમદનગર શેહેરમાં ઉનાળાના દીવસોમાં પાણીની ઘણી તાણ આવવાથી તે તરફના નાગાબાઈ નામના ઝરાના આગલા મુસલમાન પાદશાહોના વખતમાં બનાવેલા નળોને દુરસ્ત કરાવી, તે વતી શેહેરમાં પાણી પહોંચતું કરવાને એવણે ૧૮૭૧ ના સાલમાં સરકારને રૂ૧૫૦૦૦ ની રકમ ભેટ આપી હતી. આ રકમમાં બીજી એટલીજ રકમ સરકારે ઉમેરી, તે નળોને દુરસ્ત કરાવી ઉપલા નાગાબાઈના ઝરા સાથે બાંધી લીધા હતા, તથા જુદે જુદે ૧૭ ઠેકાણે પાણીના કારંજાની કુંડીઓ બંધાવી હતી. આથી શેહેરના એક ત્રત્યાંશ (ત્રીજા) ભાગને પાણી મુફત મળવા લાગ્યું. એવણની આ સખાવતની યાદગારી કાયમ રાખવા માટે અહમદનગર મ્યુનીસીપાલીટીએ ત્યાંની પારસીઓની દરેહ-મેહેરની સામે એક મોટો કારંજો રૂ૬૨૦૦ ને ખર્ચે બંધાવી, તેનું નામ "પીટીટ કારંજ" કરી રાખ્યું છે, તથા તેની એક બાજુપર ઘટતા લેખની તખ્તી કોતરાવી છે. એજ સાલમાં એવણે વલસાડ મધે "પીટીટ ચેરીટેબલ ડીસપેનસરી" નામે ધર્મનું દવાખાનું ઉઘાડવાને નામદાર સરકારને રૂપીઆ ૧૦૦૦૦ આપયા હતા, અને તે દવાખાનું તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૭૨ ને દીને સુરતના આસીસ્ટંટ કલેકટર મી૦ (પાછળથી સર) ઇ. સી. કે. ઓલીવંટે ખુલ્લું મુક્યું હતું. ૧૮૭૧ માં ઇરાનના દુકાળથી અત્રે નાસી આવેલા સેંકડો ઇરાનીઓને એવણે મદદ કરી હતી તથા તેઓની પરવરશી કરવા માટે કેટલીક મુદત સુધી રૂ૧૨૫ નો દરમાયો આપતો કર્યો હતો. ૧૮૭૨ માં ચીખલી ગામ મધે દોખમું બંધાવી આપવાની આગેવાની એવણે લીધી હતી. ઇ૦ સ૦ ૧૮૭૩ માં રતનાગીરી મધે રગતપીતના દરદીઓ માટે એક હોસ્પીટલ પોતાના નામથી બંધાવવા એવણે સરકારમાં રૂ૧૫૫૦૦ આપયા હતા, જે હોસ્પીટલ તા૦ ૧ લી મે ૧૮૭૫ ને દીનેથી વપરાસમાં આવી હતી. એ હોસ્પીટલના વધ્યા જતા ખર્ચને લીધે ૧૮૯૭ માં એવણે બીજા રૂ૨,૦૦૦ સરકારમાં આપ્યા હતા. એજ સાલમાં ચીચન તારાપોર મધે "બાઈ સાકરબાઈ ચેરીટેબલ ડીસપેનસરી" ના નામથી એક ધર્મનું દવાખાનું ઉઘાડવાને રૂ૧૦૦૦૦ સરકારમાં આપ્યા હતા, અને તે દવાખાનું ૧૮૭૬ ના, આગસ્ટ માસમાં ખુલ્લું મેલાયું હતું. એજ સાલમાં મુંબઈ મધે ચોપાટીનાં દોખમાંઓની સામે પોતાના મરહુમ બાવાજીના નામથી એક કુશાદે સગડી રૂ૧૫૦૦૦ ખર્ચી બંધાવી તા૦ ૭ મી આકટોબર ૧૮૭૩ ને દીને પરથાવી હતી, જેની મરામત તથા ચેરાગ, કાઠીના ખર્ચ સારૂં રૂ૫૦૦૦ પંચાયતમાં આપ્યા હતા. ૧૮૭૪ માં ચીખલી મધે ધર્મનું દવાખાનું પોતાના નામથી સરકાર મારફતે ઉઘડાવ્યું હતું, તથા ત્યાંના દેસાઇવાડમાં મોટો કુવો બંધાવી આપ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૭૫ માં એવણે "મઝગામ સ્પીનીંગ એંડ મેન્યુફેકચરીંગ કંપની" તથા "વીકટોરીયા સ્પીનીંગ એંડ મેન્યુફેકચરીંગ કંપની" ના નામથી બે સુતર તથા કાપડનાં કારખાનાં, બીજાઓ હસ્તકથી લઇ, પોતાની આગેવાની હેઠળ ચાલુ કર્યાં હતાં. ૧૮૭૭ માં હીંદુસ્તાનના વાઇસરાય લોર્ડ લીટને દીલ્હી ખાતે ભરેલી બાદશાહી દરબારમાં સર દીનશાહ બીરાજ્યા હતા, તે તકનો લાભ લઇ હીંદુસ્તાનના ઘણાક ભાગોમાં ફરી આવ્યા હતા, તથા તે પ્રસંગે કલકતાના જરથોસ્તી અંજુમનના ફંડમાં કેટલીક મદદો કરી હતી. ૧૮૭૮ માં નવસારી મધે દોખમાઓની સામે પોતાનાં મરહુમ માતાજીનાં નામથી એક મોટી સગડી રૂ૧૧૦૦૦ ને ખરચે બંધાવી પરથાવી હતી. એજ સાલમાં એવણનાં કુટુંબમાં બે માઠા બનાવ બન્યા હતા. અને એવણનાં બેટી બાઇ ગુલબાઇ અને તે પછી વડા દીકરા શેઠ કાવસજી ૩૩ વર્ષની ઉમરે હક થયા હતા. છેલ્લા બનાવથી પારસી કોમમાં મોટી દલગીરી ફેલાઇ હતી. એ બંને ફરજંદોનાં ઉઠમણાં વેળાએ એવણે રૂ૧૦૫૦૦) તથા રૂ૩૩૨૦૦) ની રકમો ધર્મખાતે આપી હતી. બીજે સાલ મરહુમ કાવસજીના વડા દીકરા ભાઇ મેરવાનજી હક થવાથી તે વખતે પણ રૂ૧૧૦૦૦) ધર્મખાતે આપ્યા હતા. એજ સાલમાં એવણે પરેલ મધે એક બીજી મોટી મીલ પોતાની આગેવાની હેઠળ વેચાતી લઇ, તે "દીનશાહ માણેકજી પીટીટ મીલ્સ" ના નામથી ચાલુ કરી હતી. ૧૮૮૦ માં માહીમ મધે "બોંબે ડાઇંગ કુંપની" નાં નામથી પોતાની આગેવાની હેઠળ રંગવાનું એક કારખાનું એવણે ઉઘાડયું હતું. એજ સાલમાં બીલીમોરા મધે અંજુમનના ઉઘરાતનું દોખમું બંધાવી આપવાને એવણે આગેવાની લીધી હતી. ૧૮૮૧ માં "ફરામજી પીટીટ સ્પીનીંગ એંડ મેન્યુફેકચરીંગ કુંપની" નાં નામથી તથા ૧૮૮૨ માં "ગોર્ડન મીલ્સ" (હાલ બહમનજી પીટીટ મીલ્સ) નાં નામથી બીજાં બે નવાં કારખાના બીજાઓ હસ્તકથી લઇ, પોતાની આગેવાની હેઠળ ચાલુ કર્યાં હતાં. એજ સાલમાં બીમડી મધે એવણે દવાખાનું બાંધવા રૂ૫૦૦૦ સરકારને આપયા, અને તેનું નામ "દીનશાહ માણેકજી પીટીટનું પોતાની મરહુમ દીકરી બાઇ ગુલબાઇની યાદગીરીને સારેનું ધર્મનું દવાખાનું" કરી રાખ્યું હતું. એજ સાલમાં ઉમરગામ મધે દવાખાનું બાંધવા સર દીનશાહે રૂ૧૦૦૦૦ સરકારમાં આપયા, અને

તેનું નામ "દીનશાહ માણેકજી પીટીટનું પોતાના મરહુમ દીકરા કાવસજી દીનશાહ પીટીટની યાદગારી માટેનું ધર્મનું દવાખાનું" કરી રાખવાનો બંદોબસ્ત કર્યો હતો. એજ સાલના નવેમ્બર માસમાં એવણુ તથા લેડી સાકરબાઇએ મળી રૂ૧૦૦૦૦ મુંબઇની પારસી પંચાયતના તથા નાવા-રસ ઇરાનીઓનાં ફંડના ટ્રસ્ટીઓપર તેઓને હસ્તકની ધર્મશાળામાંના ગરીબ જરથોસ્તીઓ તથા ઇરાનીઓને દર સાલ મરહુમ દીકરી બાઇ ગુલબાઇના બાજ રોજગાર કરી ત્યાં રહેનારાઓને જમાડવા, વગેરે કારણસર આપયા હતા. એજ સાલમાં ઇરાન દેશનાં યઝદ તથા કેરમાનનાં આતશ-બેહેરામોમાં જ્યથુક કાકી પહોંચાડવા તથા ચેરાગ જારી રાખવા માટે રૂ૩૦૦૦ ઇરાનીઓની હાલત સુધારનારી મંડળીને આપયા હતા તથા ઇ૦ સ૦ ૧૯૦૦ માં તેમાં બીજા રૂ૧૦૦૦ નો ઉમેરો કર્યો હતો. એની ઘણું આગ-મજના એવણુ એ બંને આતશબેહેરામોના ખર્ચ માટે દર સાલ રૂ૬૦ ઇરાન મોકલ્યા જતા હતા. ઇ૦ સ૦ ૧૮૮૩ માં એવણે અત્રેની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવ-નારી મંડળીને પરેલ મધેની પોતાના મમાવા મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇવાળી મોટી વાડી તથા તેને લગતી આશરે ૪૦૫૦૦ વાર જમીન રૂ૪૫૦૦૦ ની કીમતે ખરીદ કરી તે મધે દર્દી તથા અશક્ત જાનવરોની ઘટતી રીતે સારવાર કરવાને એક આસ્પીટલ "બાઇ સાકરબાઇ દીન-શાહ પીટીટ આસ્પીટીલ ફોર એનીમલસ" એવાં નામથી સ્થાપવાને ભેટ આપી હતી, અને તે પાછળ બીજો રૂ૫૦૦૦ નો ખર્ચ તેવણુને થયો હતો. આ જગોપર તે મંડળીએ જાનવરોની આસ્પીટલને લાયકનો ઘટતો ફેરફાર કરાવી તે તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૮૮૪ ને દીને હીંદુસ્તાનના નવા ઠરેલા વાઇસરાય લોર્ડ ડફ્રીનને હાથે ખોલી મુકાવી હતી, તથા તા૦ ૧ લી ડીસેમ્બર ૧૮૮૫ થી તેમાં જાનવરોની સારવાર કરવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું. ૧૮૮૩ માં મુંબઇની મ્યુનીસીપલ કારપોરેશનના સરકાર તરફના એક સભાસદ તરીકે એવણુની નેમણુંક થઇ હતી. એજ સાલના જુલાઇ માસમાં સુરત મધે આવેલી ભયંકર રેલથી નાશ પામેલાઓના આશરા માટે એવણુની આગેવાની હેઠળ મોટું ફંડ થયું હતું, તેમાં એવણે રૂ૫૦૦૦ ની રકમ ભરી હતી. આ રેલ વખતે રાંદેર તથા ગોદાવરાં ગામોમાં એવણે જે કીમતી મદદ કરી હતી તેનું હેશાન માનવા ત્યાંના રહેવાસીઓ તરફનું એક માનપત્ર એમને એજ વર્ષના નવેમ્બર માસમાં પહોંચાડવામાં આવ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૮૪ માં એવણે વાંદરાના બાજારમાં એક મોટો કુવો બંધાવી ધર્મ ખાતે આપયો હતો. એજ સાલમાં હીંદુ-સ્તાનના વીદાય થતા વાઇસરાય નામદાર લોર્ડ રીપનની યાદગારી માટે મુંબઇમાં "ટેકનીકલ કોલેજ" સ્થાપવાને જે મોટું ફંડ ઉભું થયું હતું, તેમાં એવણે સર્વેથી મોટી રૂ૭૦૦૦ ની રકમ ભરી હતી. એજ સાલમાં અત્રેની કાંદા-વાળા મોહોલા રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરીને એવણે રૂ૩૦૦૦ ની મદદ કર્યાથી તે ખાતાંનું નામ "દીનશાહજી પીટીટ કાંદાવાળા મોહોલા તથા ભરૂચા મોહોલા લાઇ-બ્રેરી" કરી રાખવામાં આવ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૮૫ માં મુંબઇની પ્રેસીડનસી આસોસીએશનના એવણુને પ્રમુખ નેમવામાં આવ્યા હતા. એજ સાલમાં ઇગતપુરા તથા બારડોલી મધે અંજુમનના ઉધરાતથી એવણે આગેવાની લઇ દોખમાં બંધાવી આપયાં હતાં. એજ સાલમાં એમના એક બેટી બાઇ રતનબાઇના ઉઠમણામાં એવણે રૂપીઆ ૨૨૧૦૦ ધર્મ ખાતે આપયા હતા. ઇ૦ સ૦ ૧૮૮૬ માં એવણે વસઇ મધે પોતાના નામનું ધર્મનું દવાખાનું ઉઘાડવા માટે સરકાર ઉપર રૂ૧૧૫૦૦ મોકલ્યા હતા. એજ સાલમાં અત્રે સ્થાપેલી નવી ફ્રેંચ કલબ "સરકલ લીટરેર" ના પુસ્તકખાનાને એવણે રૂ૩૦૦૦ ભેટ આપ-યાથી તે પુસ્તકખાનાનું નામ "બીબ્લીઓથેક દીનશાહ પીટીટ" કરી રાખવામાં આવ્યું હતું. એજ સાલમાં થાણા જીલ્લામાં આવેલાં મોરબાદ ગામમાં પોતાના નામનું એક ધર્મનું દવાખાનું ઉઘાડવા માટે સરકારને રૂ૧૦૦૦૦ એવણે ભેટ આપયા હતા. એજ સાલમાં એવણુના જણીતા ભાઇ અરદેશર કાવસજી પીટીટનાં ઉઠમણામાં એવણનાં કુટુંબે રૂ૫૨૫૦૦ ની રકમ ધર્મ ખાતે આપી હતી, જે મધેથી રૂ૧૧૦૦૦ ની રકમનું તંગદસ્ત હાલતમાં આવેલા જરથોસ્તીઓને આશરો આપવાનું નવું ફંડ પંચાયતના ટ્રસ્ટીઓ હસતક સ્થાપયું હતું.

નામદાર સરકારે સને ૧૮૮૭ માં એવણુને મુંબઇ-ના શેરીફ નેમ્યા હતા. નામદાર મહારાણી વીકટોરીયાની જુબીલીનો પ્રસંગ, જે અત્રે સને ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસમાં પાળવામાં આવ્યો હતો, તે વેળા એવણુને નાઇટ-નો ખેતાબ મળયો હતો. એ ખેતાબની મુબારકબાદીમાં મુંબઇના રહેવાસીઓ તરફનું માનપત્ર એવણુને તા૦ ૨ જી એપ્રેલ ૧૮૮૭ ને દીને રાત્રે ટાઉન હોલ મધે એક મોટો મેળાવડો કરીને આપવામાં આવ્યું હતું. એજ મુજબ બાહેરગામોથી બીજા ૩૮ મુબારકબાદીનાં એદ્રેસો આવ્યાં હતાં. એ ટાંકણે એવણે પોતાને હસ્તકની ૭ મીલોનાં ૮૦૦૦ માણસોને એકસરખાં કપડાં કરી આપયાં હતાં. વળી એ માસમાં એવણે મહાબળેશ્વરના દેવળ તરફ જવાના રસ્તા ઉપરથી તળાવની બાજુ સુધી એક નવો રસ્તો બાંધવાના ખર્ચનો અરધો ભાગ યાને રૂ૩૫૦૦ સતાવાળા-ઓને આપવાથી એ રસ્તાનું નામ "સર દીનશાહ પીટીટ

રેડ" ફરી આપ્યું હતું. એજ વર્ષના જુન માસમાં લંડન મધે સ્થાપવા ધારેલાં "ઇમપીરીયલ ઇન્સ્ટીટયુટ" ના ફંડમાં ૧૦૦૦ પૌંડ તથા ત્યાંની "નોર્થબ્રુક ઇંડીયન ક્લબ" ની લાઇબ્રેરી માટે પણ એટલીજ રકમ ભેટ આપી હતી. એજ વર્ષના જુલાઇ માસમાં મુંબઇમાં સ્થાપેલી ગોરક્ષક મંડળીના એવણ પ્રમુખ નેમાયા હતા. એજ સાલના ડીસેમ્બરમાં વાઇસરાયની વડી ધારાસભાના એક અધીકારી નેમાયા હતા, જે માન ભોગવનાર પેહેલા પારસી એવણ હતા. ૧૮૮૮ ના જાનેવારી માસમાં વીકટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટયુટ સ્થાપવા માટે પરેલ ખાતેનું સર કાવસજી જહાંગીરવાળું એલફીનસ્ટન કોલેજનું મકાન તથા તેની આસપાસની જમીન વાપરવા માટે સર દીનશાહે પોતાની કોટમાની હાઇડરોલીક પ્રેસવાળી ઇમારત, કે જેની કીમત રૂ૩ લાખની હતી, તે સરકારને ભેટ આપી હતી. એજ વર્ષના જાનેવારી માસમાં એવણ મુંબઇ યુનીવર્સીટીના ફેલો નેમાયા હતા. ફેબ્રુઆરી માસમાં એવણે કલકતાનાં લેડી ડફરીનવાળાં અબળા તબીબોનાં ફંડમાં ૨૫૦૦૦ ની રકમ, તેના વ્યાજમાંથી મુંબઇ અને કલકતાની એકેકી અબળાને વૈદાંની કેળવણી આપવા પાછળ ખરચવા માટે ભેટ આપી હતી. એજ વર્ષના માર્ચ માસમાં એવણના ભત્રીજા તથા જમાઇ શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનાં ઉઠમણામાં એવણનાં કુટુંબે રૂ૪૨૭૫૦ ની રકમ ધર્મખાતે આપી હતી અને આગસ્ટ માસમાં એવણે સર જમશેદજી હારપીટલ પછવાડે ઓરતો અને બાળકોના દર્દો માટે જુદી હાસ્પીટલ બાંધવા રૂ૧ લાખ સરકારમાં આપયા હતા. એ હોસ્પીટલનો પાયો તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૯૦ ને દીને નામદાર ગવરનર લોર્ડ રેએ નાખ્યો હતો. તે ઉઘાડવાની ક્રીયા મુંબઇના ગવર્નર લોર્ડ હેરીસે તા૦ ૧૫ મી માર્ચ ૧૮૯૨ ને દીને કરી હતી. ૧૮૮૮ ના અકટોબરમાં એવણે અત્રેની વીકટોરીઆ ટેકનીકલ ઇન્સ્ટીટયુટના ફંડમાં રૂ૧૦૦૦૦ ની રકમ તેના વ્યાજમાંથી ત્યાં શીખતા ગરીબ પારસી જવાનોનાં ચોપડીઓ, ઓજારો, ફી, વગેરેની મદદ કરવા માટે આપી હતી. ૧૮૮૯ ના જાનેવારી માસમાં અત્રેના તબીબોનાં મેડીકલ યુનયનની લાઇબ્રેરી સ્થાપવા એવણે રૂ૭૦૦૦ ભેટ આપયા હતા, જેથી એ લાઇબ્રેરીને સર દીનશાહનું નામ આપવામાં આવ્યું છે. એજ સાલના માર્ચ માસમાં એવણ કલકતે નામદાર વાઇસરાયની કાઉન્સીલમાં બીરાજવા ગયા હતા, ત્યાંથી પાછા ફરતી વખતે ત્યાંની ડીસ્ટ્રીકટ ચેરીટેબલ સોસાયટી હસ્તક રખતપીતાઓ માટે એક ઓસ્પીટલ બાંધવા રૂ૨૦૦૦૦ તથા જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી હસતક દર્દી જાનવરો માટે એક ઓસ્પીટલ બાંધવા રૂ૨૫૦૦૦ તથા પારસીઓ માટે એક લાઇબ્રેરી સ્થાપવા રૂ૭૦૦૦ ની રકમો આપવાનો બંદોબસ્ત કરી આવ્યા હતા. એજ સાલના એપ્રીલ માસમાં સુરત શેહેરમાં લાગેલી મોટી આગ વેળા એવણે તે તરફ કેટલીક ઉદાર મદદો મોકલી હતી. એ વર્ષની આખેરીએ એવણે પુનાની સાયન્સ કોલેજની નજદીકમાં બેકટરીઓલોજીકલ લેબોરેટરી બાંધવા માટે જમીનનો એક મોટો કડકો ભેટ આપયો હતો, જે લેબોરેટરી તા૦ ૨૧ મી માર્ચ ૧૮૯૧ ને દીને નામદાર ગવર્નર લોર્ડ હેરીસે ખુલ્લી મુકી હતી. ૧૮૯૦ ના જાનેવારી માસમાં અત્રેની કસરતશાળા સ્થાપક મંડળીની મેદાનમાંની કસરતશાળા બાંધવા તથા તેના ખર્ચ માટે રૂ૧૧૦૦૦ ની રકમ એવણે ભેટ આપી હતી. એ કસરતશાળાનો પાયો તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૯૦ ને દીને નામદાર ગવર્નર લોર્ડ રેએ નાખ્યો હતો, અને તે ખુલ્લી મેલવાની ક્રીયા તે પછીના ગવર્નર લોર્ડ હેરીસે તા૦ ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૯૧ દીને કરી હતી. તા૦ ૫ મી માર્ચ ૧૮૯૦ ને દીને એવણનાં ધણીઆણી લેડી સાકરબાઇ બેહેસ્તનશીન થવાથી, એવણનાં કુટુંબમાં કુદરતી ભારે ગમગીની ઉપજી હતી. એ મર્હુમ બાઇનાં ઉઠમણામાં એવણનાં કુટુંબે રૂ૧૧૨૦૦૦ ની રકમ ધર્મ ખાતે આપી હતી. એ બાદ થોડે દીવસે એવણને પ્રજા લાભનાં કામો તથા બોહોળી સખાવતો માટે નામદાર મહારાણીજી તરફથી બેરોનેટનો વંશપરંપરા જળવાતો ખેતાબ મળ્યો હતો. એ ખેતાબનો મરતબો પોતાના પછીના "સર દીનશાહજીઓ" જાળવવાને શકતીવાન થાય માટે એવણે પોતાના બીજા દીકરા શેઠ ફરામજી તથા તેવણના વડા વારસોને વશંપરંપરા લાભ મળે, એવી ગોઠવણ રાખી રૂ૨૫) લાખના મ્યુનીસીપલ બોંડ સરકારને ટ્રસ્ટમાં રાખવા સવાધીન કર્યા હતાં, અને તે માટેનો "બેરોનેટસી એક્ટ" ૧૮૯૩ ના ૬ ઠા એકટને નામે તા૦ ૯ મી માર્ચ ૧૮૯૩ ને દીને હીંદુસ્તાનની વડી ધારાસભામાં પસાર થયો હતો. સને ૧૮૯૦ માં મુંબઇ મધે રખડતા રખતપીતયાઓ માટે ત્રોમ્બે ખાતે એક આશ્રમસ્થાન બાંધવા રૂ૧ લાખની રકમ એવણે સરકારમાં આપી હતી. તે મકાનનો પાયો નાખવાની ક્રીયા તા૦ ૨૫ મી માર્ચ ૧૮૯૦ ને દીને નામદાર પ્રીન્સ ઓફ વેલ્સના વડા બેટા મરહુમ આલબર્ટ વીકટરે પુર દમામ સાથ કરી હતી. પણ તે આશ્રમસ્થાન ત્યાં બાંધવામાં આવ્યું હતું નહી. એજ સાલના આગસ્ટ માસમાં અત્રેના વીકટોરીઆ ગાર્ડનમાં પક્ષીઓ માટે એક "એવીઆરી" બાંધવા એવણે રૂ૧૫૦૦ ની રકમ મ્યુનીસીપાલીટીને ભેટ આપી હતી.

તથા ઊદવાડાના રસ્તા ઉપર વરસાદનું પાણી જવાના ત્રણ ગરનાળાં પોતાને ખર્ચે બંધાવી સુરતની ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડને હસ્તક કર્યાં હતાં. તા૦ ૧૯ મી માર્ચ સને ૧૮૯૧ ને દીને એવણના બેટા આનરેબલ શેઠ બહમનજીનાં છોકરાંઓની થયલી નવજોતની ખુશાલીમાં રૂ૭૫૦૦ ની રકમ પારસી પંચાયતના ફંડમાં આપી ગરીબ જરથોસ્તીઓને પોતાનાં ફરજંદોની નવજોત કરવા માટે મદદ કરવા એક નવું ફંડ સ્થાપ્યું હતું. એજ વરસની તા૦ ૨૩ મી એપ્રિલનાં લંડનના "આરીક" પત્રમાં એવણની એક સુંદર તસ્વીર તથા ઉપયોગી કારકીર્દીનો થોડોક હેવાલ છપાયો હતો. ઊદવાડા મધે એવણે પોતાના વડા બેટા મરહુમ કાવસજીનાં પુન માટે એક મોટી સગડી બંધાવી, તે તા૦ ૨ જી જુન ૧૮૯૧ ને દીને ઇજાવી હતી. તેજ મુજબ ઊદવાડાનાં આતશબેહેરામનાં મકાનની પડોશમાં એક મોટી દરેહમેહેર દીનઆઇનના ક્રીયાકામ માટે બંધાવી તા૦ ૩ જી જુન ૧૮૯૧ ને દીને પરથાવી હતી. એજ વરસના નવેમબર માસમાં એવણના ભાઇ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં ઉઠમણામાં એવણનાં કુટુંબે રૂ૫૦૫૦૦ ની રકમ ધરમ ખાતે આપી હતી. સને ૧૮૯૨ માં ઇરાનના મરહુમ શાહ નાસરૂદીને ઇરાનની પોતાની જરથોસ્તી પ્રજાના ભલું ઇચ્છનાર તરીકે સર દીનશાહને પોતાનાં રાજના બીજી પદ્દીના "શેરો ખોરશીદ" નો એલકાબ તથા ચાંદ ભેટ મોકલ્યા હતાં. એ પછી થોડા વખતમાં એવણે રૂ૧૨૫૦૦૦ ની નાદર રકમ આપી ભાયખલા તરફની ઓરતો અને બચ્ચાંઓ માટેની "શ્રી સર દીનશાહ માણેકજી પીટીટ ઑસ્પીટલ ફોર વીમેન એંડ ચીલ્ડ્રન"—તે વખતના ગવર્નર લોર્ડ હેરીસને હાથે તા૦ ૧૫ મી માર્ચ ૧૮૯૨ ને દીને ખુલ્લી મેલાવી હતી. એજ સાલમાં એવણે પરેલની બાઇ સાકરબાઇવાળી જાનવરોની ઑસ્પીટલમાં દર્દી જાનવરોને ઘાસચારો સદા પુરો પાડવા માટે રૂ૮૦૦૦ તથા દખણમાં ચારાની મોંઘવારી અને ભુખે મરતાં ઢોરોની મદદ માટે રૂ૨૫૦૦ ભેટ આપયા હતા. એજ વરસમાં પનવેલ ગામના પાણીના બાંધકામનાં ફંડમાં સર દીનશાહજીએ રૂ૧૫૦૦૦ તથા પુના કેનટોનમેંટમાં એક દવાખાનાનું મકાન બાંધવા રૂ૧૦૦૦૦ સરકારમાં આપયા હતા. એ ડીસપેનસરી તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૯૪ ને દીને "સર દીનશાહ પીટીટ ચેરીટેબલ ડીસપેનસરી" ને નામે ખુલ્લી મુકવામાં આવી હતી એજ વરસમાં યાને ૧૮૯૨ માં એવણે રૂ૧૫૦૦૦ સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટ્યુટમાં એક ઓર્ગન ક્લાસ તથા ફ્રેંચ ભાષા શીખવવાનો વર્ગ ઉઘાડવા માટે તથા રૂપીઆ ૧૫૦૦૦ ની રકમ જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળી હસતક રાંધનકળા શીખવવા માટે મરહુમ લેડી સાકરબાઇના નામનો વર્ગ ઉઘાડવા આપી હતી. સને ૧૮૯૩ માં નાશક શેહેરમાં જાનવરોની સારવાર કરનારી એક ઑસ્પીટલ બાંધવા માટે એવણે રૂ૧૦૦૦૦ ની રકમ સરકારમાં આપી હતી, અને તે ઑસ્પીટલના મકાનનો પાયો નામદાર ગવર્નર લોર્ડ હેરીસે તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૯૫ ને દીને નાખ્યો હતો. એજ વર્ષમાં (૧૮૯૩ માં) કલકતા શેહેરની જાનવરો ઉપરનું ઘાતકીપણું અટકાવનારી મંડળી ઉપર એ સખી શેઠે રૂ૨૫૦૦૦ ની રકમ ભેટ મોકલી હતી. તા૦ ૧૫ મી ડીસેમ્બર ૧૮૯૩ ને દીને મુંબઇના ફ્રીમેસનોની લોડજ "રાઇઝીંગ સ્ટાર" સ્થાપવાને ૫૦ વર્ષ પુરાં થયાં, તેની જુબીલીની યાદગારી તરીકે એ લોડજના ધર્મખાતાંના ફંડમાં રૂ૨૫૦૦ ની રકમ ભેટ આપી હતી. સને ૧૮૯૪ માં નાશક અને પંચવતી વચ્ચે પુલ તથા પાણીનું ગરનાળું બાંધવાના ફંડમાં એવણે રૂ૧૦૦૦ ભર્યાં હતા. ૧૮૮૭ માં એવણને મળેલા નાઇટના ખેતાબની ખુશાલીમાં મુંબઈના લોકોએ કરેલાં એનટરટેનમેંટ ફંડ મધેથી બાકી વધેલી રૂ૫૦૦૦ ની રકમ મુંબઇ યુનીવર્સીટીમાં, તેનાં વ્યાજ મધેથી, એ શેઠને નામની રૂ૨૦૦ ની વાર્ષીક સ્કોલરશીપ ગ્રાંટ મેડીકલ કોલેજના ચંચળ ગરીબ ચેલાને એનાયત કરવા માટે આપી હતી. પુના મધે એવણે રૂ૮૦૦૦ ને ખરચે બંધાવેલું પારસી જીમખાનાનું મકાન નામદાર ગવર્નર લોર્ડ હેરીસે તા૦ ૩ જી નવેમ્બર ૧૮૯૪ ને દીને ખુલ્લું મુક્યું હતું. મુંબઇના ફાકલંડ રોડ તરફ ગરીબ જરથોસ્તીઓના રહેઠાણોનાં ફંડની કમીટી હસતક રૂપીઆ ૧૫૦૦૦ ને ખરચે એવણે ઇ૦ સ૦ ૧૮૯૪ માં એક મકાન પોતાને નામે, તેમજ સને ૧૮૯૬ માં બીજા ત્રણ મકાનો પોતાના બાવા, માતાજી તથા મરહુમ ધણીઆણી લેડી સાકરબાઇને નામે રૂ૪૩૦૦૦ ને ખરચે, તથા પાંચમું મકાન ૧૮૯૮ માં પોતાના મરહુમ બેટા શેઠ કાવસજીને નામે, તેમજ છઠું મકાન પોતાની મરહુમ દીકરી બાઇ રતનબાઇ ફરામજી દોરાબજી પાંડેને નામે બંધાવી ઉપયોગમાં લેવા માટે આપયાં હતાં. છેલ્લાં મકાનને ભોંયતળીએ જરથોસ્તીઓને સરઅવસરે વાપરવાનો ઓટલો તેને લગતા સર્વ સરંજામ સાથ, તેમજ ઉપરના મજલા ઉપર એ મરહુમ દીકરી રતનબાઇના નામથી પારસી છોકરાઓ માટેની એક શાળા સ્થાપવાની ગોઠવણ કરી હતી, જે શાળાના નીભાવ ફંડ માટે રૂ૨૪૦૦૦ ની વધુ રકમ સરકારી કાગલીયાંમાં સર દીનશાહે આપી હતી. ઇ૦ સ૦ ૧૮૯૫ ના આગસ્ટ માસમાં એવણના ઉતમ અવાસના બીજા બેટા શેઠ ફરામજી દીનશાહ પીટીટ ૪૮

વર્ષની ભર જવાન વયે હક થવાથી મુંબઈ તથા દેશાવરો ખાતે સર્વે વર્ણના લોકોમાં, મુખ્ય કરી પારસી કોમમાં, દીલની મોટી ગમગીની ફેલાઈ હતી. એ મરહુમ આબરૂદાર બાળા લોકપ્રીય બેટા પોતાની છેલ્લી બબભરેલી માંદગીમાંથી સાજા થાય, એવી કીરતાર પાસ દુવા ચાહવા માટે સર્વ ઠેકાણેના જરથોસ્તીઓએ બેગી બંદગી કરી હતી, જે બનાવ પારસીઓમાં અસાધારણ હતો. પણ ખોદાના હુકમ આગળ માનવીની ઉમેદો વારંવાર સફળ થતી નથી, તેમ ઇશ્વરના ભેદથી શેઠ ફરામજીનું મરણ નીપજ્યું ત્યારે તેવણના ઉઠમણાની ક્રીયા જરથોસ્તી વસ્તીએ શેહેરે શેહેર તથા ગામેગામ કરી હતી, તેમજ મુંબઈ, સુરત, પુના, વગેરે શેહેરોની વધારે મોટી જરથોસ્તી અંજુમનોએ જાહેર સભાઓ મેળવી, એવી મોટી આશા આપેલા ભલા શેઠનાં મરણ માટે ખેદ જાહેર કરી, એ ન સેહવી શકાય એવી ખોટના ગમમાં ભાગ લેવા, સર દીનશાહજી ઉપર દીલાસાપત્રો મોકલ્યાં હતાં. એવા લોકપ્રીય ભલા દીકરાના ઉઠમણામાં તેવણ (શેઠ ફરામજી)ની પોતાની પુંજીમાંથી તથા સર દીનશાહજી અને તેવણના કુટુંબીઓએ રૂ૪૨૮૦૦૦ ની મોટી રકમ ધરમખાતે આપી હતી. સને ૧૮૯૬ માં સર દીનશાહજીની રૂ૫૧૯૮૨ ની સખાવતથી અત્રેની વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઈન્સ્ટીટયુટના સંબંધમાં ધાતુકામના હુનરની કેળવણી આપવા માટે બંધાનારી "સર દીનશાહ પીટીટ બેરોનેટ સ્કુલ ફોર શીટ મેટલ વર્કીંગ એન્ડ ઈનેમલીંગ" નો પાયો મુંબઈના ગવર્નર લોર્ડ સેંડહર્સ્ટે તા૦ ૨૪ મી માર્ચને દીને નાખ્યો હતો. કોટકોટ તરફ મરહુમ બાઈ દીનબાઈ નશરવાનજી પીટીટે બંધાવી આપેલી "બી જમશેદજી નશરવાનજી પીટીટ ઈન્સ્ટીટયુટ" માટેની મોટી રોનકદાર ઇમારતનો પાયો મરહુમ સર દીનશાહજીએ તા૦ ૧૬ મી માર્ચ ૧૮૯૬ ને દીને પોતાના મુબારક હાથે નાખ્યો હતો. એજ વર્ષમાં કુદાંઆના ગામમાં એક ધરમશાળા એવણે પોતાના મરહુમ દીકરા ફરામજીની નેયતે બંધાવી, તથા દુમસી ખાતે ત્યાંના જરથોસ્તીઓની છેલ્લી આરામગાહની જગા આગળ રૂ૩૫૦૦ ને ખરચે સગડીનું એક મકાન બંધાવી આપી, તા૦ ૮ મી જુનને દીને ખુલ્લાં મુક્યાં હતાં. એજ ટાંકણે રાજકોટ ખાતે એક પાંજરાપોળ બાંધવા માટે ઉભાં થયલાં ફંડમાં એ શેઠે રૂ૩૫૦૦ ની રકમ બેટ આપી હતી. ઇરાનના મરહુમ શાહ નાસરૂદીન કે જેવણ ત્યાં વસતા જરથોસ્તીઓ તરફ સારી દીલસોજી ધરાવતા હતા, તેવણ એ વર્ષમાં એક ખુનીને હાથે માર્યા ગયા. તેમના મરણ વીશે દલગીરી બતાવવા તથા તે નામદારના વાલીવારસ શાહ મુઝફરઉદીનને મુબારકબાદી આપવાને પારસીઓની એક મોટી જાહેર સભા મરહુમ શેઠ દીનશાહજીએ તા૦ ૧૦ મી મે ૧૮૯૬ ને દીને મરહુમ હોરમસજી વહાડયાવાળાં આતશબેહેરામમાં બોલાવી હતી, અને તે સભાના પ્રમુખસ્થાને પોતે બીરાજ્યા હતા. એજ વર્ષની આખેરીએ મુંબઈ ઇલાકામાં પડેલા દુકાળ વખતે એવણે ગામેગામના ગરીબોને અનાજ વગેરેની ઘણીક મદદો મોકલી હતી, તથા એ દુકાળનું સંકટનીવારણ ફંડ જે ગવર્નર લોર્ડ સેંડહર્સ્ટનાં વડપણ હેઠળ થયું હતું, તેમાં મોટી રકમ આપી હતી. એજ મુજબ એ પ્રસંગે મુંબઈના ગરીબ જરથોસ્તીઓને સસ્તે ભાવે અનાજ વેચવાને જે ફંડ મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વહાડયાની આગેવાની હેઠળ ઉઘાડવામાં આવ્યું તે ફંડમાં પણ એવણે રૂ૧૦૦૦૦ ની નાદર રકમ આપી હતી. એજ વર્ષના જુન માસમાં એવણે પોતાની પાછળ ગરીબોને મદદ કરવાનું ચાલુ રહે, એવી ભલી નેમથી રૂ૪ા લાખનું એક ધરમખાતું સ્થાપી, તેનું ટ્રસ્ટડીડ કરાવ્યું હતું. સને ૧૮૯૭ માં મુંબઈના મેદાનમાં ફ્રીમેસનોનો નવો હોલ બંધાયો, તેનાં ફંડમાં એવણે પ્રથમમાં રૂ૩૦૦૦ તથા પછવાડેથી રૂ૨૦૦૦ ની રકમ આપી હતી. એજ પ્રસંગે ચીખલી ગામ મધે એ શેઠે એક ઘર ખરીદ કરી, ત્યાંની અંજુમનને ધરમશાળા તરીકે વાપરવાને બેટ આપયું હતું. અહમદનગર શેહેરમાં સર દીનશાહે રૂ૧૦૦૦૦ ની રકમ બેટ આપી, "સર દીનશાહ માણેકજી પીટીટ સ્કુલ ઓફ ઇંડસ્ટ્રીયલ આર્ટસ" શાળા બંધાવી હતી. જેનો પાયો તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૮૯૭ ને દીને નખાયો હતો, અને તે તા૦ ૩ જી નવેમ્બર ૧૮૯૮ ને દીનથી ખુલ્લી મેલાઈ હતી. એજ વર્ષમાં શોલાપોર ડીસ્ટ્રીકટમાં ખેતીનાં ઢોરોનાં રક્ષણ માટે ઉભાં કરેલાં ફંડમાં એવણે રૂ૧૦૦૦ તથા બરહાનપુર મધે એજ સાલના એપ્રેલ માસમાં લાગેલી ભયંકર આગમાં લાચાર થયલાઓને મદદ કરવાનાં ફંડમાં રૂ૨૫૦૦ ની મદદ કરી હતી, તથા તુરતજ ૮૦૦ ચાદરના તાકા અત્રેથી ત્યાં મોકલી આપયા હતા. એજ વર્ષમાં અલાહબાદ ખાતે જરથોસ્તી રવાનોને સુપીદા કરવાની જગા આગળ સર દીનશાહજીએ પોતાને ખરચે એક સગડી બંધાવી આપી હતી. સને ૧૮૯૮ ના જુલાઈ માસમાં પનવેલ ગામમાં એક ધરમનું દવાખાનું સ્થાપવાને એવણે રૂ૧૨૦૦૦ ની રકમ નામદાર સરકારને હસતક કરી હતી. એજ વરસમાં સુરત શેહેરના ભરથાણુપરાં આગળના દોખમાઓની સામે એક નવી સગડી એવણે બંધાવી આપી, તે તા૦ ૮ મી જુન ૧૮૯૮ ને દીને ઉજવી હતી. એજ સાલમાં તેહેરાન મધે ઉભી કરેલી સરકારી ઓરફનેજને મદદ તરીકે એવણે રૂ૨૫૦ આપેલ

સીક્કાની રકમ તે તરફ ભેટ મોકલી હતી. મુંબઇના શેરદલાલો માટેનો "સર દીનશાહ માણેકજી પીટીટ બ્રોકર્સ હોલ," કે જે માટે એવણે રૂ૩૧૦૦૦ ની રકમ અગાઉ આપી હતી, તે તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૯૯ ને દીને ખોલ્લો મુકવામાં આવ્યો હતો. એજ સાલના માર્ચ માસમાં એવણે "ટુચકા સંગ્રહ" નામનું દવાદારૂનાં તરેહવાર નુસખાઓનું પુસ્તક છપાવી ઓળખાણ પીછાણવાળાઓમાં મુફત આપતું કરયું હતું. જુદાં જુદાં દરદો તથા તથા તેમના ઉપાયો અને જડી બુટ્ટી વગેરે વીશે પુછપરછ કરી, તેની વધુ શોધખોળ કરવાનો એવણ જવાનીથીજ શોખ ધરાવતા હતા, અને તાવ, મરડા, કોલેરા વગેરેના નુસખા એવણે ખાસ તઇઆર કરી, લોકોમાં ફેલાવ્યા હતા. "સર દીનશાહ પીટીટ ફીવર પીલ્સ" તથા "મીક્ષચર" વગેરે આપણાં લોકોમાં તથા એવણ હસ્તકનાં કારખાનાઓમાં મશહુર થઇ ગયલાં છે. સને ૧૮૯૯—૧૯૦૦ ના સાલમાં હીંદુસ્તાનમાં પડેલા મોટા દુકાળ વખતે એવણે ગામેગામ નાણાંની મદદ ખાસી રૂ૪૭૫૦૦ ની રોકડ તથા ઘણેક ઠેકાણે કપડાંલતાં અને અનાજની ગુણો ધરમાદા મોકલી હતી. એ દુકાળથી નાવારસ થયલાં બાળકો માટે ઉઘાડેલાં આશ્રમ ઘરો તથા આરફનેજોમાં એવણે નાણાંની મોટી મદદ મોકલી હતી. ગયે વરસે લેડી ડફરીન ફંડની મુંબઇની શાખાનાં ફંડમાં એવણે રૂ૧૫૦૦ ની રકમ આપી હતી. શોલાપોર ખાતે રૂ૩૦૦૦ ને ખરચે એવણે એક સગડી બંધાવી તે ગયા ફેબરવારી માસમાં પરથાવી હતી, તથા છેલ્લા થોડાક દીવસ ઉપર મુંબઇના ગ્રાંટરોડના રસ્તા ઉપરની પોતાની ૩૨૦૦૦) ચોરસવાર જમીન કે જેના થોડાક ભાગ ઉપર હાલ મરાઠા આસપીટલ ઉઘાડેલી છે, તે સઘળી જમીન કે જેની કીમત રૂ૧૬૦૦૦૦ ને આસરે થવા જાય છે, તે તથા રૂ૨૫૦૦૦ રોકડા હમેશ માટેની ઉડતા રોગોની સારવારની આસપીટલ "સર દીનશાહ માણેકજી પીટીટ એપીડેમીક જનરલ આસપીટલ" ને નામે બાંધવા સારૂ આપવાની ગોઠવણ કરી હતી. પણ તે કમનસીબે પાર પડી નથી.

ઉપર વરણવેલી મુખ્ય સખાવતોની સાથે બીજા અનેક સખાવતો તથા દાનપુનનાં કામો મરહુમ સર દીનશાહજીએ કરેલાં છે. એવણની સખાવતોની એક ટીપ જેટલી બની છે તેટલી ઉપજાવી હેઠળ રજુ કરી છે:—

**સર દીનશાહજી પીટીટની સખાવતો.**

| | રૂપીઆ. |
|---|---|
| કુવા, તળાવ, હવાડા, વાવ, નળો, નળા, પાણીની હોજો, વગેરે બંધાવેલી ............... | ૭૯૭૫૭ |
| શાળાઓ, કસરતશાળા, જીમખાના વગેરે ...... | ૪૧૭૪૪૮ |
| ધરમશાળાઓ તથા ગરીબોનાં રહેઠાણો, સુવાવડખાનાના મકાનો વગેરે ................ | ૯૪૪૨૫ |
| આસપીટલો, દવાખાનાઓ, લેપરહોમ તથા જાનવરોની આસપીટલો બાંધવા તથા નીભાવવા... | ૩૫૫૫૩૭ |
| શાળાઓ, કાલેજો, મદરેસાઓ, કસરતશાળાઓ, આરફનેજો, વગેરેનાં ઉઘરાણામાં............ | ૫૧૬૮૧ |
| આસપીટલો, દવાખાનાઓ, એસાયલમો તથા લેપરહોમો બાંધવા તથા નીભાવવાની ટીપોમાં ભરેલા.............................. | ૨૯૧૨૧ |
| આતશબેહેરામ, આદરયાન, અગીયારીઓ ચાલુ રાખવા, મરામત કરવા, બાંધવા તથા દીનઆઇનનું કામ કરવા વગેરેની ટીપોમાં ભરેલા | ૫૧૭૮૩ |
| સદાવ્રત, ઑરફન, પેનશન, ફાઉનડલીંગ હોમ, સેલર હોમ, ફીમેલ હોમો, પુઅર ફંડ તથા ગીરદેશીમાં આવેલાંઓને આશરો આપવા, વીડોઝ હોમ વગેરેની ટીપમાં ભરેલા ...... | ૨૩૯૨૬ |
| કુવા તળાવ, વાવ, ટાંકાં હોજો, હવાડા તથા તથા પાણીના નળો વગેરેના ઉઘરાણાની ટીપોમાં ભરી આપેલા................... | ૯૨૯૧ |
| માનપત્ર અથવા યાદગારી રાખવાના ફંડોમાં ભરેલા.............................. | ૮૨૨૦૨ |
| ભેટ આપવાની ટીપોમાં ભરેલા,............. | ૨૦૯૬૧ |
| ધરમશાળા બાંધવા તથા દરસન કરવા, ગરીબોના રહેઠાણોના મકાનો તથા સુવાવડખાનાના મકાનો બાંધવાની ટીપોમાં ભરી આપેલા... | ૧૧૭૮૫ |
| લાઇબ્રેરી તથા બુક કલબો માટે આપેલા ...... | ૬૧૬૨૭ |
| દોખમાઓ, સગડીઓ, નસાખાનાં બાંધવા તથા દેશાવરોના રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડોમાં આપેલા .................. | ૭૭૭૭૯ |
| દુકાળ, રેલ, આગ, તોફાન, મરકી વગેરેના ફંડોમાં ભરેલા ......................... | ૧૪૯૬૫૩ |
| સોસાયટીઓના ઉઘરાણામાં ................. | ૧૫૯૬૫ |
| એસોસીએશનોના ઉઘરાણામાં ............... | ૯૫૩૩ |
| પાંજરાપોળ તથા જાણવરોના નીવારણ ફંડમાં... | ૩૦૭૫૦ |
| કુતરાંઓને રોટલી તથા ખીચડી નખાવવાના ઉઘરાણામાં ............................ | ૨૨૦૩ |
| જુદાં જુદાં ધરમખાતાંઓમાં ખાસ આપેલા... | ૩૯૯૨ |
| જુદાં જુદાં પરચુટણ ધરમખાતાંઓના ફંડોમાં... | ૩૦૫૦૧ |
| એકઝીબીશન, મ્યુઝીયમ, રસ્તા સમરાવવા, દેહરાં બાંધવા, પુલો બાંધવા, કોરટદરબારથી ઇનસાફ મેળવવા વગેરેના ઉઘરાણામાં ......... | ૧૦૪૦૮૪ |

રૂપીઆ.

ઇરાન દેશના ધરમનાં ફંડોમાં, ઇરાન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાના ફંડોમાં, તથા મુંબઇના નાવારસ ઇરાની જરથોસ્તીઓના ફંડમાં ................ ૩૪૬૪૯
લેડી સાકરબાઇ તથા મરહુમ છોકરાંઓ, બેશીઓ તથા દોસ્તઆસ્નાઓના પુન માટે આપેલા.૧૭૦૪૬૯
મુંબઇની પારસી પંચાએતના ધરમના ફંડોમાં લેડી સાકરબાઈ, છોકરાંઓ, બેશીઓ તથા દોસ્તઆસ્નાઓના પુન માટે આપેલા ......૨૯૯૨૯૨
કેળવણી આપવાના કારણસર ખાનગી આપેલા. ૫૪૯૭૮
ગરીબી હાલત સારૂં લોકોને ખાનગી આપેલા...૬૩૧૫૭૬
સર દીનશાહ માણેકજી પીટીટ ચેરીટી ટ્રસ્ટ ફંડ સ્થાપ્યું તેના..........................૪૨૫૦૦૦
ઉદવાડા મધેની દરેમહેરની લાગટ, સામાન, તથા દરેમહેરના ચાલુ નીભાવ ફંડના...........૬૯૨૨૪
સગડી ઉદવાડા મધે બંધાવી તેની લાગટના ... ૫૮૪૪

જુમલે........ ૩૩૪,૧૭૦,૩૬

તેવણુ છેલ્લાં ખાસાં ૫૨) વરસ દરમ્યાન સઘળાં જાહેર કામો, ખાતાંઓ, અને ઉદયોગના લાભમાં તનથી તેમજ પૈસાથી ભાગ લેતા આવ્યા હતા. એઓએ મેળવેલી ઓહોળી દોલત કાંઈ પોતાને એકલાને માટે નથી, એવા મજબુત ઠરાવથી તેનો કેટલોક ભાગ સખાવતનાં કામોમાં ઇનસાન જાતના કાયદાને માટે આપ્યો છે. એમની સખાવત ઉપલી મુદતમાં કોઇબી ફંડ, કોઇબી લીસ્ટ યા કોઇબી ઉઘરાણામાંથી બકાત રહી નથી. પારસીઓથી ચાલતાં દરેક ધરમખાતાંના હીસાબો જોશો, તો તેમાં સર દીનશાહજીને નામનાં અમુક રકમોનાં ખાતાં પાડેલાં માલમ પડશે. ફકત ઉપર આપણે જોયું તેમ એવણને ત્યાંના છેલ્લાં નવ મરણના અવસરોપર મળી રૂ૧૬૨૫૫૦ ધરમખાતાંઓમાં આપ્યા છે, અને તેજ મુજબ લગન તથા નવજોતના અવસરોપર આપેલી મોટી રકમો જુદી. એઓને બારણે મયલા કોઇબી હાજતમંદ, પછી તે પારસી યા બીજી કોઇબી જાતનો, કદી નારાજ થઇ પાછો ફરયો નથી. મનુષ્ય જાતની તનદરોસ્તી સંભાળવાની એવણની કાળજી તથા દયા વીશે એટલુંજ જાણવું બસ થશે કે, છેલ્લાં ૩૦ વરસનાં અરસામાં એવણે આપણે ઉપર જોયું તેમ ૮ ઠેકાણે જુદાં જુદાં દવાખાનાં સ્થાપ્યાં છે તથા બે ઠેકાણે પાણીના મોટાં બાંધકામો કરાવ્યાં છે. વીદ્યા હુંનર તથા કેળવણીના બાબમાં પણ એવણની મદદ તેવીજ કીમતી હતી. કંઇ સેંકડો જવાનોને એવણે દર સાલ પોતાની ખીસેથી શીખવવાના પૈસા, ચોપડી, ઓજારો વગેરે અપાવ્યાં હતાં. તેમના મરણ વેળા એઓને ખરચે ૧૬ જવાનો આ ઇલાકાની જુદી જુદી કાલેજોમાં કેળવણી લેતા હતા.

ઉદયોગની બાબદમાં બોલતાં આટલું જાણવું જોઇયે કે, એઓએ આ દેશના હજારો વતનીઓને રોજીએ લગાડયા છે, અને પોતાને હસ્તક આપણે ઉપર જોયું તેમ છેલ્લાં ૨૫ વરસના અરસામાં જુદાં જુદાં ૮ કારખાનાઓ વધારી દીધાં હતાં. એ બધાં ખાતાંઓ મળી એઓને હસ્તક કેટલાં માણસોની રોજી ચાલતી જોઇયે, તેનો ખ્યાલ વાંચનાર કરી શકશે. એવા એક હાતમ દીલના સખાવતે બહાદુર સુરત જરતોસ્તીના મરણથી કોમને તેમજ દેશને મોટી ખોટ ગઇ છે. સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ પછી એ પારસી શેઠયાએ જ્ઞાત જાતનો કશો તફાવત રાખ્યા વિના બહુ ઓહોળી સખાવતો કીધી છે જેનો સામટો સરવાળો ઉપર બતાવ્યું છે તેમ ૩૩૪ લાખની પણ ઉપર ગયો છે.

---

તા૦ ૭ મી મે.

રોજ ૨૫ માહ ૮ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

આજ દીને મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટનાં ઉઠમણામાં મરહુમ શેઠે પોતાની હૈયાતીમાં પોતાની પાછળ પેહરપે પોતાનાં નામથી ધર્મ ચાલુ રાખવાને રૂ. ૪૨૫૦૦૦) નું એક ટ્રસ્ટ કીધું હતું, પણ તેનું વ્યાજ પોતાને હૈયાતીમાં ધર્મ કરવાનો હક હોવા છતાં પોતે નહિં લીધાથી તે રકમ વધીને રૂ.૫૨૫૦૦૦) ની થઇ તેને ટ્રસ્ટમાં ફરમાવ્યા મુજબ ધર્મખાતે વાપરવાને જાહેર કીધું હતું.

એજ મુજબ મરનારના નબીરા શેઠ જીજીભાઇ ફરામજી પીટીટ તે સર દીનશાહજી માણેકજી પીટીટ (બીજા) બારોનેટે રૂ. ૧૭૫૦૦, લેડી દીનબાઇ દીનબાઇ દીનશાહજી પીટીટે રૂ. ૨૫૦૦ અને તેમનાં બેટી બુઓ રતનબાઇએ રૂ. ૧૦૦૦, બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ રૂ. ૪૦૦૦, બાઇ હમાબાઇ ફરામજી પીટીટ રૂ. ૨૦૦૦, ઓનરેબલ મી૦ બમનજી દીનશાહ પીટીટ રૂ. ૧૦૦૦૦, બાઇ ગુલબાઇ બમનજી પીટીટ રૂ. ૨૫૦૦, મી૦ જેહાંગીરજી બમનજી પીટીટ રૂ. ૧૦૦૦, બાઈ જાઇજી જેહાંગીરજી પીટીટ રૂ. ૧૦૦૦, બુઓ હીરાંબાઇ જેહાંગીરજી પીટીટ રૂ. ૫૦૦, બુઓ બેરામજી જહાંગીર પીટીટ રૂ. ૫૦૦, મી૦ ધનજીભાઇ બમનજી પીટીટ રૂ. ૧૦૦૦, બાઇ હમાબાઇ ધનજીભાઇ પીટીટ રૂ. ૧૦૦૦, બુઓ માણેકજી ધનજીભાઇ પીટીટ રૂ. ૫૦૦, મી૦ પીરોજશાહ બમનજી પીટીટ

રૂ. ૧૦૦૦, બાઇ દીનબાઇ ફરદુનજી પીટીટ રૂ. ૧૦૦૦, બાઈ માણેકબાઇ બમનજી પીટીટ રૂ. ૧૦૦૦, બાઇ આવાંબાઇ કાવસજી દી. પીટીટ રૂ. ૧૦૦૦, મી૦ માણેકજી કાવસજી દી. પીટીટ રૂ. ૩૦૦૦, મી૦ પેસતનજી કાવસજી દી. પીટીટ અને તેઓના ધણીયાંણી બાઇ પીરોજા રૂ. ૧૦૦૦, મી૦ હોરમસજી કાવસજી દી. પીટીટ અને તેઓના ધણીયાંણી બાઇ પીરોજા રૂ. ૧૦૦૦, મી૦ ખરશેદજી કાવશજી પીટીટ રૂ. ૧૦૦૦, મી૦ સોરાબજી કાવશજી પીટીટ રૂ. ૧૦૦૦, બાઇ જરબાઇ સોરાબજી કાવશજી પીટીટ રૂ. ૫૦૦, મી૦ ફરદુનજી કાવશજી પીટીટ રૂ. ૧૦૦૦, બાઇ મીઠીબાઇ મેરવાનજી ધનજીભાઇ રૂ. ૧૦૦૦, બાઇ વીરબાઇજી નશરવાનજી કામા રૂ. ૧૦૦૦, બાઇ સુનાબાઇ જેહાંગીરજી બાટલીબોઇ રૂ. ૧૦૦૦, બાઇ નવજબાઇ પીરોજશાહ મેરવાનજી રૂ. ૨૦૦૦, બાઈ હમાબાઇ ફરામજી કામા રૂ. ૭૦૦૦, મી૦ ફરામજી રૂસતમજી કામા રૂ.૧૦૦૦, મી૦ દાદાભાઇ ફરામજી રૂ. કામા રૂ. ૧૦૦૦, બાઇ હીરાંબાઇ ફરામજી રૂ. કામા રૂ. ૧૦૦૦, બાઇ હીરાંબાઇ જમશેદજી પીટીટ રૂ. ૮૦૦૦, બાઇ માણેકબાઇ પીરોજશાહ જીજીભાઇ રૂ. ૭૦૦૦, મી૦ પીરોજશાહ બમનજી જીજીભાઇ રૂ ૧૦૦૦, મી૦ દાદાભાઇ પીરોજશાહ બ. જીજીભાઇ રૂ. ૫૦૦, મી૦ જીજીભાઇ પીરોજશાહ બ. જીજીભાઇ રૂ.૫૦૦, બાઇ ધનબાઇજી પીરોજશાહ બ. જીજીભાઇ રૂ. ૫૦૦, બાઇ શીરીનબાઇ પીરોજશાહ બ. જીજીભાઇ રૂ. ૫૦૦, બાઇ બચુબાઇ મેરવાનજી સોરાબજી રૂ. ૭૦૦૦, મરહુમના મરહુમ બેટી બાઇ બીખઇજીના ખાવંદ તથા છોકરાઓ મી૦ (દાદી નશરવાનજી દાદીશેઠ રૂ. ૧૦૦૦ અને મી૦ ખરશેદજી દાદી દાદીશેઠ, મી૦ નશરવાનજી દાદી દાદીશેઠ, બાઈ બચુબાઈ, બાઇ મેરબાઈ જેહાંગીર ગઝદર અને તેઓના ખાવંદે મળીને રૂ. ૭૦૦૦) રૂ. ૮૦૦૦, મરહુમના મરહુમ બેટી રતનબાઇના ખાવંદ તથા બેટીઓ ( મી૦ ફરામજી દોરાબજી પાંડે રૂ. ૧૦૦૦, બાઈ બચુબાઈ, બાઇ કુંવરબાઇ, બાઈ મેહરબાઇ ફરામજી પાંડે રૂ. ૭૦૦૦) રૂ. ૮૦૦૦, મી૦ જાલભાઇ અરદેશર શેઠ અને તેઓના ધણીયાંણી રૂ. ૫૦૦, મલી રૂ. ૧૧૪૦૦૦) ધર્મખાતે આપ્યા હતા.

ઉઠમણાની સેવટે દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસ્પ આશાનાએ ઉઠી મરહુમ શેઠની ઘણીક સ્તુતી કરી એમનું નામ આપણા મજહબને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે દેવાની તમામ અથોરનાનોને સુચના કીધી હતી, જે સર્વેએ ખાુશીથી બાહલ રાખી હતી.

પાછલી રાતનાં ઉઠમણામાં મરહુમના નબીરા સર દીનશાહજી માણેકજી પીટીટ (બીજા) બારોનેટે રૂ. ૪૦૦૦, બેટા ઓનરેબલ બહમનજી દીનશાહજી પીટીટે રૂ ૪૦૦૦, બેટા મરહુમ શેઠ કાવશજીનાં વીધવા બાઈ આવાંબાઇ તથા ફરજંદોએ રૂ. ૮૦૦૦, બેટીઓ બાઇ નવાજબાઈ, હમાંબાઈ, હીરાંબાઇ, માણેકબાઇ, બચુબાઇ તથા મરનાર બેટીઓ બીખાઇજી અને રતનબાઇનાં ફરજંદોએ રૂ.૧૯૦૦૦ મલી રૂ. ૩૫૦૦૦ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૧૨ મી મે.

લંડનની પીટમેનસ એકાઉનટનસીની પરીક્ષા જે અત્રે શેઠ પેશતનજી સોરાબજી ખરેઘાતની આગેવાની હેઠળ લેવાઇ હતી, તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતા:- કેખશરૂ મનચેરજી શેઠના, જાંહગીર બહમનજી કુપર, જાંહગીર નસરવાનજી વાડીઆ, અરદેશર જામાસ્પજી

---

[1] મુંબઇ સમાચાર, તા૦ ૮ મી મે ૧૯૦૧.

એવણનાં ઉઠમણાં મુંબઈ ઉપરાંત થાંણા, ભાનોલી, પુણા, માહબલેશ્વર, સેતારા, અહમદનગર, સોલાપુર, જાલના, હુબલી, ઇંડોર, રતલાંમ, જબલપોર, બદનેરા, નાગપોર, કલકતા, એડન, હાંગકાંગ, નારગોલ, તારાપોર, દમણ, ઉદવાડા, પારડી, વલસાડ, ભેરગાંમ, ચીકલી, ગંદેવી, નવસારી, બારડોલી, માંડવી, સુરત, વેસુ, બીમપોર, સુમાલી, એલાવ, કુડીઆંણાં, હાંસોત, અકલેશ્વર, ભરૂચ, અમદાવાદ, ડીસા, ખંબાત વગેરે ગામોમાં થયાં હતાં, અને બધે ઠેકાંણે એમનું નામ જાહેર ક્રિયાઓમાં દેવાના ઠેડાવો થયા હતા.

એ ઉપરાંત મુંબઇના નામદાર ગવરનર લોર્ડ નોર્થકોટ મરહુમના વારસો ઉપર દીલાસાના કાગળો લખ્યાં હતાં, તથા એ મરણથી પારસી કોમને ગયલી ખોટ બાબે સર જમશેદજી જીજીભાઇપર નીચે મુજબ પત્ર લખ્યો હતો:---

Mahableshwar. 7th May, 1901.

Dear Sir Jamsetjee--It was with feelings of sincere regret that I learnt to-day of the death of your distinguished friend, Sir Dinshaw Petit. His loss will be widely felt and mourned, and whilst all Bombay will feel they have lost a man of whom they were proud, the Parsee community in particular have sustained a loss which it is difficult to overestimate. I am anxious, therefore, to express to one who holds so high a position in that community as yourself my profound sympathy with the Parsees as a body in the great grief under which they now lie.—Believe me, yours sincerely.

Northcote.

Times of India 10-5-1901.

મુકાતી, સોરાબ ફ્રામજી ભરૂચા, જમશેદજી માણેકજી પાવરી અને સોરાબ નસરવાનજી પોચખાનાવાલા.[1]

તેજ પ્રમાણે લંડનની સીવીલ સરવીસ એકાઉનટનસોની પરીક્ષા ઇંગ્લાંડમાં લેવાઇ હતી, તેમાં નીચલા પારસીઓ ફતેહમંદ નીવડયા હતા:—મેસરસ જમશેદ રૂસતમજી બાટલીબોઇ (ઓનરસ સાથ), એદલજી દીનશાહ મોદી (માન સાથ), શાવકશાહ કાવસજી નેતરવાળા (માન સાથ) તથા સ્યાવક્ષ રતનજી સાહેર (માન સાથ); બમનજી પેસતનજી ખંડાળેવાળા, વીકાજી નસરવાનજી શરાફ, રૂસતમજી જમશેદજી કોટવાલ, નશરવાનજી પેસતનજી એન. વહાડયા, ડોસાભાઇ દાદાભાઇ બાક્ષટર તથા પાલનજી મેરવાનજી કરાઇ (પ્રાસ વરગમાં).[2]

---

ફ્રાન્સથી અતરે મુસાફરીએ આવેલાં મેડમ અને મેડમોસેલ મેનાનાં માનમાં આજ દીને અતરેની નોવેલ્ટી નાટકશાળામાં શેઠ ખરશેદજી મેહરવાનજી બાલીવાલાએ પોતાની વિક્ટોરીયા નાટક મંડલીમાં "હરીશ્ચંદ્ર"નો ખેલ કરી બતાવ્યો. મી૦ કે. ન. કાબરાજીએ નાટક તખ્તા ઉપર જઇ એ બંને બાનુઓને જાહેર આવકારના સખુનો કહી સંભલાવ્યા હતા.[3]

---

તા૦ ૧૮ મી મે.

રોજ ૬ માહ ૯ (શે.) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—સરજ્યન લફટનંટ કરનલ એદલજી માણેકજી દામલા[4]—ઉમર વર્ષ ૪૯. અત્રેની એલફીનસ્ટન હાઇ સ્કુલમાં કેળવણી લઇ, ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાંથી એલ. એમ. એંડ એસની પરીક્ષા પાસ કરી, સરકારી વૈદક નોકરીની પરીક્ષા માટે ઇંગ્લાંડ ગયા હતા. અને તે બીકટ પરીક્ષા પસાર કરી મદ્રાસ ઇલાકાના લશકર ખાતાંમાં નોકરીએ રહ્યા હતા અને ત્યાં તેમની કારકીરદી ફતેહમંદ હતી. સરકારે ગયે સાલ ચીન ખાતેની લડાઇના સંબંધમાં અત્રેથી મોકલેલાં લશકર સાથે મોટા તબીબ તરીકે જવાને એમને પસંદ કર્યા હતા અને ત્યાં શેંધાઈ ખાતેજ એવણ ગુજર્યા હતા.

---

તા૦ ૧૯ મી મે.

રોજ ૭ માહ ૧૦ (ક૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—રૂસતમજી મેહરવાનજી મેહતા—શેઠ મેહરવાનજી હોરમજજી મેહતાનાં નાહલા દીકરા. એવણ છેલ્લાં ૧૬) વર્ષ થયાં હાંગકાંગ ખાતે વસતા હતા. અને ત્યાંજ ગુજર્યા હતા. પહેલાં ભાઇઓની સાથે વેપાર કરવા માંડયો, અને પછી શેર અને હુંડીની દલાલી કરતા હતા.

---

તા૦ ૨૨ મી મે.

રોજ ૧૦ માહ ૧૦ (ક૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ડાકટર જાંહગીર ધનજીશાહ પારખ—ઉમર વર્ષ ૩૨). સરજ્યન કરનલ ધનજીશાહ નવરોજજી પારખના વડા દીકરા એવણ એક વેટરીનરી સરજ્યન હતા. અને છેલ્લાં ૧૧) વર્ષ થયાં નીજામની નોકરીમાં ઘોડા ઉછેરનારાં ખાતાંમાં જોખમ ભર્યો ઓધ્ધો ધરાવતા હતા. દખણ હેદ્રાબાદની નજદીક આવેલાં સંકરપલી ગામમાં એક આરબે એક ખંજર વડે એવણનું ખુન કીધું હતું.[5]

---

તા૦ ૨૩ મી મે.

રોજ ૧૧ માહ ૧૦ (ક૦) ૧૨૭૦ યજદજરદી.

આજ દીને કદીમ જરથોસ્તીઓના પેગાંમ્બર સાહેબના દીસાને દીને સુરત મધે કદમી આતશબેહરામમાં જશન તથા જમન કાંમડીવાલા શેઠ દાદાભાઇ સોરાબજી જાલને ખરચે થયું હતું. કદમી દીસાને દીવસે જશન તથા જમણ કરવા માટે શેઠ દાદાભાઇએ એ કામના હાલે નેમાયલા ત્રસ્ટીઓ મેસરસ ખુશરોભાઇ નોસરવાનજી ખાનસાહેબ, બમનજી હોરમસજી શેઠ, દોરાબજી રૂસતમજી કેરાંવાળા તથા ફ્રામજી એજનજી પોસ્ટવાળાના નામે ઉપર રૂ૩૦૦૦ ની લોન (જે બ્યાજ સાથે રૂ૩૨૧૦ થયા છે) હાલ ચઢાવી આપી છે, જેના બ્યાજમાંથી ઉપલો ખરચ દર વરસ કરવામાં આવશે.[6]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી મે ૧૯૦૧.

૨ જામે જમશેદ, તા૦ ૧૬ મી મે ૧૯૦૧.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૯ મી મે ૧૯૦૧.

૪ એવણની લાશને શેંધાઈ મધે લશકરી માન સાથે પારસી ભુમીદાની જગાએ લઇ જઇ પારસીઓને સ્વાધીન કીધી હતી. ગુરખા પલટણના ૩૦૦ સીપાહો તથા લશકરી બેંડ પાયદસ્તમાં મરનારના માનમાં ભાગ લીધો હતો. ઉપરાંત આખી બ્રીગેડના બધા અમલદારો મરનારને સેવટનું માન આપવા આવ્યા હતા. જનરલ ક્રેગ પણ પાયદસ્તની મીજલસમાં સામેલ થયા હતા. એઓ બધા જરથોસ્તી કબ્રસ્તાન સુધી આવ્યા હતા લાશને "મનફેરેજ" પર મુકેલી હતી. તથા તેનાપર યુનીયન જેકનો વાવટો હતો.

૫ એવણના ખુની તરીકે જે આરબને મેડક તાલુકાના નાજીમ સાહેબે હેદરાબાદની સેશનમાં મોકલ્યો હતો, ત્યાંથી તેને અકટોબર માસમાં નીર્દોષ ઠરાવી છોડી મુકયો હતો.

૬ જામે જમશેદ, તા૦ ૨૫ મી મે ૧૯૦૧.

મુંબઈની ન્યુ હાઈ સ્કુલના ફ્રેંચ ભાષાના શીક્ષક મી૦ જેહાંગીર નવરોજજી શોપકીપરને ફ્રેંચ ભાષાના જ્ઞાનનો ફેલાવો કરવાની તેમની ચાલુ લાંબી ઉલટની પીછાન તરીકે, "આલીઆંસ ફ્રાંસેઝ" નામની પેરીસની એક મંડળી, જેની નેમ દુનીયામાં ફ્રેંચ ભાષાનાં જ્ઞાનનો ફેલાવો કરવાની છે, તે મંડળીએ રૂપાનો એક ચાંદ એનાયત કર્યો હતો. એજ મંડળીએ ન્યુ હાઈ સ્કુલના દીવાનખાનામાં મેલવા માટે ફ્રાન્સના જાણીતા નરોની ફ્રેમમાં જડી લીધેલી કેટલીક સબીઓ ભેટ મોકલી આપી છે.[1]

---

તા૦ ૨૬ મી મે.

રોજ ૧૪ માહ ૯ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ—**દેસાઈ એદલજી બહમનજી પોલીઆ, નવસારીના[2]—ઉમર વર્ષ ૫૬). એવણ નવસારીની અંજુમનના ત્રીજા અકાબર દેસાઈ હતા. સ્વતંત્ર સ્વભાવના અને પ્રમાણીક નીષ્ટાથી અંજુમનના દરેક કામમાં આગેવાની લેતા હતા, અને નવસારીનાં ઘણાક ખાતાંઓના કારોબારી હતા. એમના વડવા દેસાઈજી તેહમુરજી જામાસજીએ નવસારીમાં સુબાગીરી કીધી હતી, અને તેમને ગાયકવાડ સરકારે કેટલાક હકો બક્ષયા હતા, જે પાછલથી કાંઈક ગેરસમજુતીથી બંધ થયા તે પાછા મેળવવાની એવણ કોશેશ કરતા હતા. એવણ રાજદ્વારી બાબદોમાં ઘણી કુશળતા ધરાવતા હતા.

---

તા૦ ૨૮ મી મે.

આજ દીને નવસારી મધે મરહુમ એદલજી બહમનજી પોલીઆ દેસાઈનાં ઉઠમણામાં તેમના ભત્રિજા શેઠ તેહમુલજી જામાસપજી દેસાઈને ત્રીજા અકાબર તરીકે ચુંટી કાઢી તેમને પોલીઆ દેસાઈ ખાનદાન તરફથી એક શેઆલ તથા બીજા મિત્રોએ ચાર શેઆલ હોરાડી હતી. મરનારનું નામ નવસારીમાં થતી જાહેર ક્રિઆઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાનો ઠેરાવ થયો હતો.[3]

---

તા૦ ૯ મી જુન.

મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની ગંજાવર સખાવતથી અને બીજી કીમતી સેવાઓથી આપણાં શેહર અને ઇલાકા ઉપર ઘણા ઉપકાર કર્યાં હતા, તેવણનાં મરણથી આપણી કોમને જે અતી મોટી ખોટ ગઈ હતી તે માટે કોમ તરફની દલગીરીનો ઠેરાવ અંજુમનનાં દફતરમાં નોધવા સારૂં જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા આલબલેસ બાગમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. સરનશીન સાહેબે મરહુમ સર દીનશાહજીની તારીફમાં કેટલુંક કહી સંભળાવ્યું, તથા જણાવ્યું કે સર દીનશાહજી પારસીઓના એક પારસી તથા જરથોસ્તીઓના એક જરથોસ્તી હતા. એ બાદ સર જાંહગીર કાવસજી જાંહગીર રેડીમનીએ દરખાસ્ત કીધી અને તેને શમશુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ. એ ટેકો આપ્યો કે :—

"નામદાર સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ, જેવણ રોજ ૨૩ મો દેપદીન માહા ૮ મો આવાં શેહેનશાહી, માહા ૯ મે આદર કદમી સને ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૫ મી મે સને ૧૯૦૧ ને વાર રવેઉને દીને ૭૮ વરસની ઉમરે મુંબઈ મધે હક થયા છે. તેવણનાં મરણથી જરથોસ્તી ટોળાને જે અતી મોટી ખોટ ગઈ છે, તેની નોધ જરથોસ્તી અંજુમનની આ સભા મોટી દલગીરી સાથે લે છે. મરનાર શેઠે ન્યાતજાતના તફાવત વીના, મુંબઈ શેહેરમાં અને મુંબઈ ઇલાકામાં, મોટી સખાવતો કરી છે. તેવણની જાહેર સખાવત રૂપીઆ ૨૮) લાખની થઈ છે અને એ ઉપરાંત એવણ સાહેબની છુપી ખાનગી સખાવત આશરે ૩૬૮૬૫૦૦ ની ગણાઈ છે. આ મુજબ નજદીક ૩૩૫ લાખની સખાવત ઉપરાંત, બીજી ઘણીક રીતે એવણ સાહેબે આ શેહેરની અને ઇલાકાની સેવા બજાવી છે. એવણ સાહેબની આ ઓહોળી સખાવત અને કીમતી સેવાઓનો લાભ પારસી ટોળાએ મોટે ભાગે ભોગવ્યો છે. અવણની આ સાર્વજનીક સખાવતો અને સેવાઓ માટે પારસી ટોળો મગરૂર છે. એવણ સાહેબમાં પારસી ટોળાએ પોતાનો એક પહેલી પંકતીનો એરખાય ખોયો છે. પારસી ટોળાની બજાવેલી ઘણીક સેવાઓમાં, એવણની મુખ્ય સેવા પારસી પંચાયતના સંબંધમાં હતી, કે જેનાં ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી તરીકે એવણ સાહેબે નજદીક ૪૧ વરસ સુધી ખંત અને ઉલટ સાથે કામ બજાવ્યું હતું, અને જેના ફંડમાં એવણે ૨૪૭૪૨૦૦ ની ગંજાવર રકમ પોતા તરફથી અને કુટુંબ તરફથી ભરી હતી. આવા એક સખી અને ભલા અકાબરનાં મરણ માટે જરથોસ્તી અંજુમનની આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે. બીજું આ સભા, પોતાના સરનશીન નામદાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટને અરજ કરે છે, કે તેવણ સાહેબે, જરથોસ્તી ટોળાની દલગીરીની ઉપલી નોધની એક નકલ,

---

[1] જામે જમશેદ, તા૦ ૨૫ મી મે ૧૯૦૧.

[2] શેઠો સોરાબજી તથા હોરમજજી એદલજી દેસાઈના બાપા.

[3] જામે જમશેદ, તા૦ ૩૦ મી મે ૧૯૦૧.

એક ઘટતા પત્ર સાથે, પારસી પંચાયતના ધર્મખાતાંઓના ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબો ઉપર, અંજુમનના દફતરમાં નોંધવા માટે મોકલી આપવી અને એક નકલ મરહુમ શેઠના બેટા આનરેબલ શેઠ બમનજી દીનશાજી પીટીટ ઉપર, અને એક નકલ તેવણુની બારોનેટસીના વારસ, શેઠ જીજીભાઈ ફરામજી પીટીટ, તે હાલના સર દીનશાજી માણેકજી પીટીટ બીજા બારોનેટ ઉપર, મોકલી આપવી."

શેઠ ફરાંમજી રૂસતમજી વીકાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ શેરાબજી એદલજી વારડને ટેકો આપ્યો કે:—

"જરથોસ્તી કોમના આગેવાન અને આબરૂદાર ગ્રહસ્થોએ કરેલી એસતેમાસને માન આપીને, પારસી પંચાયતના ધરમખાતાંઓના ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબોએ આ સભા બોલાવી, માટે આ સભા તે સાહેબોનો ઉપકાર માને છે અને અંજુમનની સભા ભરવા માટે "આલબલેસ બાગ" નું આ મકાન તેના માલેકોએ વાપરવા આપ્યું તે માટે આ સભા તે સાહેબોનો ઉપકાર માને છે."

ત્યારબાદ સરનશીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ હતી.[1]

---

તા૦ ૧૨ મી જુન.

શેઠો કામાજી તથા બેહરાંમજી નવરોજજી કામા, જોડયા ભાઈઓ કેમબ્રીડજ યુનીવર્સીટીની ગણિતશાસ્ત્રની પરીક્ષામાં છઠા અને સાતમાં રેંગલરની માનભરી પદી મેળવી પસાર થયા હતા.[2]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૦ મી જુન ૧૯૦૧.

એજ મુજબ દલગીરીનો ઠેડાવ પસાર કરવાને પુણાંની જરથોસ્તી અંજુમનની સભા તા૦ ૧૨ મી મેએ ૧૯૦૧ ને દીને ત્યાંના "ન. મા. પીટીટ હાલ" માં દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાનનાં પ્રમુખપણાં હેઠલ મલી હચી.

સુરતની અંજુમનની સભાએ પણ એજ મુજબ તા૦ ૧૫ મી મેએ ૧૯૦૧ ને દીને દરીયામેહલમાં સરદાર ખાંનબાહદુર એદલજી ખુરશેદજી મોદીનાં પ્રમુખપણાં હેઠલ મલી દલગીરીનો ઠેડાવ પસાર કીધો હતો.

અતરેના છરાંની જરથોસ્તીઓની એક સભા પણ એજ કારણસર તા૦ ૧૨ મી મેએ ૧૯૦૧ ને દીને શેઠ હોરમજદયાર શેહરીયારનાં પ્રમુખપણાં હેઠલ મલી દલગીરીનો ઠેડાવ પસાર કીધો હતો. એવોજ ઠેડાવ પસાર કરવા માટે રૂના દેશી વ્યાપારીઓની એક સભા પણ તા૦ ૧ લી મેએ ૧૯૦૧ ને દીને કોલાબે કોટન એક્ષચેંજમાં શેઠ નારણદાસ પરશોતમદાસનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી જુન ૧૯૦૧.

તા૦ ૧૩ મી જુન.

રોજ ૨ માહ ૧૦ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ખાનબહાદુર બહમનજી સોરાબજી તારાપોરવાલા, એલ. સી. ઈ; પી૦ એચ. ડી.[3]—ઉમર વર્ષ ૫૯). એવણે એનજીનીયરીંગનો અભ્યાસ કર્યો હતો. પણ એલ. સી. ઈ. ની ડીગ્રી મેળવવા માટે ૧૮૬૯ માં મોટી વયે મેટ્રીક થઈ, ૧૮૭૩ માં એલ. સી. ઈ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી હતી. એ પછી જાહેર બાંધકામ ખાતાંમાં મદદનીશ ઈજનેર થયા. ૧૮૭૬ માં યુનીવરસીટીના ફેલો અને ૧૮૭૯ માં ખાનબાહદુર કર્યા હતા. ૧૮૮૧ માં પુનાની સાયનસ કૉલેજમાં ગણીતના પ્રોફેસર નેમાયા, પણ બે વર્ષમાં તે ઓધ્ધો છોડી ૧૮૮૪ માં યુરોપ જઈ બવેરીયન યુનીવરસીટીમાં રસાયણ શાસ્ત્ર, ગણીત તથા પદાર્થ વિજ્ઞાનની પરીક્ષાઓ માન સાથ પસાર કરી, જરમન યુનીવર્સીટીના ડાકટર ઓફ ફાઇલાસોફીનું માન મેલવ્યું. ૧૮૮૬ માં સુરત મ્યુનીસીપાલીટીના સેક્રેટરી નેમાયા. જે નોકરી ૭ માસમાં છોડી ૧૮૮૮ માં નાદોદના સરકારી ઈજનેર નેમાયા. પણ તે ઓધ્ધોબી થોડુંકમાં છોડી દઈ, એકાંત જીંદગી ગુજારતા હતા, ઘણી કાબેલીયત છતાં એકાંત સ્વભાવને લીધે ઝાઝા જાણીતા થયા નહીં હતા.

---

તા૦ ૧૫ મી જુન.

મુંબઈની પારસી પંચાતનાં ફંડના એક ટ્રસ્ટી મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની જગોએ તેમના બેટા હાનરેબલ શેઠ બહમનજી દીનશાહજી પીટીટને એક ટ્રસ્ટી મુકરર કીધા હતા.[4] તેમજ સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એક અધિકારી તરીકે એમની જગાએ સર દીનશાહજી માણેકજી પીટીટ બીજા બારોનેટને નેમ્યા હતા.[5]

---

તા૦ ૧૭ મી જુન.

લંડનની સીવીલ સરવીસ એકાઉનટનસીની પરીક્ષા જે શેઠ પેસતનજી સોરાબજી ખરેઘાતની દેખરેખ હેઠળ લેવાઈ હતી તેમાં નીચલા પારસીઓ ફતેહમંદ નીવડયા હતા:—બીજો વર્ગ—જેહાંગીર બમનજી કુપર, અરદેશર જામાસપજી મુકાટી, જેહાંગીર નશરવાનજી વહાડયા, જમશેદજી માણેકજી પાવરી, સોરાબ નશરવાનજી પહેરાચખાના-

---

૩ ડા૦ બાઈ જાલીબાઇ બહમનજી એનજીનીયર વિગેરેના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી જુન ૧૯૦૧.

૫ જામે જમશેદ, તા૦ ૨૨ મી જુન ૧૯૦૧.

વાળા, કેખશરૂ મનચેરજી શેઠના, હોરમસજી નવરોજજી દુબાશ તથા સોરાબજી જમશેદજી ઓલીયા.

ત્રીજે વર્ગ—બેહેરામજી નશરવાનજી તાડીવાળા, સોરાબ ફરામજી ભરૂચા, જાલ જેહાંગીર ચીચગર, જમશેદજી રૂસતમજી બાટલીબોઈ, દીનશાહ એદલજી મહુવા, જેહાંગીર સોરાબજી બેંકર, હોરમસજી નવરોજજી સાહેર, ફરામજી રૂસ્તમજી મીસ્ત્રી, પીરોજશાહ કાવસજી જમુલા.[1]

તેમજ નેશનલ યુનીયન ઑફ ટીચરસની વેપારી પરીક્ષામાં નીચલા પારસીઓ ફતેહમંદ નીવડયા હતા:—(વેપારી પત્ર વહેવારમાં) મેસર્સ નશરવાનજી સોરાબજી બનશા તથા સોરાબ રૂસ્તમજી દાવર, એડવાનસ ગ્રેડ, અને હોરમસજી દીનશાહ જસુભાઈ, ઇનટરમીડીયેટ બુકકીપીંગની પરીક્ષા—મેસર્સ બરજોરજી કાવસજી કંત્રાકટર, રૂસતમજી જમશેદજી કોટવાલ, હોરમસજી દીનશાહ જસુભાઇ, નશરવાનજી પેસતનજી વહાડયા, એદલજી દીનશાહ મોદી તથા જે. એન. પટેલ; બુકકીપીંગની ઇનટરમીડીયેટ પરીક્ષામાં—મેસર્સ નવરોજજી ફકીરજી દમણીયા, જમશેદજી બેમનજી મીસ્ત્રી તથા શાવકશાહ કાવસજી નેતરવાળા.[2]

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૧૨ માહ ૧૦ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—રૂસતમજી ફરામજી કનફેકશનર, તથા બીલીમોરીઆ,[3]—ઉમર વર્ષ ૫૦). એવણ બીલીમોરેથી પોતાની દશ વર્ષની વયે મુંબઇ નસીબ ખેડવા આવ્યા હતા, અને આઠ આનાના પગારની નોકરીપરથી જાતી મહેનતે અત્રે કનફેકશનરીનાં ધંધામાં વધી ગયા હતા. નાતાલનાં કેક બનાવવાનો ધંધો એવણે ઘણો વધારી દીધો હતો. એવણનું આંગ ઘણું કદાવર હતું, તેવાજ દીલના પણ મોટા અને દયાળું હતા. પોતાનાં બાજુ બળથી ગરીબોની દાદ લેતા. આગ વખતે અને ઘણાકોને ડુબી મરતા એવણે બચાવ્યા હતા. બાહરકોટની એક આગ વેળાએ ૧૭) જીવ એવણે બચાવ્યા હતા. હુલ્લડ વેળાએ આતશબેહરાંમના બચાવ માટે જીવના જોખમે એવણે મદદ કરી હતી. તેવણ પોતાના ધંધામાં ઘણા સાહસીક હતા અને નવી નવી જાતોના કેકો જાતે બનાવી દાખલ કીધાં હતાં.

તા૦ ૨૬ મી જુન ૧૯૦૧.

મુંબઇના નામદાર ગવરનર લાર્ડ નાર્થકોટે આજ દીને પુણાં મધે કૌનસીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં **પ્રાઇવેટ આનંત્રીમાં** હાજર થયા હતા:—

દસ્તુર બહેમનજી જામાસ્પજી જામાસ્પ આશાના, સી. આઇ. ઇ; સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ, સરદાર ખાનબાહદુર દોરાબજી પદમજી, શમસુલ ઓલમા સરદાર ખાનબહાદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશાના, પી. એચ. ડી; સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, નવરોજજી દોરાબજી ખંડાલેવાલા.[4]

---

તા૦ ૨૬ મી જુન.

રોજ ૧૫ માહ ૧૦ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

ઇંગલાંડમાં વોકીંગ ખાતે પારસીઓને ભુમિડા કરવાની એલાહેદી જગામાં મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ને ભુમિડા કીધા તે જગોપર એક સુંદર "મોઝોલીયમ" તથા તેની પડોસમાં પારસી રવાંનોને અવલમંજલ પહોંચાડતી વખતે ધર્મક્રિયા કરવાને લગતું એક મકાન તેમનાં વીધવા બાઇ જરબાઇએ બંધાવી આપ્યું તે ખોલ્લું મુકવાની ક્રિયા આજ દીને ત્યાંના સર્વે પારસીઓએ મલી કીધી હતી. પ્રથમમાં ઉપલાં મકાનમાં આતશ રોશન કરી તેના કેબલાની હજુરમાં શેઠ કેકોબાદ બીખાજી દસ્તુર મેહરજી રાણા તથા શેઠ અરદેશર માણેકજી મસાનીએ કાંઇક જંદ અવસ્તામાં ભણતર કીધા બાદ સઘળાઓ બાહેર આવ્યા, અને સર જોર્જ બરડવુડે પારસીઓની તેમજ તેઓના ધર્મની તવારીખ રજુ કરનારૂં ભાષણ કીધું, જે બાદ સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી, સી. આઇ. ઈ. એ મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ની કારકીર્દીને લગતું કેટલુંક વીવેચન કરી સંભલાવ્યું. જે પછી મરહુમના એક દીકરા શેઠ નસરવાનજી નવરોજજી વાડીઆએ ઉપલું મકાન લંડનનાં ઝોરાસ્ત્રીઅન ફંડની કમીટીને પોતાના સ્વાધીનમાં લેવાની અરજ કીધી, જે તે કમીટીના પ્રમુખ શેઠ દાદાભાઇ નવરોજજીએ એક ભાષણ કરી બાહલ રાખી હતી. એ મકાન તથા "મોસોલીયમ" પરસીપોલીસના ઇરાની મેહેલોની ઢબ ઉપર બાંધવામાં આવ્યા છે. વચમાંનું અસતોદાન

---

૧ જામે જમશેદ, તા૦ ૧૯ મી જુન ૧૯૦૧.

૨ જામે જમશેદ, તા૦ ૨૨ મી જુન ૧૯૦૧.

૩ મરહુમ ફરામરોજ તથા ખોદાબક્ષ (બેરીસ્ટર) રૂસતમજી કનફેકશનરના બાવા.

૪ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨૮ મી જુન ૧૯૦૧.

હસ્ત કેશવર જમીનના સાત પગથીવાળા પહાડની ઢબનું બાંધ્યું છે, જ્યાંથી ચાર રસ્તાઓ ચારે દીશાએ કહાડવામાં આવેલા છે, જે દરેકને છેડે એકેક દરવાજો બાંધવામાં આવનાર છે. આ બાંધકામ સાઇરસના અસ્તોદાનને મળતું છે. ભુમિડાની જગામાં દાખલ થવાનો એક સુંદર દરવાજો મરહુમ શેઠ મેહરવાનજી રૂસતમજી દલાલનાં નામે તેઓનાં વીધવા બાઇ શીરીનબાઇએ "દલાલ ગેટ" ને નામે બંધાવી આપ્યો હતો તે પણ આ એજ વેળાએ ખોલ્લો મુકવ.માં આવ્યો હતો, અને મેલાવડામાં મરહુમ શેઠ મેહરવાનજીને લગતી થોડીક હકીકત શેઠ મેહરવાનજી રૂસતમજી બૉઇસે કહી સંભળાવી હતી.[1]

---

તા૦ ૨૮ મી જુન.

રોજ ૧૭ માહ ૧૦ (શે૦) ૧૨૭૦ યજદેજરદી.

**મરણ**—ખાન બાહાદુર નાનાભાઇ કાવસજી—એવણ ગુજરાતની પોલીસ ફોજના એક આગેવાન દેશી અમલદાર હતા. ૧૮૬૫ માં ગુજરાતની પોલીસ ફોજમાં ફોજદાર યાને વડા કાનસટેબલ તરીકે દાખલ થઇ પાંચ વર્ષમાં પેહલા એડના ફોજદારની પદ્વીએ ચહડયા હતા. ૧૮૭૯ સુધી અમદાવાદ વીભાગમાં પોલીસ નોકરીમાં નામ કાહડયાથી જુદા જુદા અમલદારોની ફરમાસથી એવણને જુદે જુદે ઠેકાણે ખાસ ડયુટીપર સરકાર મોકલતી હતી (જેમકે સુરત, ભરૂચ, સતારા, સોલાપુર વગેરે) ત્યાં પોતાના ઉપરી અમલદારોને સંતોષ આપતા હતા. ૧૮૯૦ માં એવણને ખાન બાહાદુરનો ખેતાબ મળ્યો હતો. ૧૮૯૬ માં સુરતના કામચલાઉ ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપ્રીનટેંડંટ નેમાયા હતા, અને સુરતની આગો તથા રેલ વખતની એવણની સેવાઓની સરકારી દસ્તાવેજોમાં વાજબી નોંધ લેવાયલી છે.[2]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૫ મી જુલાઇ ૧૯૦૧.

"મોઝોલીયમ" ની બાહેર નીચલા પાંચ ઇબોજી લેખો મરહુમ શેઠ નવરોજી નશરવાનજી વાડીઆની યાદમાં કોતરવામાં આવ્યા છે:—

(a) "I am Nowrosjee Nashirwanjee Wadia, of the ancient Aryan race of Persia, a citizen of the loyal Town of Bombay; who lie here peacefully under the far-off sky of widefamed Britain."

(b) "Thou Who openest the Gate of the Morning to the Ascending Sun, O Thou Sun of Righteousness arise with Healing in Thy Wings, and lift up the Light of Thy Countenance upon us, that in Thy Light we may see Light."

On the South side:—

"Those of our po. terity who lovingly recall our Name, who in the dark months of the sunken Sun of Winter, sitting beside their household Fires, reverently meditate on our Name, and when the Sun of Summer warms the Earth, offer to our disembodied Spirit the fragrance of flowers and fruit, and ever name us with a Blessing, them shall the Lord of All Grace and Glory, the Lord Ahuramazda, bless everlastingly."

On the West side:—

"Thou Who closeth the Gate of the Evening on the descending Sun, O Thou, in the ineffable brightness of Whose Coming the Darkness and the Light are both alike, descend into this Prison House and be with us through all the Night of Death, unto the Day that though receivest us into the everlasting Blessedness of Thy heavenly Habitation, the Gates of which are never closed, for it is infinite Day there, and there is no Night there."

On the North side:—

"O Thou Who of Thy Own Power and Majesty fillest Infinity, high enthroned above all Height, from the Heaven of Heavens, of Thy Splendour and Praise, look down on us bound in bonds of this Horror of Darkness, and of Thy most pitiful Grace sustain us and uphold us, and in the Multitude of Thy Mercy, at the last, when purged from the impurities of this mortal body deliver us; Thou Whose Most Holy Name is, The Father, the Comforter, the Redeemer, The Saviour of all Thy Children; and Who from everlasting to everlasting art the Lord God Omnipotent."

[2] એવણની યાદગારી રાખવા એવણના મિત્રોએ રૂ.૬૬૦) ભેગા કીધા હતા, તે ઉપેરથી રૂ. ૩૫૦) ની એક તસવીર પારસી મરહુમ દાદાભાઇ [illegible] તા૦ ૨૮ મી જુન ૧૯૦૩ ને રોજે મેલવી મુકી હતી, તથા બાકીના [illegible] દાનધર્મ લાઇબ્રેરીમાં આપ્યા હતા.

તા૦ ૬ થી જુલાઇ.

રોજ ૨૫ માહ ૧૦ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—દાદાભાઈ રતનજી ઠુંઠી—એવણ નાટકના ધંધામાં ઇ૦ સ૦ ૧૮૬૮ થી જોડાયા હતા, જે વર્ષમાં "વીકટોરીયા નાટક મંડલી" પેહલી સ્થાપવામાં આવી હતી. એવણે હીંદી ગાયનનો હુનર જાણીતા ઉસ્તાદ ગવઇયાઓ મારફતે અખતીયાર કરી ઘણો ખીલવેલો હોવાથી એવણની તાલીમ હેઠલના ઉરદુ ખેલો ઘણા લોકપ્રીય થઇ પડયા હતા જેમાં "હામાન" નો ખેલ પેહલી જગા ધરાવી શકયો હતો. કયો ખેલાડી કયા ભાગમાં દીપી નીકલશે તે સમજવાની કુનેહ એવણનામાં ઘણી હતી.

---

તા૦ ૯ મી જુલાઇ.

ઓનરેબલ જસટીસ માહદેવ ગોવીંદ રાનાડે, એમ. એ., એલએલ. બી. નાં મરણની દલગીરી બતાવવા તથા તેમની યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું કરવા મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા આજ દીને શેરીફે બોલાવી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર લોર્ડ નોર્થકોટે લીધા બાદ ચીફ જસટીસ સર લોરેનસ જેનકીનસે દરખાસ્ત કીધી અને તેને ઓનરેબલ જસટીસ ચંદાવરકરે ટેકો આપ્યો કે મી૦ જસટીસ રાનાડેના અકાળ મરણથી આ ઇલાકાને અને આખા દેશને જે મોટી ખોટ ગઇ છે તે માટે આ સભા પોતાની દલગીરી જાહેર કરે છે અને ઠરાવ કરે છે કે મરનારનાં કુટુંબ તરફ દીલસોજી બતાવનારો એક દીલાસાપત્ર મોકલવો. એ બાદ એ નામદારની યાદગારી રાખવા માટે ફંડ ભેગું કરવાને એક મોટી કમીટી તથા ૪ હિંદુ, ૧ મુસલમાન અને ૧ પારસી (ખાન બાહદુર દારાશાહ રતનજી ચીચગર) ને સેક્રેટરીઓ નેમી સર જમશેદજી જીજીભાઇ બારોનેટની દરખાસ્ત ઉપરથી સરનશીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.[1]

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૧.

એ ફંડમાં પારસીઓની નીચલી મુખ્ય રકમો હતી:— રૂ. ૫૦૦) આ૦ મી૦ ફીરોઝશાહ મેહરવાનજી મેહતા અને શેઠ જમશેદજી નશરવાનજી તાતા, રૂ. ૨૫૦) શેઠો દોરાબજી જમશેદજી તાતા, રતનજી જમશેદજી તાતા, દાદાભાઇ નવરોજજી, બહમનજી દીનશાહ પીટીટ, ખરશેદજી માણેકજી ખરશેદજી; રૂ. ૨૦૦) બાપુજી સોરાબજી પટેલ, ખરશેદજી સોરાબજી પટેલ, અરદેસર સોરાબજી પટેલ; રૂ. ૧૨૫) જાંહગીર બહમનજી પીટીટ, ધનજીભાઇ બહમનજી પીટીટ; રૂ. ૧૦૦) સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ, મનચેરજી પેસતનજી બરેયાત, મેહરવાનજી અને હોરમજજી મનચેરજી કામાજી, વગેરે.

મેશરસ આદરજી તથા રતનજી મનચેરજી દલાલે ભરૂચની "ખા૦ બા૦ રૂસ્તમજી સોરાબજી દલાલ હાઇ સ્કુલ" નાં મકાનમાં વધારો કરવાને સરકારમાં રૂ૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[2]

---

તા૦ ૧૨ મી જુલાઇ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ખાનબાહદુર જમશેદજી ફરામજી પાલખીવાલા—ઉમર વર્ષ ૬૫) એવણ મુંબઇના કસટમસ ખાતાંમાં વડા એપ્રેઝર હતા. એવણના પીતા પણ એજ ખાતાંમાં હોવાથી પોતાના હાથ હેઠલાં પેહલ એવણને રાખ્યા હતા જ્યાં વધતાં વધતાં વડા એપ્રેઝરના ઓધાવેર આહડી ૧૮૮૩માં ૩૩) વર્ષની નોકરી પછી રીટાયર થયા હતા. તેવણની કીમતી નોકરીની પીછાનમાં એજ વર્ષમાં ખાનબાહદુરનો ખેતાબ સરકારે આપ્યો હતો. રીટાયર થયા પછી એવણ ચીનના વેપારમાં ગુંટાયા હતા. પણ થોડાજ વખતમાં સરકારને કસટમસની મેહસુલ વધારનારી નવી ગોઠવણને અમલમાં મુકવા માટે એવણની નોકરીની જરૂર પડવાથી એવણ પાછા સરકારી નોકરીમાં જોડાયા, અને ૧૮૯૬ માં આ બીજી વાર સરકારી નોકરી પેનશનપર છોડી હતી.

---

તા૦ ૧૭ મી જુલાઇ.

શેઠ બેહરામ બરજોરજી પેમાસ્તરે એડીનબરોની એલ. આર. સી. પી; તથા એલ. આર. સી. એસ; તથા ગલાસગોની એલ. એફ. પી. એસ. ની પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કીધી હતી.[3]

---

તા૦ ૨૨ મી જુલાઇ.

સર મનચેરજી મેહેરવાનજી ભાવનગરી પાર્લામેંટમાં બીજી વાર ચુંટી કહાયા તેની પીછાણ દાખલ આજ રાત્રે તેમના ઇંગ્રેજ તથા દેશી મિત્રોએ "હોટેલ સેસિલ" માં

એજ મુજબ દેશી બાનુઓની એક સભા આ યાદગારીમા જોડાવા માટે તા૦ ૧૯ મી જુલાઇ ૧૯૦૧ ને દીને બાઇ શીરીનબાઇ માણેકજી ખરશેદજીનાં પ્રમુખપણા હેઠળ મળી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૦૧.

એની આગમજ એ શેઠોએ મુંબઇની એલફીનસટન હાઇ સ્કુલ તથા ભરૂચની દલાલ હાઇ સ્કુલમાં દરેકમાં રૂ૫૦૦) ની નોટ તેનાં વ્યાજમાંથી અંગબળની કસરતોમાં વાર્ષિક ઇનામ આપવાને ભેટ આપી હતી.

૩ જામે જમશેદ, તા૦ ૧૯ મી જુલાઇ ૧૯૦૧.

તેમને એક જુબાકુન આથી ઘટતા લેખ સાથનો કાશીનો એક રૂપાનો સટ ભેટ આપ્યો હતો.[1]

---

તા૦ ૨૭ મી જુલાઈ.

મુંબઈની સરકારે જમીનની મેહસુલને લગતો જે નવો ધારાનો ખરડો બાહેર પાડયો હતો તેમાં ઘણીક કલમો ખેડુતોને નુકસાનકારક હોવાથી તે સાંમે પ્રોટેસ્ટ ઉઠાવવાને અતરેની પ્રેસીડનસી આસોશીએશનની આગેવાની હેઠલ એક જાહેર સભા આજ દીને ટાઉનહાલમાં હાનરેબલ પીરોજશાહ મેહરવાંનજી મેહતા, સી. આઈ. ઈ. ના પ્રમુખપણાં હેઠલ મલી હતી. સભામાં મુંબઈના લોકો ઉપરાંત થાંણા, કોલાબા, વસાઈ, સુરત, ભરૂચ, અમદાવાદ, નાશક, સતારા, કારવાર, બેલગાંમ, શોલાપુર, બીજાપુર, અહમદનગર, વગેરે જીલ્લાઓનાં ગામોમાંથી ૭૦૦ ડેલીગેટો હાજર થયા હતા. સભામાં પારસીઓમાં પ્રમુખ ઉપરાંત શેઠ હોરમજજી અરદેશર વાડીઆ બેરીસ્ટર તથા એલાવવાલા શેઠ જીવણજી લીમજીભાઈએ ભાગ લીધો હતો.[2]

---

હેદરાબાદવાલાં બાઈ અમુબાઈ એદલજી બહમનજી ફરદુરને લંડનની કાલેજ ઑફ મ્યુઝીકના આસોશીએટની પદવી મલી હતી. એ પદવીને લગતો ગાઉન અને કેપ અતરે એ બાઈપર મોકલવામાં આવ્યાં હતાં.[3]

---

તા૦ ૩૧ મી જુલાઈ.

રોજ ૨૧ માહ ૧૧ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—દેસાઈ ફરામજી કાવસજી[4]—ઉમર વર્ષ ૮૪. નવસારીનાં મોટાં દેશાઈ ખાનદાનના વકીલ. એવણ ૧૮૯૮ માં નવસારીના વડા દેશાઈ તથા અંજુમનના બીજા અકાબરની ગાદી ઉપર આવ્યા હતા અને ફક્ત ૩ વર્ષ એ અધીકાર ભોગવ્યો હતો. એટલે ૮૧)/ વર્ષની મોટી ઉમરે દેશાઈગરીની ગાદી ઉપર આવ્યા હતા અને નવસારીમાં ગુજર્યાં હતા. એઓ ઘણી નીયમીત જીંદગી ગુજારનારા હતા.

---

મરકીના સંબંધમાં સારી સેવા બજાવવા માટે નામદાર સરકારે દેશાવરોના નીચલા પારસી ગ્રહસ્થોને "સર્ટીફીકેટ ઑફ મેરીટ" આપી હતી :—

**સુરત** જીલ્લા ખાતે—શેઠ જાંહગીર એમ. મેહરહોમજી.

**બેલગામ** ખાતે—અરદેશર નવરોજજી.

મુંબઈમાં (વધારાની)—ફરાંમજી બેજનજી ખરશેદજી લીલાંઉવાળા.

મુંબઈ સરકારનાં સને ૧૯૦૦–૧૯૦૧ નાં વર્ષનો એડમીનાસ્ટ્રેશન રીપોર્ટ ઘડવા માટે શેઠ પીરોજશાહ પેસતનજી તાલયારખાનને નેમ્યા હતા.[5]

---

તા૦ ૨ જી આગસ્ટ.

આજ દીને નવસારી મધે મરહુમ શેઠ ફરામજી કાવસજી દેશાઈનાં ઉઠમણામાં તેમની જગોએ બીજા અકાબર તરીકે શેઠ પેસ્તનજી ખરશેદજી દેશાઈને નેમી તેમને અંજુમન તરફની શેઆલ હોરાડવામાં આવી હતી, તથા મરનાર દેશાઈજીનું નામ જાહેર ક્રિયાઓમાં દેવાને ઠેડવ્યું હતું.[6]

---

શેઠ ફરદુનજી જમશેદજી વાચ્છાએ આજ દીને હેદરાબાદ મધે ફલકનુમા મેહલના વજીફા નજદીક એક મોટો ચીતો વાઘ માર્યો હતો.[7]

---

તા૦ ૨ જી આગસ્ટ.

રોજ ૨૩ માહ ૧૧ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ફરાંમજી ભીખાજી રોસના—ઉમર વર્ષ ૮૦). એવણ નાની ઉમરથીજ રજપુતાનાની પોલીટીકલ એજનસીમાં એક કલાર્ક તરીકે નોકરીએ રહ્યા હતા. તે બાદ ૧૮૬૦ માં હેડ કલાર્કના ઓહદાપર ચહડયા હતા. ૧૮૬૯ માં પ્રતાપગઢના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ થયા હતા અને ૧૮૭૭ માં પેનશન ઉપર ઓહ્દો છોડયો

---

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૦ મી આગસ્ટ ૧૯૦૧.
આ સટપર નીચલો લેખ હતો :—

"Presented to Sir M. M. Bhownaggree, K. C. I. E., M. P., with the congratulations of the Parsees resident in England, and other friends and admirers on the occasion of his second election to the Parliamentary Division of Bethnal Green, A. D., 1900."

એ જુબાકુત તેજ વેળા આપવાની હતી, પણ એમના બેટાનાં મરણને લીધે તે મુલતવી રાખી હતી.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૯ મી જુલાઈ ૧૯૦૧.

૩ જામે જમશેદ, તા૦ ૧ લી આગસ્ટ ૧૯૦૧.

૪ ગોંડલના ઠાકોર સાહેબના કારભારી શેઠ કાવસજી બેરામજી દેશાઈના કાકા.

૫ બોમ્બે ગવર્મેંટ ગેઝેટ, તા૦ ૧ લી આગસ્ટ ૧૯૦૧.

૬ જામે જમશેદ, તા૦ ૩ જી આગસ્ટ ૧૯૦૧.

૭ જામે જમશેદ, તા૦ ૧ લી આગસ્ટ ૧૯૦૧.

હતો. ૪ વર્ષ પછી રતલામના દીવાનનો ઓધ્ધો ખાલી પડવાથી ત્યાંના મહારાજાએ પોતાની કાઉનસીલના ઉપ-પ્રમુખ તથા દીવાન એમને નેમ્યા હતા, જે ઓધ્ધો ૧૮૯૨ માં છોડી એવણ સુરત જઇ વસ્યા હતા અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

**મરણ**—ખાન બાહાદુર અરદેશર દોરાબજી દાદી માસ્ટરના—ઉમર વર્ષ ૬૩). એવણ લાંબી મુદત સુધી રજપુતાના સુપ્રીનટેન્ડીંગ એનજીનીયરની આફીસમાં હેડ કલાર્ક હતા, અને સરકારે એઓની સારી નોકરીના બદલામાં ૧૮૮૯ માં 'ખાનબહાદુર' નો ખેતાબ એનાયત કીધો હતો. એવણ ઇંદોર ખાતે ગુજર્યા હતા.

---

તા૦ ૬ થી આગસ્ટ.

રોજ ૨૭ માહ ૧૧ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—દોરાબજી હોરમજી કાંગા—ઉમર વર્ષ ૬૭). એવણ ઈ૦ સ૦ ૧૮૫૬ માં એંજીનીયર તથા સરવેઅરની પરીક્ષા પસાર કરી સરકારી નોકરીમાં જાહેર બાંધકામ ખાતાંમાં સરવેઅર તરીકે રહયા હતા, અને ૩૫) વર્ષ સુધી સરકારી નોકરી નીમકહલાલીથી બજાવી પેનશન લઇ ઓધ્ધો છોડયો હતો, અને પુણે રેહતા હતા. પુણાંની કદમી દરેમેહર બાંધવાના કામમાં એવણે આગેવાની લીધી હતી, અને તેના એક ટ્રસ્ટી હતા, અને પુણા મધે ગુજરયા હતા.[1]

---

વલસાડવાળા શેઠ કાવસજી ધનજીભાઇ ભુરાભાઇએ રૂ. ૮૦૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી વાહંબાર તથા ગરીબોનાં છોકરાંઓની નવજોત, અને લગન કરવા માટે પંચાયતના ટ્રસ્ટીઓને આપી હતી.[2]

---

તા૦ ૧૫ મી આગસ્ટ.

રોજ ૫ માહ ૧૨ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—એ૦ રૂસ્તમજી મનચેરજી કકલીઆ—ઉમર વર્ષ ૭૨). એવણ સર જમશેદજી જીજીભાઇ બેરોનેટના કુટુંબનું મુંબઇમાં નજદીક ૪૦) વર્ષ થયાં પંચકપણું ચલાવતા હતા, અને મીનોચેહરહોમજી પંથના એક આગેવાન ટ્રસ્ટી હતા.

મરહુમ શેઠ પેશતનજી હોરમજજી કામાજી, સી. આઇ. ઇ. ના એક બેટા એદલજી પેશતનજી કામા જેવણ પોતાના બે છોકરાઓ—જેઓમાંનો વડો ખ્રિસ્તી ધર્મમાં રોમન કાથેલીક પંથમાં વટલી ગયલો હતો, અને નાધલો પણ વટલવાની તૈયારીમાં હતો—તેમની સાથે મજગામ રેહતા હતા તેવણ આજે સવારનાં ગુજરી જવાથી તેમના મજકુર વટલી ગયલા છોકરાએ દાવો કીધો કે મરનારનું યકીન પણ ખ્રિસ્તી ધર્મપર હતું, અને તેવણ તે ધર્મમાં વટલવા માગતા હતા, તેવણને રોમન કેથલીક પંથના રેવાજ પ્રમાણે મેં મરણની ૧૦ મીનીટ આગમજ "બેપટીઝમ" આપી અમારા ખ્રિસ્તી પંથમાં લીધા હતા. આની સામે મરનારના નાધલા ભાઇ શેઠ નવરોજજી પેશતનજી કામાજીએ વાંધો લીધો કે મરનાર જરથોસ્તી ધર્મ પાલતા હતા, અને તેવણ ગુજર્યા ત્યાં સુધી તેવણનાં દીલપર શુદરેહ કુશતી હતો, માટે તેવણની લાશ જરથોસ્તી ધર્મ પ્રમાણે અવમંજલ પોંહચાડવી જોઇએ. પણ ઉપલા છોકરાએ પોતાનો લાશપર દાવો છે અને તે ખ્રિસ્તી મજહબ મુંજબ દાટવી જોઇએ એમ હઠ લેયા કીધાથી તે બાબેનો ચુકાદો કરાવવાને બંધે પક્ષ મજગાંમ પોલીસ કોરટમાં માજીસ્ટ્રેટ ખાનબાહાદુર ફીરોઝ હોશંગ દસ્તુર પાસે ગયા, જ્યાં ઉપલા છોકરા તરફથી મી૦ ડી. સોઝા વકીલે જણાવ્યું કે રોમન કેથલીક ધર્મ પ્રમાણે "બેપટીઝમ" કોઇ પણ શખસ કોઇ પણ વખતે એક માણસને આપી શકે. માજીસ્ટ્રેટે જણાવ્યું કે મરનાર મરણ સુધી જે ધર્મ પાલતા હોય તે ધર્મ પ્રમાણે મરણ ક્રિયા કરવી જોઇએ. આ ઉપરથી મરનારના બીજા છોકરાની જબાની લેતાં તેણે પણ જણાવ્યું કે તેના બાપે ખ્રિસ્તી ધર્મમાં વટલવાની ઘણો લાંબો વખત આગમજથી ખાએસ બતાવી હતી, અને તેવણને "બેપટીઝમ" આપવામાં આવ્યું હતું. એક ફરંગી સાક્ષીએ જણાવ્યું કે મરનારના ઓરડામાં તે ગયો ત્યારે તેને હાંફો ચાલતો હતો. માજીસ્ટ્રેટે ચુકાદો આપ્યો કે બંધે બાજુવાલાઓએ એ બાબે રોમન કેથલીક પંથના વડા આર્ચબીશપનું મત લેવું કે મરનારને "બાપટીઝમ" બરાબર આપેલું ગણાય કે? આર્ચબીશપ રેવરંડ ડાકટર ડાલહાફે "બેપટીઝમ" બરાબર કાએદાસર આપેલું જણાવ્યાથી મરનારના ભાઇ શેઠ નવરોજજીએ દુખ અને નીરાસી સાથે પોતાનો વાંધો ખેંચી લીધો, અને મરનારની લાશને તેના છોકરાઓએ ખ્રિસ્તી ધર્મ પ્રમાણેની ક્રિયા કરી સીવરીનાં કબરસ્તાનમાં ભુમિડા કરાવી હતી.

---

૧ શેઠો ખરશેદજી, માણેકજી (સ્માલકોઝ કોર્ટના માજી જડજ), નશરવાનજી (ઇજનેર), સોરાબજી (વકીલ), જહાંગીર (સોલીસીટર) તથા ડા૦ રૂસ્તમ દોરાબજી કાંગાના બાવા.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી ઓગસ્ટ ૧૯૦૧.

તા૦ ૧૬ મી આગસ્ટ.

શેઠ નવરોજજી અરદેશર પાઘડીવાળાએ આજ દીને સહવારનાં બેલાર્ડ પીયરપર એક બુઢા પારસીને દરીયામાં અચાનક પડી જતો જોઇ પોતાને તરતાં આવડતું હોવાથી પોતાના જીવની કાંઇપણ દરકાર વીના આંગમાંનાં સઘળાં કપડાં સાથે એકદમ પાણીમાં ઝોંકાવી દઇ તેને સહીસલામત બાહેર કાઢયો હતો.

---

તા૦ ૧૯ મી આગસ્ટ.

સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટની યાદગારી કાયમ રાખવા માટે ઘટતા ઉપાયો લેવાને મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૫ મી આગસ્ટે શેરીફ મી૦ જેમસ મેકડોનલ્ડ જોગ અત્રેના સર્વે ન્યાતના આગેવાન ગ્રહસ્થોએ એક રેકવીઝીશન મોકલ્યું હતું, તે મુજબ આજ દીને ટાઉન હોલમાં એક જાહેર સભા શેરીફે બોલાવી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઇ બારોનેટની દરખાસ્ત અને તેને શેઠ વીઠલદાસ દામોદર ઠાકરસીએ ટેકો આપવાથી ઓનરેબલ એ. એસ. મોઝીએ લીધા બાદ તેવણે મરહુમ સર દીનશાહજીના સદ્દગુણો તથા તેમની બોહલી સખાવતો વિષે એક કીમતી ભાષણ કરી સંભળાવ્યું, જે પછી સભાનાં કામ તરફ દીલસોજી બતાવનારા નીચલા સંદેશાઓ વાંચી સંભળાવવામાં આવ્યા હતા :—

મુંબઇના માજી ગવર્નર લોર્ડ સેંડહર્સ્ટે એક પત્રમાં જણાવ્યું કે, "સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનાં મરણની ખબર સાંભળી હું ઘણો દલગીર થયો છું." મહારાજા ગાયકવાડ તથા કચ્છના રાવે આ દીલચાલ તરફ દીલસોજી બતાવી ઉઘરાણાની ટીપમાં નાણાં ભરવાની ખાહેશ જાહેર કરી હતી તથા નીચલાં શેહરો અને ગામોની જરથોસ્તી અંજુમનો તરફથી એવીજ દીલસોજીનાં સંદેસાઓ મલ્યા હતા :—રાજકોટ, વલસાડ, પેશાવર તથા નવસેરા, ગંદેવી વગેરેની અંજુમનના પ્રમુખ તરફથી, ઉદવાડાના દસ્તુર ખુરશેદજી મનચેરજીએ, સોલાપુરની અંજુમનના સેક્રેટરીએ, હોંગકોંગની અંજુમનના વડા શેઠ હોરમજજી નવરોજી મોદીએ ૧૦૦૦) ડાલરની રકમ સાથે, સુરતના નગરશેઠ ગુલાબભાઇ તરફથી અને સરદાર દાવર એદલજી મોદીએ જરથોસ્તી અંજુમન તરફથી, ભરૂચથી શેઠ આદરજી મનચેરજી દલાલ મારફતે, કલકતાવાળા શેઠ હીરજીભાઇ માણેકજી રૂસ્તમજી બનાજી મારફતે ત્યાંની અંજુમને, ભાવનગરથી ડા૦ બરજોરજી બેહરામજીએ, નવસારીથી વડા દસ્તુર દારાબજી માહીયારજી મારફતે, તેમજ બીલીમોરા અને ખરકી વગેરેની અંજુમને, અમદાવાદની અંજુમને, પુનાથી દસ્તુર હોશંગ જામાસ્પ તરફથી. મુંબઇની જૈન કોમના રૂના તથા બીજા સુમારે ૨૦૦) વેપારીઓની સહીઓ સાથનો પત્ર મોકલી પોતાનો તેહવાર હોવાથી સભામાં સામેલ નહીં થવા છતાં દીલસોજી બતાવી હતી.

એ પછી નીચલા ઠેરાવો સર્વેનાં એકમતથી પસાર થયા હતા :—

૧—મુંબઇના કસ્ટમ કમીશનર ડાકટર જૉન પોલને દરખાસ્ત કીધી અને તેને ડાકટર સર ભાલચંદ્ર ક્રિષ્ણાએ તથા રોમન કેથલીક આર્ચબીશપ રેવરંડ ફાધર ડાલહોફે ટેકો આપ્યો કે "સર દીનશાહ માણેકજી પીટીટ (પહેલા) બારોનેટ, જેવણ એક નામીચા શેહેરી અને ઉદ્યોગોના શાહ હતા, તથા જેવણે પોતાની બાદશાહી સખાવતો સઘળા વર્ગોનાં લોકો તરફની પોતાની ખરાં અંતઃકરણની દીલસોજીથી, તથા તમામ પ્રજાનાં ભલાં અને સુધારા વધારા માટે ઉલટ, ઉમંગ અને મેહેનતથી કામ કરીને જેવણે પશ્ચીમ હીંદુસ્તાનની સઘળા વર્ગોની પ્રજાનું તેની વચ્ચે વીખ્યાતી મેળવીને માન જીતી લીધું હતું, તેવણનાં મરણથી આ શેહેરને ગયલી મોટી ખોટની આ સભા ખેદની ઊંડી લાગણી સાથે નોંધ લે છે. આ ઠરાવની એક નકલ આનરેબલ મી૦ જમનજી દીનશાહ પીટીટ તથા સર દીનશાહ માણેકજી પીટીટ (બીજા) બારોનેટ ઉપર તથા તેઓ મારફતે મરહુમ બારોનેટનાં કુટુંબ ઉપર તેઓ તરફ સભાની દીલસોજી બતાવનારા એક દીલાસાપત્ર સાથે મોકલી આપવી."

૨—સર જાંહગીર કાવશજી જાંહગીરે દરખાસ્ત કીધી અને તેને ઓનરેબલ ઇબરાહીમ રહીમતુલ્લા તથા શેઠ કરીમભાઇ ઇબ્રાહીમ અને મી૦ એફ. ડબલ્યુ. શીએ ટેકો આપ્યો કે "આ સભા એવું મત ધરાવે છે કે મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ (પેહેલા) બારોનેટની યાદગારી કોઇ ઘટતા આકારમાં જાળવી રાખવાનું અને તે માટે પ્રજા પાસેથી નાણાં ઉઘરાવવાનું કામ પસંદ કરવાજોગ છે. યાદગારી કેવા આકારમાં જાળવી રાખવી તે નક્કી કરવા સારૂ એક કમીટી નેમવી."

૩—શેઠ વીજભુખણદાસ આતમારામે દરખાસ્ત કીધી અને તેને શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસે ટેકો આપ્યો કે "શેરીફે આ સભા બોલાવવા માટે લીધેલી તસદી માટે તેવણનો ઉપકાર માનવો."

૪—મી૦ જે. આર. ગ્રીવસે દરખાસ્ત કીધી અને તેને શેઠ મનમોહનદાસ રામજીએ ટેકો આપ્યો કે "સર-

નશીન સાહેબે પોતાનો ઓહ્દો ચાલાકીથી બજાવ્યો માટે તેવણનો ઉપકાર માનવો."[૧]

તા૦ ૨૭ મી આગસ્ટ.

રોજ ૧૭ માહ ૧૨ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—ખાનબાહદુર ફકીરજી જીવાજી મોગરેલીઆ—ઉમર વર્ષ ૬૫). એવણ અત્રેની કેમીસરીયટ ઓફીસના નાના કલાર્કની નોકરી ઉપરથી "સપલાઇ" ખાતાંના હેડ કલાર્કના ઓહ્દા સુધી ચહડી લાંબી વફાદાર નોકરી પછી ૧૮૮૧ માં પેનશન લઈ રીટાયર થયા હતા. એવણની નોકરીની પીછાન તરીકે ૧૮૮૭ માં નામદાર હીંદી સરકારે એવણને "ખાનસાહેબ" ના તથા ૧૮૯૯ માં "ખાનબહાદુર" ના ખેતાબો આપ્યા હતા. એવણ એક ધર્મચુસ્ત જરથોસ્તી હતા અને પારસીઓનાં ભલાં માટે સદા તત્પર જણાતા હતા.

૧ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨૦ મી આગસ્ટ ૧૯૦૧.

એ યાદગારીનાં ફંડમાં પારસીઓની નીચલી મુખ્ય રકમો હતી:—રૂ. ૧૦૦૦) સર જાંહગીર કાવરાજી જાંહગીર, શેઠો સોરાબજી ફરામજી મધશાસવાળા, બેજનજી અરદેશર કામદીન, મેસર્સ અરદેશર સોરાબજીની કુંપની. પીરોજશાહ બમનજી જીજીભાઇ; રૂ. ૭૦૦) મેસર્સ રતનશાહ દાદાભાઈ તથા શાપુરજી સોરાબજી, જાલભાઇ અરદેશર શેઠ. ખરશેદજી નવરોજજી વાડીઆ, નશરવાનજી નવરોજજી વાડીઆ; રૂ. ૫૦૦) રૂસતમજી નવરોજજી વાડીઆ, નશરવાનજી દાદી દાદીશેઠ, સર જમશેદજી જીજીભાઇ, બેરોનેટ, મેસર્સ કાવસજી દીનશાહ બ્રધરસ: રૂ. ૪૦૦) શેઠો મેહરવાનજી તથા હોરમજજી મનચેરજી કામા, એદલજી ફરામજી આલબલેસના છોકરાઓ; રૂ. ૩૦૦) શાપુરજી બરજોરજી બરૂચા, દાદી નશરવાનજી દાદી, મેસર્સ દાદાભાઇની કું૦ (લંડન); રૂ. ૨૫૧) કાવસજી બહમનજી કાતરક; રૂ. ૨૦૦) શેઠો રૂસતમજી બેહરામજી જીજીભાઇ. કાવસજી મેહરવાનજી શરાફ, મેસર્સ કાવસજી બ્રધરસ, બાઈ પીરોજબાઈ જમશેદજી જીજીભાઇ, દીનશાહ પીરોજશાહ શેઠના: રૂ. ૧૫૦) દાદાભાઇ નવરોજજી. અરદેશર શાપુરજી નારીયળવાલા, ડા૦ અરદેશર પેસતનજી કામા, બાપુજી હોરમજજી સકલાતવાળા; રૂ. ૧૦૦) એ. કયાસજી કાવસજી મોદી તથા કુટુંબ, અરદેસર ફરામજી દારૂખાનાવાળા, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, રૂસતમ સોરાબજી પાર્કવાળા, કાવસશાહ સોરાબજી પાર્કવાળા, બાપુજી સોરાબજી પટેલ, ખરશેદજી સોરાબજી પટેલ, અરદેસર સોરાબજી પટેલ, મેસર્સ બહમનજી જીજીભાઇ એંડ સનસ, એદલજી નશરવાનજી શેઠના, દાદાભાઈ મેહરવાનજી જીજીભાઇ, નવરોજજી જાંહગીર ગામડીઆ, જમશેદજી એમ. ફરામજી પટેલ, રૂસતમજી ડોસાભાઈ શેઠના, બેહરામજી પેસતનજી, એક જરથોસ્તી, ખા. બા. નવરોજજી પેસતનજી વકીલ, મેસર્સ દીનશાહ બીખાજી ખાનની કું૦, મેસર્સ મેહરવાનજી એંડ સનસ, રતનજી એમ. રતનાગર, મેસર્સ ખરશેદજી બહમનજીની કું૦, નશરવાનજી બહમનજી જસાવાળા, હીરજીભાઇ બહમનજી વારડીન વગેરે. મુંબઈના ગવરનર લૉર્ડ રેએ પણ રૂ. ૧૦૦ ભર્યા હતા, અને જુમલે રૂ. ૪૩૪૬૫—૧૧) ભરાયલા જાહેર થયા હતા.

તા૦ ૨૯ મી આગસ્ટ.

ગયા ફેબરવારી માસમાં મુંબઇ મધે વસ્તીની ગણત્રી લેવાઇ તે વેળાએ એ કામમાં જેઓએ ખુશીથી મદદ કરી હતી તેમનો ઉપકાર માનવા તથા તેઓમાંના ૧૬૨) જણાઓને સરટીફીકેટો આપવાનો એક મેલાવડો આજ દીને સવારનાં ટાઉન હૉલમાં નામદાર ગવરનર લારડ નાર્થકોટે કરી પોતાને હાથે સરટીફીકેટો અનાયત કીધી હતી.[૨]

તા૦ ૩૦ મી આગસ્ટ.

સુરતની ફરદુનજી સોરાબજી પારખ હુનરશાળાના સંબંધમાં એક વર્કશાપ બાંધવાને શેઠ નવરોજજી માણેકજી વાડીઆ સી. આઇ. ઇ. એ રૂ. ૯૫૦૦) આપ્યા હતા તે વર્કશાપનું મકાન આજ દીને મુંબઈના નામદાર ગવરનર લારડ નૉર્થકોટે એક મોટા મેળાવડા હજુર "બાઇ મોટલાંબાઇ વર્કશાપ" ને નામે ખોહલું મુકયું હતું.[૩]

તા૦ ૩૧ મી આગસ્ટ.

મુંબઇ ઈલાકાના યુરોપી કાઉંટી સરસ ઈંગ્લંડ તથા પારસી ક્રીકેટ રમનારાઓ વચ્ચે આજ ત્રણ દીવસ થયા મુંબઇ મધે રમાયલી ક્રીકેટ મેચમાં પારસીઓ ૮) વિકેટ તથા ૩) રને જીત્યા હતા.[૪]

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી આગસ્ટ ૧૯૦૧.

આ ૧૬૨) સરટીફીકેટ મેલવનારાઓમાં નીચલા પારસીઓ હતા:—

**પહેલો વર્ગ**—શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ.

**બીજો વર્ગ**—શેઠો ખરશેદજી નવરોજજી લશંગીઆ, પીરોજશાહ ઇ. દારૂવાલા. એદલજી જે. ઉનવાલા. એ. કે. લાલકાકા, ઇ. જે. માર્શા, દોરાબ એન. બીલીમોરીઆ. ડાકટર અરદેશર કાવશાજી ટરનર, માણેકશાહ હોરમજજી નીકલસન, એસ. ડી. ડેપ્યુટી, આર. ડી. એનજીનીઅર, એન. એમ. મામા, પેશતનજી સી. બીલીમોરીઆ, માણેકજી પાલણજી, ખરશેદજી હોરમજજી કાકા, ફરામજી હોરમજજી, એફ. એસ. બરૂચા, અરદેશર કે. દાદાચાનજી, પેસતનજી ફરામજી ગગરાટ, જે. ડી. ડાકટર, નવરોજજી ખરશેદજી થાણાવાલા. કેખશરૂ ડી. વાછા, પેશતનજી મનચેરજી, રૂસતમજી નવરોજજી પસતાકીઆ, હોરમજજી ડી. મેહતા, જાંહગીર સી. નવરોજજી.

**ત્રીજો વર્ગ**—નશરવાનજી બી. ડાકટર, જાંહગીર હોરમજજી હકીમ. નશરવાનજી દોરાબજી આદરાંનવાલા, કાવશાજી હોરમજજી, મનચેરશાહ આર. દેસાઇ, આર. એસ. નશરવાનજી, જાંહગીર એસ. તીવેચા, રૂસતમજી સોરાબજી.

પુણા મધે એ કામને માટે શેઠ બેજનજી નશરવાનજી ખરશેદજીને અને થાણામાં કાવસજી બેહરામજી દીવેચાને સરટીફીકેટ આપી હતી.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩૧ મી આગસ્ટ ૧૯૦૧.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી સપટેમબર ૧૯૦૧.

તા૦ ૨ જી સપટેમ્બર.

બંગાળ ઇલાકાવાળા લશ્કરી તબીબ સરજ્યન લફટનંટ કરનલ ધનજીભાઇ બરજોરજી સ્પેનસરને મીનાઇ ભાષામાં અહતી લાયકાતની પરીક્ષા પસાર કરવા માટે હિંદુસ્તાનની સરકાર તરફનું રૂ. ૧૦૦૦) નું ઇનામ મળ્યું હતું.[1]

મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનાં પુનને માટે તેમના એક નબીરા શેઠ હોરમજજી કાવસજી પીટીટે મરહુમ શેઠ કાવસજી બેહરાંમજી બનાજીવાળાં આતશબેહરાંમમાં અંજુમનના વપરાસ માટે રૂ. ૨૦૦૦) ની કીંમતનાં તાંબાનાં વાસણો ભેટ મુકયાં હતાં.[2]

તા૦ ૧૦ મી સપટેમ્બર.

ગાથા ૧ (શે૦) ૧૨૭૦ યજદજરદી.

**મરણ**—મનચેરજી ફરાંમરોજ દસ્તુરભાઇ સાહેબના[3]—ઉમર વર્ષ ૭૦). મુંબઇથી વડોદરા સુધી રેલવે સડક ઉઘાડવાની "સરવે" નું કામ સને ૧૮૫૩ માં ચાલુ થયું, ત્યારથી એવણ એ રેલવેના વડા ઇજનેરના કલારક તરીકે નોકરી રહ્યા હતા. અને ૧૮૬૫ માં મુંબઇની ઑફીસમાં હેડ કલારક નેમાયા હતા. મી૦ એ. એ. જેકબ નામના રેલવેના વડા રેસીડંટ ઇજનેરે એવણની નીમકહલાલ નોકરીની પીછાણમાં ઘટતા લેખ સાથનું સોનાનું ઘડીયાલ એવણ માટે મોકલ્યું હતું.

**મરણ**—એદલજી મનચેરજી કંત્રાકટર,[4] ભરૂચના—એવણ ભરૂચના જાણીતા શેહરી અને જમીનદાર હતા. અને ખેતીના કામમાં ભરૂચ જીલ્લામાં જુદા જુદા ગામોમાં જમીન વસાવી લગભગ રૂ. ૪૦૦૦) ઉપર દર વર્ષે સરકારને ભરતા હતા. સને ૧૮૭૨ થી પહેલી ભરૂચ મ્યુનીસીપાલ બોરડના મેમ્બર હતા. અને ડીસ્ત્રીકટ લોકલ બોરડના પણ મેમ્બર હતા અને ભરૂચમાં ગુજરયા હતા.

**મરણ**—ધનજીભાઇ નસરવાંનજી મુનશી—ઉમર વર્ષ ૩૭) નીજામ સરકારવાળા નવાબ ફરાંમરોજ જંગના એવણ ભાણેજ થતા હતા અને સીકંદરાબાદની કસટમસ ઑફીસમાં કલેકટર હતા અને ત્યાંજ ગુજરયા હતા.

તા૦ ૧૬ મી સપટેમ્બર.

મુંબઇના નામદાર ગવરનર લારડ નૉર્થકોટના ચુંટી કાઢેલા ૧૧) ઇંગ્રેજ તથા શેઠ જમશેદજી માણેકજી ફરાંમજી પટેલના ચુંટી કાઢેલા ૧૧) દેશીઓ વચ્ચેની ક્રિકેટની એક મેચ (એકજ ઇનીંગની) આજ દીને ગણેશખીંડ મધે રમાઇ હતી, જેમાં શેઠ જમશેદજી પટેલવાલા ટીમે ૪) રને જીત મેળવી હતી. આ મેચમાં હોમી કાગાએ ૬૩ રન કીધા હતા.[5]

તા૦ ૧૯ મી સપટેમ્બર.

વાજીંત્ર તથા ગાયનકળાની લંડનની ત્રીનીટી કૉલેજવાળી પરીક્ષા મુંબઇના ટાઉન હોલમાં ગયા અઠવાડયાની આખેરીએ વેલાતથી ખાસ આવેલા ડાકટર ગોરડન સોનડરસે લીધી હતી, જે પરીક્ષા માટે ૪૪ ઉમેદવારો રજુ થયા હતા, તે તેઓમાં નીચલા ફતેહમંદ નીવડયા હતા :—મી૦ જાલ કેખશરૂ કાબરાજી (ઑનરસ સાથ), મીસ ગુલબાઇ બેજનજી મેહેતા, મીસ એ. સી. શેઠના, મીસ આઇમાઇ દારાશાહ ચીજગર, મીસ એમ. એમ. દલાલ તથા મીસ આલીબાઇ ખરશેદજી ધનજીભાઇ શરાફ.

તા૦ ૨૧ મી સપટેમ્બર.

મધરાજ મધે "નૉર્થરન સરકારસ પ્રોગરેસીવ યુનીયન" નામની મંડળીની આજ દીને મળેલી એક જાહેર સભામાં મી૦ જી. સુબરામનયા આયરે "The Life and Life Work of Mr. Dadabhoy Navroje" વીષે એક ભાષણ કીધું હતું.[6]

તા૦ ૨૭ મી સપટેમ્બર.

શેઠો કામાજી નવરોજજી કામા અને બેહરાંમજી નવરોજજી કામા જોડયા ભાઇઓએ લંડન મધે લેવાયલી ઇંડીઅન સીવીલ સરવીસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[7]

આજ દીને મરહુમ બાઇ ધનબાઇ તે મરહુમ શેઠ દારાશાહ રૂસતમજી દલાલનાં બેટીનાં ઉઠમણાંમાં ભરૂચની શહેર બાહેર આવેલી દલાલની વાડી જેનો ઉપયોગ સરઅવસરે ભરૂચના પારસીઓ કરતા હતા તેનો ઉપયોગ ગમે તે કારણસર કરવાને ભરૂચની પારસી પંચાતને સોંપવાની તંદરોસ્તી પકાવી હતી.[8]

---

૧ જામે જમશેદ, તા૦ ૩ જી સપટેમ્બર ૧૯૦૧.

૨ અખબારે સોદાગર; તા૦ ૩ જી સપટેમ્બર ૧૯૦૧.

૩ બા૦ બા૦ ફરદુનજી તથા ડા૦ દારા મનચેરજી દસ્તુર વગેરેના બાવા.

૪ ભાવનગરવાળા શેઠ દીનશાહ બહમનજી વકીલના કાકા તથા શેઠ અરદેશર મનચેરજી કંત્રાકટરના બાવા.

૫ જામે જમશેદ, તા૦ ૧૭ મી સપટેમ્બર ૧૯૦૧.

૬ ઇંડીઅન સ્પેકટેટર, તા૦ ૨૮ મી સપટેમ્બર ૧૯૦૧.

૭ જામે જમશેદ, તા૦ ૨૮ મી સપટેમ્બર ૧૯૦૧.

૮ જામે જમશેદ, તા૦ ૩૦ મી સપટેમ્બર ૧૯૦૧.

તા૦ ૧ લી અકટોબર.

નવસારી મધે આજે સાલ મરકીએ પહેલવહેલો મોટો ઉપદ્રવ કીધો હતો, અને પારસીઓ પણ મોટી સંખ્યામાં તેનો ભોગ થઇ પડયા હતા. માટે પારસીઓને માટે જુદી હૉસ્પીટલ ઉંઘાડી હતી. ડાકટરો બેહેરામજી પીરોજશાહ રાંણા, સોહરાબજી પાતરાંવાળા, તથા દેસાઇએ તબીબી મદદ આપી. ખા.સા. કાવસજી દાદાભાઇનજી તથા મી૦ ન. ફ. તંબોલીએ મદદ કરેલી તેમને (તા૦ ૧૬ મી મારચે) આતશબેહરાંમમાં જશન કરી અંજુમને એકઠા શેઆલો હોરાડી હતી.

સોરાબજી આદરજી મીસ્ત્રી નામના એક પારસીએ પોતાના સસરા સોરાબજી મહેરવાનજી તાડીવાલા પાસેથી પોતાનાં લગનની રીતના પડેલા રૂ. ૨૦૦૦) મધેના રૂ. ૧૦૦૦) મેલવવાને અતરેની સ્મૉલ કાઝ કોરટમાં ફરીઆદી માડી હતી. તે મુકદમો બે દીવસ સુધી વડા જજ ખાનબાહદુર રૂસતમજી મહેરવાંનજી પટેલ આગલ ચાલવા પછી આજ દીને તે નામદારે તેનો ચુકાદો આપ્યો કે "લગનનાં કારજ વખતે પારસીઓમાં લંબાણુ ટાહેલાં અને ભેટ સોગાદની વાતો થાય છે, પણ જયારે સેવટનો નીકાલ આવે છે તેજ કબુલાત ગણાય. વાદીએ છોકરી સાથે પરણવા ખાતર નહીં પણ સાક્ષીઓની સમજાવતથી રૂ૨૦૦૦ ની લાલચે પરણવાની કબુલાત આપી હતી એ સઘળી બીના હું માનતો નથી. પ્રતીવાદીએ જણાવ્યું છે કે, રૂ૧૦૦૦ રોકડા અને બીજી ભેટ તરીકે તેને જે મળે તે આપીશ, એ બીના બનવાજોગ છે. તે ઉપરથી એમ નથી ઠરતું કે એ બધું આપવાની તેણે કબુલાતજ આપી હતી. નોટીસના જવાબ ઉપરથી જણાય છે કે, તેણે આપવાનું માથે લીધેલું આપ્યું હતું. ભીખારી જેવા જમાઇએ તે ઉપરથી સસરા પાસેથી તેણે આપેલી કબુલાત મુજબ રૂ૧૦૦૦ જોર જુલમથી મેળવવા માટે હીંદુ અને વોહરાની જબાનીથી પ્રતીવાદીને કોર્ટમાં ઘસડયો છે. એમ તો લોકો દશથી વીસ હજાર રૂપીઆ આપવા કહે છે, તે કાંઇ વચન કહેવાય નહી. બનવાજોગ બીના શું છે, તે જોતાં પ્રતીવાદીનું કહેવું મને માનવાજોગ લાગે છે. હું વાદીનો દાવો કહાડી નાખુંછું અને પ્રતીવાદીને રૂ૬૦ ખરચના આપવા માટે વાદીને હુકમ કરૂં છું."[1]

તા૦ ૪ થી અકટોબર.

રોજ ૨૦ માહ ૧ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—ધનજીશાહ દાદાભાઇ મુનસફના[2]—ઉમર વર્ષ ૫૬). એવણ ૧૮૬૮ થી પોલીસ નોકરીમાં દાખલ થયા હતા જ્યારે તેવણને વડોદરા રેલવેના પોલીસ ઇનસ્પેકટર તરીકે નેમ્યા હતા. ૧૮૭૦ માં ભરૂચ મ્યુનીસીપાલીટીના મેમ્બર નેમાયા હતા. ૧૮૭૫ માં મુંબઇ સરકારે ઇલાકાની પોલીસ નોકરીમાં એવણને દાખલ કરી ૧૮૮૧ માં અમદાવાદ જીલ્લામાં મદદનીશ ડીસ્ત્રીકટ પોલીસ સુપરીટેન્ડેંટ નેમ્યા હતા. દેશીઓને પોલીસ નોકરીમાં ચહડતા ઓધ્ધા મળે એવી ખાહેસથી એવણે સરકારને ઘણીક અરજીઓ કરી હતી. કાલાબા તથા થાણા જીલ્લામાં ડીસ્ત્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટના અગતના ઓધ્ધા મેળવી ૧૮૯૫ માં રીટાયર થયા ત્યારે સરકારે એવણને ખેડા તથા પંચમહાલ જીલ્લાના અફીમના ઇજારા આપ્યા હતા. ગુનાહો પકડી કહાડવાની એવણમાં ઘણી સારી શકિત હતી. અને પોલીસ અમલદાર તરીકેની એમની નોકરીઓ ઘણી સાબાશી ભરેલી હતી. તેવણ ભરૂચ ખાતે ગુજરયા હતા.

શેઠ શાપુરજી રૂસતમજી સુખીઆએ સુરત મધે પોતાના નામનું ધાહંબારનું એક જમન દર સાલ કરવાને રૂ૧૧૦૦૦) ની સરકારી નોટ સુરતની પારસી પંચાતના ટ્રસ્ટીઓને આપી હતી.[3]

તા૦ ૭ મી અકટોબર.

રોજ ૨૩ માહ ૧ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—હોરમજજી કાવસજી લોદાવાલા—ઉમર વર્ષ ૪૫). કરાંચીના જાણીતા શેઠીઆ, શેઠ એદલજી દીનશાહ સી. આઇ. ઇ. ના એવણ જમાઇ થતા હતા, અને કરાંચીમાં પોર્ટ ટ્રસ્ટમાં નોકરી હતા. ત્યાંથી કાંઇ કામસર મસકત ગયા હતા, ત્યાંજ તાવથી ગુજર્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨ જી અકટોબર ૧૯૦૧.

એ પછી વાદીએ પોતાની ધણીયાણી સાથે મળી સસરાપર પોતાની ધણીઆણીને લગન વખતે પહેરામણીમાં થયલાં કપડાં કે જે તેણીએ પોતાનાં માબાપને ત્યાં રાખ્યાં હતાં તે કપડાં અથવા તેના બદલામાં રોકડા રૂ૫૫૧) ના દાવો ફરી સમાલકાઝ કોર્ટમાં બીજી ફરીઆદી માડી હતી, જેનો ચુકાદો ત્રીજા જજ ખાનબાહદુર ખરશેદજી માણેકજી સરાફે તા૦ ૨૪ મી જાનેવારી ૧૯૦૨ ને દીને વાદીની તરફેણમાં આપી ઉપલાં લગન વખતે થયલાં કપડાં તથા રોકડા મળી રૂ૩૦૬) નું હોકમનામું કરી આપ્યું હતું.

૨ ખા. સા. માણેકશાહ, કાવસશાહ, અને કેખશરૂ ધનજીશાહ મુનસફના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી અકટોબર ૧૯૦૧.

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૫ માહ ૧ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—હીરજીભાઈ જાંહગીરજી રેડીમની[1]—ઉમર વર્ષ ૯૨). મરહુમ સર કાવસજી જાંહગીર, નાઇટ, સી. એસ. આઈ. ના એવણુ વડા ભાઈ હતા. એવણુ પેહલાં શેઠ ખરશેદજી કાવસજી બનાજીની પેહડીપર વેપારી કામ શીખવા રહ્યા હતા. પછી શેઠ ખરશેદજીના વડા બેટા નવરોજી સાથે ભાગ્યા થઇ, ૧૮૩૬ માં ચીન ગયા હતા જ્યાં "હીરજી તથા નવરોજી ખરશેદજી" ની પેહડી તે વખતે પેહલા વરગની ગણાતી હતી. ૧૮૩૯ માં ચીનથી અત્રે પાછા ફરી પોતાને હીસાબે વેપાર ચલાવતા હતા, અને જુદી કુંપનીઓના ડાયરેકટર હતા. ૧૮૬૫ ના શેર સટાના વખતમા વીતલાયા પછી એકાંત જીંદગી ગુજારતા હતા. છેહલે વાલકેશ્વરના ડુંગર ઉપરની એવણુની કેટલીક કીમતી જમીન માહરાજા ગાયકવાડે વેચાતી લેવાથી એવણે સારો નફો મેળવ્યો હતો.

તા૦ ૧૪ મી અકટોબર.

પુણાની સાસુન હાસ્પીટલના કમપાઉંડમાં શેઠ શેરાબજી પદમજી પેશતનજીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ મેહરબાનુનાં નામનો પારસી સ્ત્રીઓને માટે સુવાવડનો એક વૉર્ડ રૂ૮૦૦૦) ના ખરચે બંધાવી આપ્યો હતો તે ખોલ્લો મેલવાની ક્રિઆ આજ દીને નામદાર ગવરનરનાં બાનુ લેડી નાર્થકોટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.[2]

કવેટાવાળા ખા૦ બા૦ બરજોરજી હોરાબજી પટેલે નામદાર માહરાણીની યાદગારીનાં તે તરફ ઉભાં થયલાં ફંડમાં રૂ૪૦૦૦) ભર્યા હતા.[3]

તા૦ ૧૬ મી અકટોબર.

મલબાર કોસ્તા તરફ કલીકટ મધે પ્રગટ થતાં "ધી વેસ્ટ કોસ્ટ સ્પેકટેટર" ના આજના આંકમાં તે તરફવાલા શેઠ ધનજીભાઈ માણેકજી મુસાશેઠ કે જેવણે તે તરફ બંધાતી ઓરતો અને બચ્ચાંઓની હૉસ્પીટલમાં પોતાનાં ધણીઆણી મરહુમ બાઇ ખરશેદ બાઇનાં નામનો એક વૉર્ડ બાંધવાને રૂ૨૦૦૦) ભેટ આપ્યા હતા તેવણુની એક તસવીર તથા થોડોક અહેવાલ પ્રગટ કરવામાં આવ્યો હતો.[4]

અતરેની વિકટોરીયા નાટક મંડળીના માલેક શેઠ ખરશેદજી મેહરવાનજી બાલીવાળાએ ગરીબ જરથોશતીનાં રહેઠાણોનાં ફંડ હસતક બંધાનારાં ખા. બા. મનચેરજી કા. મરજબાનનાં નામનાં મકાનનાં ફંડના લાભ ખાતર એક ખેલ કરી તેની આવકના રૂ૧૨૦૦-૪-૦ તે ફંડમાં આપ્યા હતા.

એડનનાં બારાંનો બ્યાપાર વધારવા માટે ત્યાં કયા પ્રકારના સુધારાઓ કરવાની જરૂર છે તે બાબેના જુદા જુદા સવાલો વિષે તપાસ કરવાને મુંબઇની સરકારે તે તરફના ૭ બ્યાપારીઓ તથા અમલદારોનું એક કમીશન નેમ્યું હતું, જેઓમાં એક પારસી—શેઠ હોરમજજી કાવસજી દીનશાહ એડનવાલા, એક મેમ્બર હતા.[5]

તા૦ ૨૧ મી અકટોબર.

રોજ ૭ માહ ૨ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—આ૦ નવરોજી શેરાબજી તાતા—ઉમર વર્ષ ૩૫). એવણુ હાંગકાંગની અંજુમનના દસ્તુર હતા. ૧૮૯૪ માં હાંગકાંગ ગયા હતા અને પોતાના ઓહદાની ફરજો સંતોષકારક રીતે બજાવી અંજુમનને રાજી રાખી, તેના માનીતા બન્યા હતા. અને હાંગકાંગમાંજ અચણુચ ગુજર્યા હતા.

તા૦ ૨૪ મી અકટોબર.

રોજ ૧૦ માહ ૨ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—સોરાબજી એદલજી મેહતની, તાર માસ્ટર—ઉમર વર્ષ ૫૫) વડોદરા રેલવેમાં તારનું કામ શીખવવાની સ્કુલના ઉસ્તાદ હતા. અને સેંકડો સીગનલરો તથા સ્ટેશન માસ્ટરો એમના હાથ તળે એ સ્કુલમાં તારનું કામ શીખી નોકરીએ લાગ્યા હતા. તેવણુનું મરણ વલસાડમાં નીપજ્યું હતું.

---

૧ શેઠો જહાંગીરજી તથા મનચેરજી હીરજીભાઇ રેડીમનીના બાપા.

૨ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી અકટોબર ૧૯૦૧.

૩ અખબારે સોદાગર, તા૦ ૧૫ મી અકટોબર ૧૯૦૧.

૪ આ હૉસ્પીટલ રૂ૨૦૦૦૦) નાં ઉઘરાણાં તથા રાજા રાજ સવાઈ મુડલીઆરે આપેલા રૂ૧૦૦૦૦) મળી રૂ૩૦૦૦૦) ને ખરચે બંધાઈ હતી. તેમાં શેઠ ધનજીભાઈએ રૂ૨૦૦૦) આપી એક વૉર્ડ પોતાનાં મરહુમ ધણીઆણીનાં નામથી બંધાવ્યો હતો, અને તે ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"ખોરશીદ વાર્ડ—ધનજીભાઈ માણેકજી મુસા શેઠનાં ધણીઆણીની યાદમાં."

૫ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી અકટોબર ૧૯૦૧.

તા૦ ૩૧ મી અકટોબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—સોરાબજી ધનજીભાઇ વાડીઆ[1]—ઉમર વર્ષ ૭૧). અત્રેની આગલી જાણીતી વેપારી પેહડી મેસરસ ડોસાભાઇ મેહરવાનજી વાડીઆની કુંપનીના એવણ એક ભાગ્યા હતા. અને એ પેહડીની એક શાખા કરાંચી શેહરમાં ઉઘાડવા એવણ ૧૮૬૪ માં ત્યાં ગયા હતા, અને આસરે ચાર વર્ષ ત્યાં રહ્યા હતા. એવણે ત્યાંનાં ગાડી ખાતાંમાં જરથોસ્તી બચ્ચાંઓ માટે એક નિશાળનું મકાન બંધાવી આપ્યું હતું, જે ઘણું મોટું હોવાથી, અને તે તરફ એક દરેમેહરની હાજત હોવાથી, એ મકાનમાં અંજુમનનાં ઉઘરાણાથી ઘટતો ફેરફાર કરી દરેમેહર બનાવી તા૦ ૨૮ મી મે ૧૮૬૯ ને દીને પરથાવી હતી. એવણ કુટુંબી હક માટે ઘણી કાળજીમંદ હતા. અને એવણનીજ ઉલટથી એવણના વડા દીકરા શેઠ બહમનજી સોરાબજી વાડીઆ, ગોરા અમલદારોનાં ગમે એવાં એકલપેટાપણાં છતાં, ગોદીમાં દાખલ થઇ પોતાની લાયકાતથી ચડતા ઓધ્ધાપર આવ્યા હતા.

તા૦ ૧ લી નવેમબર.

આ વર્ષની તાલુકા તથા ડીસ્ત્રીકટ લોકલ બોર્ડમાં નીચલાઓની નેમણુંક થઇ હતી :—

ખેડા—સરકારી—ખાં. બા. બહમનજી એદલજી મોદી, પેસતનજી ખરશેદજી મોદી. બોરસદ—ચુંટેલા—બાપુજી ખરશેદજી મોદી. થાસરા—સરકારી—ખાં. સા. ડોસાભાઇ માણેકજી કોઠાવાળા. માવલ (પુણા ડીસ્ત્રીકટ)—સરકારી—બહમનજી રૂસતમજી ખરાદી. હવેલી (પુણા ડીસ્ત્રીકટ)—ચુંટેલા—પેસતનજી બહમનજી પુણાવાળા. જંબુસર—સરકારી—બહમનજી પેસતનજી અવલકારકુન. દેહગ્રું—ચુંટેલા—ફરામજી રૂસતમજી ખંડાલીઆ. ધંધુકા—સરકારી—ખાં. બા. એદલજી બેહરામશાહ હોડીવાળા. અમદાવાદ—સરકારી—ખાં. બા. એદલજી બેહરામશાહ હોડીવાળા તથા ખાં. બા. ફરદુનજી કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ. ભરૂચ—સરકારી—અરદેશર એદલજી કંટ્રાકટર. ખેડા—ચુંટેલા—પેસતનજી ખરશેદજી મોદી. સુરત—સરકારી—સોરાબજી રતનજી માસ્ટર. નાશક—સરકારી—સરજ્યન કેખુશરૂ સોરાબજી નરીમાન. સતારા—સરકારી—સોરાબજી માણેકજી ભરૂચા. બેલગામ—સરકારી—ડોસાભાઇ રૂસતમજી મોબેદજી. અંકલેશ્વર—સરકારી—ડોસાભાઇ ધનજીભાઇ બીલીમોરીઆ.

આ વર્ષની મ્યુનીસીપલ બોર્ડમાં નીચલાઓની નેમણુંક થઇ હતી :—

અહમદનગર—ચુંટેલા—એદલજી રૂસતમજી, ખાં. સા. બેહરામજી સોરાબજી કાર્ડમાસ્ટર. પંઢરપોર—ચુંટેલા—મનચેરજી ડોસાભાઇ. ધુલીઆ—ચુંટેલા—બેહરામશાહ પેસતનજી. નાશક—સરકારી—કેખશરૂ સોરાબજી નરીમાન. કપડવંજ—સરકારી—ડા૦ સોરાબજી દોરાબજી દ૦ કામદીન. પુના સીટી—સરકારી—સરદાર ખાં. બા. દોરાબજી પદમજી. સતારા—સરકારી—ખરશેદજી દાદાભાઇ. નશરવાનજી ડોસાભાઇ. માણેકજી બહમનજી. ડોસાભાઇ માણેકજી. ધુલીઆ—સરકારી—જમશેદજી શેહરીઆરજી કાપડીઆ.

તા૦ ૭ મી નવેમબર.

શેઠ બેહરામજી મેહરવાનજી મલબારીએ "ઇસ્ટ એંડ વેસ્ટ" નામનું એક નવું માસીક ચોપાન્યું રાજકીય. વ્યાપારી, કેળવણી, સંસારી, ઇત્યાદી અગતના વિષયો ધરાવનારૂં પ્રગટ કરવા માંડ્યું હતું.

તા૦ ૯ મી નવેમબર.

આજ દીને નામદાર શાહનશાહ એડવર્ડ ૭ મા ની સાલગ્રેહની ખુશાલીમાં અપાયલા ખેતાબોમાં ભરૂચ વાળા શેઠ આદરજી મનચેરજી દલાલ, બી. એ. તથા સુરત વાળા શેઠ બરજોરજી નશરવાનજી વકીલને "ખાન બાહાદુર" ના તથા મુંબઇનાં જાહેર બાંધકામખાતાંવાળા શેઠ નશરવાનજી ફરામજી મીરજાને "ખાન સાહેબ" ના ખેતાબો નામદાર વાઇસરાએ જાહેર કીધા હતા.

એજ મુજબ "કયસરે હિંદ" ના નવા ખેતાબને સોનાનો ચાંદ રાવલપીંડીવાળા ખાન બાહાદુર ધનજીભાઇ ફકીરજી કામોદાર, સી. આઇ. ઇ. ને આપવામાં આવ્યો હતો.[2]

---

[1] શેઠો બહમનજી, દીનશાહ, અને કેખશરૂ સોરાબજી વાડીઆના બાવા અને સરકારી ગોદીના છેલ્લા પારસી માસ્તર બીલ્ડર ખા. બા. જમશેદજી ધનજીભાઇ વાડીઆના ભાઈ.

[2] ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૦૧. નામદાર શાહનશાહ તખ્તે આવ્યા પછીની આ પહેલ વહેલી સાલગ્રેહ હોવાથી પારસી કોમ તરફથી તે નામદાર પર નીચે મુજબ તારનો સંદેશો મોકલવામાં આવ્યો હતો :-

From Sir Jamsetjee Jejeebhoy.

To his Majesty King Edward

"Parsee community of Bombay dutifully offers its respectful congratulations to your Majesty on your birthdy, and prays that a long

તા૦ ૧૪ મી નવેમબર.

હિંદુસ્થાનમાં નેહેરો વધારવાની કેટલી જગા છે તે તપાસવા અને નવી નેહરો માટેની યોજનાઓ દેખાડવાને નામદાર સરકાર તરફથી પાંચ અમલદારોનું એક કમીશન નેમવામાં આવ્યું હતું, તે કમીશને પોતાની બેઠકો અમદાવાદમાં કીધી હતી, જ્યાં પારસીઓમાં ખેડાના ડેપ્યુટી કલેક્ટર ખાન બાહદુર બહમનજી એદલજી મોદી, ખેતીવાડી ખાતાંના ડાયરેક્ટર શેઠ પેસતનજી રૂસતમજી મેહતા, શેઠો પેસતનજી મેનાભાઈ ખેરગામવાળા, ફરદુનજી કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ; ખાં. સા. ડોસાભાઈ ધનજીભાઇ બીલીમોરીઆ, જીવણજી હીમજીભાઇ એલાવવાળાએ જબાની આપી હતી.[1]

તા૦ ૧૫ મી નવેમબર.

મુંબઇમાં પ્રગટ થતાં "રાસ્ત ગોફતાર" પત્રને જન્મ લીધાને આજે બરાબર ૫૦) વર્ષ પુરાં થવાથી તેની "જુબીલી" ની ખુશાલીમાં એ પત્રની આફીસમાં આજ દીને એક મેળાવડો થયો હતો.[2]

તા૦ ૧૮ મી નવેમબર.

રોજ ૫ માહ ૩ (શે૦) ૧૨૭૧ યજદેજરદી.

શેઠ હોરમજજી માણેકજી બીમરડીવાળાએ ઉરન મધે પોતાની "ખારી" નામની જમીન ઉપર પોતાના બાવા

and glorious reign may bo vouchsafed to your Imperial Majesty."

The following reply was received : –

To Sir Jamsetjee Jejeebhoy

From Edward R. I.

"Grateful thanks to you and the Parse community of Bombay for kind congratulations."

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી નવેમ્બર ૧૯૦૧.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મી નવેમ્બર ૧૯૦૧.

વળી એ પત્રના અધીપતી શેઠ કેખશરૂ નવરોજી કાબરાજી અતરેની વિક્ટોરીઆ નાટક મંડળીના પ્રથમ સ્થાપક હોવાથી તેમના માનમાં એ મંડળીએ તા૦ ૨૧ મી નવેમ્બરે એક ખાસ ખેલ કરી તેની આવક શેઠ કેખશરૂના કહેવાથી જરથોસ્તી છોકરાંઓને ધર્મની કેળવણી આપવાનાં ફંડમાં આપી હતી.

વળી પારસી લેખક મંડળી તરફથી એક માનપત્ર તથા ઝવાહીર તા૦ ૩૦ મી જાનેવારી ૧૯૦૨ ને દીને એમને આપવામાં આવ્યાં હતાં. એ ઉપરાંત તારાપોરની પારસી અંજુમન તરફથી એક માનપત્ર તા૦ ૧૯ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને અતરેનાં નોવેલ્ટીથીએટરમાં સર જમશેદજી જીજીભાઇનાં પ્રમુખપણાં હેઠળ અપાયાં હતાં.

આ રાસ્ત ગોફતાર પત્ર "પ્રજામિત્ર અને પારસી" પત્ર સાથે ૧૯૦૨ ના જુલાઇ માસથી જોડાઇ ગયું છે.

મરહુમ શેઠ માણેકજી રતનજી બીમરડીવાળા તથા બાઇ મરહુમ શેઠ એદલજી માણેકજી બીમરડીવાળાનાં પુનને માટે ચાર પારસી કુટુંબો સમાએ એવું એક "સેનીટેરીયમ" બંધાવી તે આજ દીને જશન કરી ખોલ્લું મુકયું હતું.[3]

ઓનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઈ. ને મુંબઇના મ્યુનીસીપલ કારપોરેશન તરફના નામદાર ગવરનરની ધારા બાંધનારી સભાના મેમ્બર તરીકે કારપોરેશને આજ દીને એકમતે ચુંટી કાઢયા હતા.[4]

તા૦ ૨૫ મી નવેમબર.

રોજ ૧૨ માહ ૩ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—દોરાબજી જમશેદજી શરાફ—ઉમર વર્ષ ૫૮). એવણ થાણા કસબાના સાહુકારી ધંધો કરતા આગેવાન સાદા પારસી રહીશ હતા, અને ત્યાંની અંજુમનના એક ટ્રસ્ટી હતા. જે ફંડોનો વહીવટ અને ગહમબારનાં જમનો વગૈરે પોતાની જાતી દેખરેખ હેઠળ કરતા હતા. એવણના ઉઠમણામાં અંજુમનનાં ફંડના બીજા ટ્રસ્ટીઓ તરફથી એવણનાં મરણની દલગીરીભરેલી નોંધ અંજુમનનાં દફતરમાં નોંધવા બાબે અંજુમન પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

તા૦ ૩૦ મી નવેમબર.

સર મનચેરજી મેહરવાનજી ભાવનગરીને માન આપવા આજ દીને ભાવનગરમાં એક મોટી સભા, (જેમાં સર્વ કોમના અને રાજ્યના સર્વ ભાગો ખાતેના પ્રતિનિધિઓ હાજર હતા,) તે વિક્ટર સ્કવેરમાં અછી રીતે શણગારેલા મંડપમાં ભેગી મળી હતી. દીવાન સાહેબ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. તેઓએ આ આનરેબલ ગૃહસ્થે બજાવેલી જાહેર સેવાઓ વખાણી, પછી નગરશેઠ માનપત્ર વાંચી સંભળાવ્યું, જેમાં એ ગૃહસ્થે શેહનશાહાતની તેમજ હિંદુસ્તાનની બજાવેલી સેવાઓ બાબે લંબાણથી જણાવ્યું હતું. આ પછી એક ભણેલા શાસ્ત્રીએ આ પ્રસંગને માટે ખાસ બનાવેલા સુંદર સંસ્કૃત શ્લોકો ગાઇ સંભળાવ્યા, કે જે હિંદ અને બ્રિટાનિયા વચેના સંવાદ જેવા હતા. તે પછી હજુર સેક્રેટરી મી૦ પ્રભાશંકર પટ્ટનીએ પોતે ઇંગ્લંડ ગયા હતા તે વેળા સર મનચેરજીને રાજદ્વારી અને સંસારી મંડળોમાં જે માન મરતબો મળતાં

૩ જામે જમશેદ, તા૦ ૨૦ મી નવેમ્બર ૧૯૦૧.

૪ ટાઇમ્સ ઓફ ઇંડીઆ, તા૦ ૨૮ મી નવેમ્બર ૧૯૦૧.

પોતે જોયા હતા તે બાબે પોતાનો અનુભવ કહી સંભળાવ્યો હતો.[1]

તા૦ ૬ ઠી ડીજેમબર.

શેઠ નવરોજજી દાદાભાઇ આલગલેસને ઇંગ્લાંડનાં હામ્પટણ પ્રગણાની ડીસ્ત્રીકટ કૌનસીલના પ્રમુખ તરીકે ચુંટી કાઢયા હતા. એ ઓહ્દાની રૂએ એવણ એ પ્રગણાના ઓનરરી માજીસ્ત્રેટ પણ નેમાયા હતા.[2]

શેઠ હીરજીભાઇ માણેકજી રૂસતમજી બનાજીને કલકતાના આવતાં ઇ૦ સ૦ ૧૯૦૨ નાં વર્ષના શેરીફ તરીકે બંગાલની સરકારે નેમ્યા હતા.[3]

તા૦ ૭ મી ડીજેમબર.

રોજ ૨૪ માહ ૩ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—હોરમજજી નાનાભાઇ જંબુસરવાળા[4]—ભરૂચના એક જાણીતા અકાબર. એવણ ભરૂચ તથા જંબુસર ખાતે પોતાની શરાફી પેહેડી ચલાવતા હતા તથા જંબુસરમાં એવણનાં બે ત્રણ જીનનાં કારખાનાં હતાં. ભરૂચની જરથોસ્તી અંજુમનના એઓ ૪૫ વરસ સુધી ત્રસ્ટી હતા.

તા૦ ૧૦ મી ડીજેમબર.

રોજ ૨૭ માહ ૩ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—સોરાબજી મેહરવાનજી ગંભીરના—ઉમર વર્ષ ૫૫). દીલ્હીની જાણીતી વીલ્યમ વીલસનની કું૦ ના વડા મહેતનીશ હતા અને વાય્ય પ્રાંત તરફ યુરોપીયન તથા દેશી વેપારીઓમાં જાણીતા હતા, અને કાનપોર ખાતે ગુજર્યા હતા.

તા૦ ૧૨ મી ડીજેમબર.

મુંબઇના નામદાર ગવર્નર લૉર્ડ નૉર્થકોટે આજ દીને અત્રેના ટાઉન હૉલમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં ખાનગી એનત્રીમાં હાજર થયા હતા:—

શેઠ બહમનજી દીનશાહજી પીટીટ, ડાકટર કાવસજી હોરમજજી, સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ. સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર જાંહગીર કાવશજી જાંહગીર રેડીમની, ખાન બાહદુર મનચેરજી કાવશજી મરઝબાન, સી. આઇ. ઇ., શેઠો નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ., પેસતનજી જાંહગીર તાલયારખાન, સી. આઇ. ઇ., ઓનરેબલ ફીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ.[5]

તા૦ ૧૨ મી ડીસેમબર.

નીઝામ હેદરાબાદ તથા સીકંદરાબાદવાળા[6] ડા૦ કેખશરૂ જીવણજી પેસ્તનજીએ ત્યાંના નવાં દોખમાને લગતો મુકદમો ત્યાંની પારસી અંજુમન સામે માડયો હતો તેનો ચુકાદો ત્યાંના રેસીડન્સી બજારના સુપ્રીન્ટેન્ડંટ રા. બ. બી. કે. જોશીએ વાદી ડા૦ કેખશરૂની તરફેણમાં આપ્યો હતો

1 રાસ્ત ગોફતાર, તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૦૧.

વલી તા૦ ૧૬ મી ડીજેમબરને દીને સુરત મધે સર મનચેરજી મેહરવાનજી ભાવનગરીને સરદાર એદલજી ખરશેદજી મોદીના દરીયા મેહલમાં એક મોટો મેળાવડો કરી સુરત, ભરૂચ, અકલેશ્વર અને અમદાવાદ તરફનાં માનપત્રો આપવામાં આવ્યાં હતાં. સુરતનું માનપત્ર શેઠ કેખશરૂ એદલજી મોદીએ, ભરૂચનું ખાન બાહદુર આદરજી મનચેરજી દલાલે, અમદાવાદનું શેઠ બેહરામજી ફરામજી વકીલે અને અકલેશ્વરનું શેઠ બહમનશાહ જામાસ્પજી જંબુસરવાળાએ વાંચી સંભલાવ્યાં હતાં, જેમનો સર મનચેરજીએ ઘટતો ઉત્તર વાલ્યા બાદ રીફ્રેશમેંટ લઇ મેળાવડો મોઠી રાત્રે બરખાસ્ત થયો હતો.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી ડીજેમબર ૧૯૦૧.

2 મુંબઇ સમાચાર, તા૦ ૭૦ મી ડીસેમ્બર ૧૯૦૧.

3 ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી ડીસેમ્બર ૧૯૦૧.

4 શેઠ જામાસ્પજી હોરમજજી જંબુસરવાળાના બાવા.

5 ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી ડીજેમબર ૧૯૦૧.

6 મુંબઇ સમાચાર, તા૦ ૧૩-૧૪ જાનેવારી ૧૯૦૨.

હેદરાબાદ તથા સીકદરાબાદનું દસ્તુરપદ ભોગવનારા છેલ્લા આસામી દસ્તુર બેહેરામ જામાસ્પ તે પુનાવાળા શમસુલ-ઓલમા સરદાર ડાકટર દસ્તુર હોશંગ જામાસપના ભાઇ સને ૧૮૯૫ માં હક થયા અને તેવણની યાદગારી કાયમ રાખવાના હેતુથી તેવણના દોસત આસનાઓએ એક 'ફંડ' ઉઘાડયું. એ 'ફંડ' માં નાણું ભરનારાઓની એક 'કમીટી' નેમાઇ અને એવો ઠરાવ થયો કે ત્યાં પારસીઓની વધતી જતી વસ્તી ધ્યાનમાં લેતાં મરહુમની યાદગારી કાયમ રાખવા એક નવું દોખમું બંધાવવું. જુના દોખમાની આસપાસ મેહેરજી ખાનદાનની માલેકીની મોટી જગા છે અને તે જગા મેલવવા સીવાય નવા દોખમાંની 'કમીટી' ને બીજો રસ્તો રહ્યો નહી. તેથી 'કમીટી' એ બાઇ સુનાબાઇ તે મરહુમ શેઠ જીવણજી પેસ્તનજી મેહેરજીના વીધવાની તથા તેઓનાં દીકરાઓ શેઠ પેસ્તનજી જીવણજી પેસ્તનજી, શેઠ કાવસજી જીવણજી પેસ્તનજી તથા ડાકટર કેખશરૂ જીવણજી પેસતનજીની રજા માગી, જે તેઓએ બાખુશીથી આપી, મગર એટલીજ એક સરતે કે નવું દોખમું બંધાયા પછી બોદા ન કરે ને મેહેરજી ખાનદાનમાં કોઇની કજારજા થાય અને મરનારની ચાતો તેના સગાવહાલાઓની એવી ખાહેશ હોય કે મરનારને પોતાના વડીલોનાજ દોખમામાં અવલમંજલ પહોંચાડવું, તો એ દોખમું તે વખતે વપરાસમાં નહીઆ હોય તોપણ તરતજ ઘટતી ધરમ કીયા કરી એ ખાનદાનની લાગણીને માન આપી

તેથી નારાજ થઈને અંજુમને હૈદરાબાદ એસાઈન્ડ ડીસ્ટ્રીકટના જુડીસ્યલ કમીશનર મી૦ જે. કે. બેટન સનમુખ અપીલ કીધી હતી. આ અપીલની સુનાવણી થયા બાદ આજ દીને જુડીસ્યલ કમીશનરે અસલ રા. બ. જોશીનો ચુકાદો રદ કરી અંજુમનની તરફેણમાં ફેસલો આપતાં જણાવ્યું કે વીકાજીવાળાઓ પોતાની એકલાની માલેકી સંપુરણ રીતે સાબેત કરી શકયા નથી. અને તેઓએ આ બાંધાવાળી ટેકડી ઉપર એકલો હક, મોંઢેની અથવા દસ્તાવેજી બક્ષેસથી મેળવ્યો છે એમ સાબેત કરવામાં તેઓ નીશફળ ગયા છે, અને હું એવું પણ ઠરાવું છું કે તેઓ પોતાની એકલી માલેકીની સંપુરણ સાબેતીઓથી આ હક મેળવ્યો તેને ટેકો આપવામાં પણ નીશફળ ગયા છે, અને એથી વધારે તેઓ એકલા એલાકેદાર હતા તેથી હક મેળવ્યો છે તે સાબેત કરવા પણ નીશફળ ગયા છે. માટે વાદીઓએ અપીલ કરનારાઓનો બંને અદાલતોનો ખરચ આપવો. બીજા પક્ષોએ પોતપોતાનો ખરચ ભોગવી લેવો.

---

તેમ કરવું અને કોઈએબી કોઈ પણ રીતનો વાંધો ઉઠાવવો નહી. નવી દોખમાં 'કમીટી' એ પહેલાં તો આ સરત મંજુર રાખી અને વળી વધુ કબુલાત આપી કે એ મતલબની એક દરખાસ્ત ત્યાંની પારસી અંજુમનની એક સભા બોલાવી, તેની સનમુખ મુકી તે પસાર કરાવી અંજુમનની નોંધપોથીપર જવેદાન સુધી કાયમ રાખવી અને તેની એક નકલ મેહેરજી ખાનદાનને હસ્તક આપવી. તેટલાં નવી દોખમા 'કમીટી' એ જુના દોખમાવાળી ટેકરીપર નવું દોખમું બાંધવાનું શરૂ કીધું અને ડાકટર કેખશરૂએ નવા દોખમા 'કમીટી' ના વચનપર વીશ્વાસ રાખી તેમ કરવા દીધું. કામ ધમધોકાર ચાલ્યું અને 'કમીટી' પોતાના બોલપર ઉંચાવા લાગી. આખો મામલો જોઈ. ડાકટર કેખશરૂ કે જેઓબી અંજુમનની કારોબાર મંડળીના એક સભાસદ હતા તેઓએ પેલી સરતની દરખાસ્ત બીરો દબાવું ચલાવ્યું. આખરે તે મતલબની એક દરખાસ્ત કારોબાર મંડળીએ પસાર કીધી. હવે અંજુમનની એક જાહેર સભા એ દરખાસ્ત પસાર કરવા બોલાવવામાં આવી અને તેમા આસરે સોથી સવાસો જરથોસ્તીઓ બાઈ પીરોજબાઈ 'હોલ' માં તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૯૫ ને દીને ભેગા મળયા. જાહેર સભાનું પ્રમુખસ્થાન તે વખતના દસ્તુર ખુરશેદ જીવણ કારોબાર મંડળીના સરનશીન હતા તેવણને ન આપતાં, મી૦ હોરાબજી ડોરાભાઈ દાંતીવાળાને આપવામાં આવ્યું અને તેવણે સેક્રેટરી મી૦ બેજનજી આદરજીને પેલી કારોબાર મંડળીએ પસાર કરેલી સરતની દરખાસ્ત સભા સનમુખ રજુ કરવા કહી, સેક્રેટરીએ તેમ કરવાને બદલે એક જુદીજ દરખાસ્ત રજુ કીધી. જેથી હવે કામ પડી ભાગ્યું આ ઉપરથી ડા૦ કેખશરૂએ દખમા કમીટીની સામે તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૮૯૫ ને દીને ફરીઆદી માંડી જેનો ચુકાદો રા. બ. બી. કે. જોશીએ બરાબર પાંચ વર્ષે એટલે તા૦ ૧૯ મી ડીસેમ્બર ૧૯૦૦ ને દીને વીકાજીવાળાની તરફેણમાં આપ્યો. જેથી નારાજ થઇ પ્રતીવાદી અંજુમને મજકુર જુડીશયલ કમીશનર સનમુખ અપીલ કીધી. આ અપીલની સુનાવણી થવા બાદ આજ દીને જુડીશયલ કમીશનરે રા. બ. જોશીનો ચુકાદો રદ કરી અંજુમનની તરફેણમાં ફેસલો આપ્યો. નીચલી અપીલ કોર્ટના આ ચુકાદા સામે ડા૦ પેસતનજી જીવણજી અને બીજાઓએ વીલાતની પ્રીવી કાઉનસીલને અપીલ કરી જેનો ચુકાદો તા૦ ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૦૯ ને દીને લોર્ડ રોબર્ટસન, કોલીનસ તથા સર આર્થર વીલસન તરફથી ઉભા લોર્ડ

---

આપતાં જણાવ્યું કે, ૧૮૩૮ ના જુન માસમાં (૨૫ મી રબીઉલ અવલ ૧૨૫૪) જે દસ્તાવેજ પેસ્તનજી અને વીકાજીની તરફેણમાં કીધો હતો તે નીચલી કોર્ટે બાહાલ રાખ્યો હતો પણ અપીલ કોર્ટે ફકત તે દસ્તાવેજ ઉપર શંકા નાખી હતી, જોકે તે ખરો નથી અને બનાવટી છે એવો ચુકાદો આપ્યો નથી. એ દસ્તાવેજ વિષેનો પેહેલી કોર્ટનો (મી૦ જોશીનો) અભીપ્રાય અમો બાહાલ રાખીએ છીએ. ત્યાર પછી જે અગત્યનો દસ્તાવેજ મુકદમામાં દાખલ થયો હતો તે તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૩૯ નો હતો, જે બ્રીગેડીયર જે હૈદરાબાદ સબસીડીઅરી ફોરસનો કમાન્ડ ધરાવતો હતો તેના તરફનો હતો. તે મધે સીકંદ્રાબાદના પારસીઓને ટેકરી નીચે પોતાને માટે જગા દોખમું બાંધવા સારૂ ઘેરી લેવાની પરવાનગી આપી હતી. મજકુર પેહેલો દસ્તાવેજ હૈદરાબાદ રાજ્યના એક અમલદાર તરફનો હતો અને છેલ્લો દસ્તાવેજ (બ્રીગેડીઅરે કરી આપ્યો હતો) તે મળી બંને દસ્તાવેજોની મતલબ એ બતાવવાની છે કે તેની રૂહે દોખમાના સ્થાપકોને હક આપ્યો છે અને નહી કે પારસી કોમને. સ્થાપકોએ તેની રૂહે જમીન ઘેરી લીધી અને પોતાને ખરચે તેની ઉપર દોખમું બાંધ્યું, અને દોખમા તથા જમીન ઉપર કબજો, વહીવટ અને તેની દેખરેખ સ્થાપકોએ પોતાને સ્વાધીન રાખવા ચિંપે જુબાની પડી છે અને પત્રવેહેવાર ઉપરથી પણ તેમ જણાય છે. શરૂઆતના વર્ષો (જે પાછલાં વર્ષ કરતાં વધુ અગત્યના છે) તેમાં બનેલા બનાવ ઉપરથી જણાય છે કે તે વખા મોબેદો જેબી સવાલો અથવા મુશકેલીઓ ઉભી થતી તેમને સ્થાપકોની આગળ રજુ કરી તેમના હોકમ બજાવતા. સ્થાપકોએજ ૧૮૬૩ ના સાલ સુધી આ ખાતાંને લગતો તથા એના ચાલુ સમારકામને લગતો સઘળો ખરચ કીધો હતો, અને તે અરસામાં પારસી કોમ તરફની કોઈ પણ કમીટી અથવા બીજું બંધન ન હતું અને તેથી વહીવટ અને કબજા સંબંધ સ્થાપકોના કોઈ પણ હરીફ હતા નહી. અને વડા દસ્તુરની સત્તા તથા કબજા વિષે જે જણાવવામાં આવે છે તે વાત સ્થાપકોની ઉપર લખેલાં પત્રો ઉપરથીજ ખોટી ઠરે છે. ૧૮૬૩ પછી સુધારાવધારા પાછળ ખરચ કરવાને નાણા ભર્યા અને ૧૮૮૨ ના સાલથી એક રીતે જોતાં કોમના પ્રતીનીધી તરીકે એક કમીટી નેમાઇ પણ આ પાછલાં સાલોમાં જે બન્યું તે ૧૮૩૭ માં અથવા ત્યાર પછી તુરત જે જાતની બક્ષેસ (The nature of grant) કરવામાં આવી તે ઉપર થોડું જ અજવાળું નાખે છે. ઉપલા કારણો જણાવી પ્રીવી

તા૦ ૨૨ મી ડીસેમ્બર.

રોજ ૯ માહ ૪ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—એ૦ પેસતનજી રૂસતમજી કાંગા[1]—ઉમર વર્ષ ૮૪). એવણ પુનાવાળા મરહુમ દસ્તુર જામાસપજી એદલજી જામાસ્પઆસાના જમાઈ હતા. એવણ પ્રથમમાં મોએદી અને તે પછી પરચુટણ કંત્રાકટનું કામ કરતા હતા. ૧૮૫૧ થી એવણ મેસર્સ જમશેદજી દોરાબજી નાયગામવાળા, સોરાબજી ખરશેદજી કુંડી અને રૂસતમજી રતનજી બીલીમોર્યા સાથે ભાગમાં 'જમશેદજી દોરાબજી તથા સોરાબજી ખરશેદજીની કંપની' ને નામે વેપાર તથા રેલ્વે કંત્રાકટનું કામ કરતા હતા. જી. આઇ. પી. રેલ્વેની ઘણાક માઈલની લાંબી સડક તથા પુલો એઓની કંપનીએ બાંધ્યા હતા. એઓની કંપનીએ કલ્યાણથી થલઘાટ જવાના રસ્તા તરફની ૧૪) માઈલની સડક, કે જેમાં કેટલાક બુગડાઓ વગેરેનું હિંદમાં કોઈવાર દેશીઓને હાથે નહી થયલું બાંધકામ હતું, તે સંતોષકારક રીતે બજાવી આપ્યું હતું. પારસીઓને લગતાં કેટલાંક ધર્મખાતાંઓના એઓ ટ્રસ્ટી હતા. મુંબઈ ચંદનવાડી ખાતે અંજુમનના ઉઘરાટથી બંધાયલાં ભગરીયાઓનાં આતશબેહેરામના કામમાં એઓએ આગેવાની લીધી હતી. અને તેની કમીટીના સેવટ સુધી નાયબ સરનશીન હતા.

---

કાઉસીલે પહેલી સુપ્રીટેનટંનટની કોર્ટે ચુકાદો આપ્યો હતો તેને બાહાલ રાખી જુડીસીયલ કમીશનરે તે ફેરવી જે હુકમનામુ કીધું હતું તે ખરચ સીકે રદ કીધું હતું.

પ્રીવી કાઉન્સીલની આ બલામણ મુજબ તા૦ ૨૯ મી ફેબરવારી ૧૯૦૮ ને દીને નામદાર રાજાએ બકીંગહામ મેહેલમાંથી હુકમ કહાડયો હતો અને આ અપીલ મંજુર રાખી તેનો ખરચ જે જુડીશીયલ કમીશનરની કોર્ટમાં અપીલ કરનારાઓને થયો હતો તે સાથ વેલાતમાં થએલો પા. ૫૧૦, શી. ૧૫, પેં. ૬. નો ખરચ જવાબદારો એટલે અસલ પ્રતીવાદીઓ પાસેથી અપાવ્યો હતો. (સીકદ્રાબાદના દખમાને લગતો આ મુકદમો સને ૧૮૯૫ નો નંબર ૧૮૫, અને જુડીશીયલ કમીશનરની કોર્ટનો અપીલ ૧૯૦૧ ની નંબર ૭૯, અને પ્રીવી કાઉન્સીલની અપીલ ૧૯૦૭ ની નંબર ૧૦ તરીકે જાણીએલી છે.)

ઉપલાજ મુકદમાની સાથે સાથે કાવશાહ જીવણજીએ દસ્તુર ખુરસેદજી સામે તેજ નીચલી કોર્ટમાં દીવાની દાવો માંડયો હતો તે મધે રા. બ. બી. કે જોશીએ તેજ તારીખે પ્રતીવાદી દસ્તુર સામે ખરચ સાથનું હુકમનામુ કરી તેવણે પોતે મારેલું તાળું કહાડી નાખી અસલ તાળું પાછું મારી તેની ચાવી વાદીને સ્વાધીન કરવાનો હુકમ કીધો હતો.

1. મરહુમ શેઠ બેજનજી તથા ડીનશાહ અને દખણ હૈદ્રાબાદવાળા શેઠ સોરાબજી પેસ્તનજી કાંગાના બાવા.

તા૦ ૨૬ મી ડીસેમ્બર.

૧૭ મી વારની "નેશનલ ઇંડીઅન કાનગ્રેસ" આજ દીને કલકતા મધે મલી હતી, તેના પ્રમુખ તરીકે શેઠ દીનશાહ એદલજી વાછાને નેમ્યા હતા. એ કાનગ્રેસમાં મુંબઈથી ઓનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, શેઠ રૂસ્તમ ખ. રૂ. કામા, તથા શેઠ જમશેદજી અરદેશર વાડીઆ સામેલ થયા હતા. છેલ્લા અહસ્થે ચલણને લગતા કાયદા સામેના કાનગ્રેસના વાંધાને લગતો આગલો ઠરાવ ફરી રજુ કર્યો હતો, જેમાં રૂપ્યાની અકુદરતી કીમતને લીધે રૈયત ઉપર કરના બોજામાં થયલા વધારા વીષે તથા ચલણને લગતા કાયદાથી દેશના હુન્નર ઉદ્યોગને થતાં નુકસાન વીષે વીવેચન કરવામાં આવ્યું હતું.[2]

---

તા૦ ૨૬ મી ડીસેમ્બર.

ડોસીબાઈ નામની મરહુમ ગુસ્તાદજી સોરાબજી દુબાશ નામના એક ગરીબ પારસીની વીધવા જેણીના ત્રણ દીકરા, એક દીકરી અને ભરથાર મરકીથી મરણ પામવાથી તે બાઈથી દુઃખ સહન નહિ થઇ શકવાથી તદન બેફામ થઇ આજે સહવારનાં એકદમ ધોબીતળાવ ઉપરના તળાવમાં તેણીએ નખાવી દીધું હતું. આ વેળાએ તે રસ્તેથી ડાકટર કેખશરૂ રૂસતમજી દલાલ ધોબીતળાવ નજદીકથી પસાર થતા હતા. તેવણ તરત તળાવ નજદીક ગયા અને પોતે બાઈને ડુબતી બચાવવાને માહેમ તળાવમાં ઝીપલાવી દીધું. તેવણ તેણીને પકડીને પાણીની સપાટીએ લાવ્યા. બાઈ સેહેજ સુધીમાં હતી અને તેણી એવું બોલતી સંભળાઈ કે "મને મરવા દેવો—બચાવો ના." ડા૦ દલાલે તે પછી તરત તળાવમાંજ તેણીને સેહેજ ઉલટી ધરીને પાણી ઓકાવવાની તજવીજ કરી તેમનો જીવ બચાવ્યો હતો. આ એમની બાહદુરી વિષે પોલીસ કમીશનરનું ધ્યાન ખેંચાતાં ઇગ્લાંડની રૉયલ હ્યુમેન સોસાઇટીને મુંબઇ સરકાર તરફથી વાકેફ કરવામાં આવવાથી તે સોસાઇટીએ એમને ભેટ આપવા માટે એક કાંસાનો ચાંદ તથા સર્ટી-

---

2 મુંબઇ સમાચાર, તા૦ ૩૦ મી ડીસેમ્બર ૧૯૦૧.

ઠરાવના ટેકામાં બોલતાં મી૦ જમશેદજી વાડીઆએ જણાવ્યું હતું કે સરકારની ચલણને લગતી રાજનીતીથી રૂપ્યાની કીમતમાં ત્રીસ ટકા જેટલો અસ્વભાવીક વધારો કરવામાં આવ્યો છે, જેથી આગળ કદી નહી પડેલાં એવાં સંકટને સમયે પ્રજા ઉપરના કરજના બોજામાં તેટલા પ્રમાણમાં વધારો થવા પામ્યો છે. દેશનાં દોલત ઉતપન કરનારાં સાધનો જેવાં કે ખેતીવાડી, બાગબાની અને કારખાનાં ઉપર તેથી બહુ નઠારી અસર થાય છે, અને કુદરતી આફતો સામે ટકવાની દેશની શક્તિમાં ઘટાડો થાય છે. તે જો વધુ વાર ચાલુ રાખવામાં આવશે તો દેશની નાણાં સંબંધી વ્યવસ્થા તદન ભાંગી પડશે.

પીટેટ મુંબઈ સરકાર ઉપર મોકલી આપ્યાં હતાં, જે તા૦ ૨૦ મી જુન ૧૯૦૨ ને દીને મુંબઈના પોલીશ કમીશનર મી૦ જેલે એક મેળાવડાની હજુરમાં એનાયત કરતાં જણાવ્યું કે "એક આદમીને પોતાના જાનના જોખમે બચાવવા માટે આ પહેલીજ વાર આ શેહેરમાં એક ખાનગી ગ્રહસ્થને આવી માનભરી ભેટ આપવામાં આવે છે."[1]

તા૦ ૨૯ મી ડીસેમબર.

રોજ ૧૬ માહ ૪ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

લાનોલી મધે અંજુમનના ઉઘરાતથી બંધાવવા ધારેલાં દોખમાંના તાણો પુરવાની ક્રિયા[2] આજ દીને તે તરફ એક મોટા મેળાવડાની હજુરમાં મુંબઈવાળા દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆશાના ઉપરીપણા હેઠળ એ૦ નવરોજજી જમશેદજી દસ્તુર તથા એ૦ ફીરોજજી હોરમજજી દસ્તુર મેહરજીરાણાએ કીધી હતી. તે પુરી થવા બાદ એ દોખમાના કામની આગેવાની લેનાર ખાન બાહાદુર મનચેરજી કાવશજી મરજબાન, સી. આઈ. ઈ. એ એક અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે લાનોલીના જરથોસ્તીઓએ ગયાં સાલના નવેમબર માસમાં એક દોખમું બાંધી આપવાની ગોઠવણ કરવા અને અરજ કરી હતી. તે કામમાં મદદ કરવાને મેં મારી સાથે બીજા પાંચ ગ્રહસ્થો જેઓ શમશુલ ઓલમા જીવનજી જમશેદજી મોદી, શેઠો સાવકશાહ કાવસજી દીનશા એડનવાળા, પેસતનજી દોરાબજી આદરીયાનવાળા, ડોસાભાઈ હોરમસજી ભાદર તથા ફકીરજી દીનસાહને સામેલ કર્યાં હતા, અને જણાવવાને ખુશી છું કે આ ધર્મના અતી ઉપયોગના કામને તેઓએ મદદ કરી છે, અને આજના મુબારક રોજે તે કામ શરૂ કરવાને અમો સામર્થવાન થયા છીએ અને દુવા માગયે છીએ કે તે પાક પરવરદેગાર એ કામ જલદી પાર ઉતારે. એ કામને માટે સર્વે નાણાં ભરનારાઓની ટીપ અમોએ વખતે વખત છપાવી જાહેર કરી છે તે મધ્યે મુખ્ય કરી શેઠ દોરાબજી દીનશાહ એડનવાળાએ એક સગડી બાંધવા રૂ૩૦૦૦ ની નાદર રકમની ભેટ કરી છે, જે મકાનનો પણ પાયો નાખવાની આજે ક્રીયા કરવામાં આવનાર છે, અને સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બારોનેટ સાહેબે રૂ. ૧૦૦૦, મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળાના સાહેબજાદાઓએ રૂ. ૧૦૦૦, શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ રૂ. ૫૦૦ ની ભેટ કરી છે. તેજ પ્રમાણે બાઈ મેહેરબાઈ તે શેઠ હોરમસજી એદલજી આલબલેસનાં ધણીઆણીએ રૂ. ૧૦૦૦ ની અક્ષેશ એક કુવો બાંધવા કરી છે, તેમજ બાઈ ગુલબાઈ મનચેરજી મર્જબાનજીએ આ દોખમાને માટે નજદીક પચીસ એકરની જગાનો કડકો કે જ્યાં આપણે હાલમાં ઉભાં છીએ, તે જગા રૂ. ૧૦૦૦ ની કીમતે ખરીદ કરેલો છે, તે ભેટ આપવાને કબુલ કર્યું છે. એ ઉપ્રાંત નાની નાની બીજી ઘણીએક રકમોની જુદાં જુદાં બાનુઓ તથા ગ્રહસ્થોએ મદદ કરી, આ ધર્મનાં કામને ઉતેજન આપી સવાબનો હબેરો હાંસલ કર્યો છે.

એ અંજુમન પત્ર વંચાયા બાદ લાનોલીના જરથોસ્તીઓ તરફથી શેઠ ડોસાભાઈ ડ્રાઈવરે ખાન બાહાદુર મનચેરજીને એક માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, તથા અંજુમન તરફથી તેઓને, શેઠ શાવકશાહ કાવસજી એડનવાળાને, દસ્તુર કેખશરૂ જામાસપજી, પુનાવાળા દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાનને, તથા લાનોલીના દસ્તુર

---

1 જામે જમશેદ, તા૦ ૨૬ મી ડીસેમબર ૧૯૦૧.

જામે જમશેદ, તા૦ ૩૦ ડીસેમ્બર.

2 દોખમાના તાણાને લગતી ક્રીયા ત્રણ મરતબે કરવામાં આવી હતી. પહેલી. કોડાળી મારી પાયો ખોદવાની હતી. બીજી તાણાની ને ત્રીજી દોખમાની હતી. આ માહેલી પહેલી ક્રીયા લાનોલી ખાતે રોજ ૧૯ મો માહા ૩ જે શેહેનશાહી સને ૧૨૭૧ ને દીને લાનોલીના દસ્તુર દારાબજીએ દોખમાની જમીનની હમેશાની પેઠે અલાહેદી હદ કરવા માટે કોડાળી મારવાની કરી હતી, એ કોડાળી મારવા આગમજ તે જગ્યા ઉપર ૯ 'બાજ' ધરવામાં આવી હતી, અને ૯ 'બાજ' ની ક્રીયા પુરી થવા પછી ત્યાંના પંથકીએ પેવન કરી. પોતાના હાથમાં કોડાળી પકડી સરોશબાજ "અશોહ" સુધી પઢીને બાજમાં દસ્તુરી પઢવા પછી ૨૧ "અહુનવર" પઢતાં, કોડાળી મારી જમીનને ખોદી બાજ મેલી હતી. ઉપલું કામ થવા પછી તાણાંને માટે પાયો ખોદી નાંખવામાં આવ્યો હતો, જે તાણાની ક્રીયા આજે સવારના ૮॥ કલાકને સુમારે ઉપર જણાવ્યા પ્રમાણે શરૂ થઇ હતી, જેમાં બે દસ્તુરોએ બાજ સુધી કુસતી કરી જામો પીછોડી પહેરી પેવન સાથે સરોશ બાજ "અશોહ" સુધી લઈ દસ્તુરી પઢી હતી જે પછી પાંચ મોટા ખીલાઓ માંહેલો એક મણનો એક મોટો ખીલો અને બીજા અરધા અરધા મણના ચાર ખીલા તાણાના ચરખામાં વચાના કલામો પઢવા સાથે ઠોકયા હતા. બીજા એક મણના ૩૬ ખીલાઓ યથાના કલામો સાથે અગની ખુણે મારયા હતા એ પ્રમાણે ઇશાન ખુણા સુધીની ચારે બાજુએ ઉપર પ્રમાણેના ચારે ખુણાં પુરાં કરયાં હતાં. જે બાદ સુતરનો ૧૦૧ તારનો દડો પાક પાણીથી ધોઇને ઉપર જણાવેલા ખીલાઓમાં ક્રીયા કરનાર મોબેદોએ તાણાના કાયદા પ્રમાણે ત્રણ મરતબે ભેરવ્યા હતા, જે બાદ બાજ મુકવા પછી તાણાની ક્રીયા બરાબર ૧૧ કલાકે પુરી થઇ હતી.

**તખ્તી.**

"શ્રી દાદાર હોરમજદની મદદ હોજો.

"આએ સગડી મુંબઈવાસી પારસી શેઠ દોરાબજી "દીનશાહજી એડનવાળાએ પોતાના મરહુમ ભાઇ શેઠ કાવસજી "દીનસાહજીનાં પુનને સારૂ શ્રી લાનોલીના દોખમાના "સંબંધમાં બંધાવી છે—એ સગડીનો પાયો રોજ મેહેર "માહા તેસતર તીર વજદ શેહેનશાહી માહા અમરદાદ કદમી "સને ૧૨૭૧ યજદેજરદી. તારીખ ૨૯ મી ડીસેમ્બર ૧૯૦૧ "ને દીવસે નાખ્યો છે."

દારાબજી હોરમજજી મેહરજીરાણાને શેઆલો હોરાડવામાં આવી હતી. જે પછી શેઠ દોરાબજી દીનશાહજી એડનવાળાને ખર્ચે દોખમાની સામે બંધાનારી સગડીનો પાયો ખાન બાહદુર મનચેરજી મર્ઝબાને નાખ્યો હતો અને સર્વે લોક વીખરાઇ ગયાં હતાં.

---

તા૦ ૩૦ મી ડીસેમબર.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

શેઠ મનચેરજી નશરવાનજી રૂસ્તમફરામનાએ પોતાના બેટા મરહુમ શેઠ ફીરોજશાહની યાદગારી માટે અજમેર મધે જરથોસ્તી મુસાફરોના ઉતારાને માટે એક મકાન તથા સરઅવસરે વાપરવાનો એક હૉલ ત્યાંની મરહુમ શેઠ નવરોજજી રૂસતમજી કલીઆણીવાળાની દરેમેહરના કંપાઉંડમાં બંધાવી આજ દીને જશન કરી ખોલ્લાં મુક્યાં હતાં. જશનની ક્રિયા પુરી થવા બાદ અંજુમનના સરનશીન શેઠ કુવરજી નવરોજજી કલીઆંણીવાળાએ એક ભાષણ કરી શેઠ મનચેરશાહનો ઉપકાર માન્યો, તથા તેમને માટે મોકલવાનું માનપત્ર સેક્રેટરી શેઠ પેસતનજી ફરદુનજી દેવાને વાંચી સંભલાવ્યું. તેના જવાબમાં શેઠ મનચેરશાહના બેશી શેઠ નશરવાનજી મનચેરજી મેહતાએ અંજુમનનો ઉપકાર માન્યો હતો. શેઠ મનચેરશાહે એક પત્ર લખી રૂ. ૨૦૦) અંજુમનનાં ફંડમાં મોકલી મરહુમ બેટા ફીરોજશાહની યાદગારીમાં ખાતું પાડી તેનાં વ્યાજમાંથી દર વર્ષે એ મરહુમની વર્સીને દીને જશન કરવાને અરજ કીધી હતી, જે ઉપકાર સાથે સ્વીકારી મીજલસ બરખાસ્ત થઇ હતી.[1]

---

૧ જામે જમશેદ, તા૦ ૬ જાનેવારી ૧૯૦૨.

*** આ ધર્મશાળામાં નીચે મુજબ તખ્તી મારેલી છે:

"પાક દાદાર અહુરમજદની મદદ હોજો."

"મુંબઇવાલા શેઠ મનચેરશા નશરવાનજી રૂસ્તમફરા-
"મનાએ પોતાના માતુશ્રી મરહુમ બાઇ બચુબાઇ તે મ.
"શેઠ મેહેરવાનજી ન. જસાવાલાના બેટી."

"જનમ રોજ ૧૪ મા. ૧૦ કદમી ય. સ. ૧૧૯૫, મરણ
"રો. ૧૫ મા. ૫ કદમી. ય. સ. ૧૨૬૮. ઉ. વ. ૭૩."

"વાળીઆની અશો બાનુ સુનાબાઇ (બચુબાઇ) તે
"પુનાવાલા મ. શેઠ ખરશેદજી જં. ચીનાઇના બેટી."

"જ. રો. ૨૧ મા. ૧ ક. ય. સ. ૧૨૨૧ મ. રો. ૨૯
"મા. ૨ ક. ય. સ. ૧૨૬૮ ઉ. વ. ૪૭."

"પ્રિય પુત્ર ફીરોઝશાહ—(મ. સુનાબાઇનો બેટો.)"

"જ. રો. ૨૬ મા. ૧ ક. ય. સ. ૧૨૫૨ મ. રો. ૧૭
"મા. ૫ ક. ય. સ. ૧૨૭૦ ઉ. વ ૧૮."

"પ્રિય પુત્ર ફરામરોઝ—(મ. સુનાબાઇનો બેટો.)"

"જ. રો. ૨૧ મા. ૨ ક. ય. સ. ૧૨૫૪ "મ. રો.
"૧૩ મા. ૧ ક. ય. સ. ૧૨૬૯ ઉ. વ. ૧૫."

"એ વાહલાંઓના પુણ્ય માટે મરહુમ બેટા ફીરોઝશાહ
"(રાજપુતાના) શ્રી જેપુરમાં "બેહેસ્તનશીન થયા તેઓનાં
"બાકી તનને શ્રી અજમેરના દુખમામાં ચઢાવ્યું તેવાણની
"વર્સીની પવિત્ર યાદમાં આ હૉલ તથા મુસાફરખાનું ફુલ
"જરથોસ્તીઓના વપરાસને માટે પોતાના ખરચે બંધાવી
"(ફરનીચર સાથે) શ્રી અજમેરની જ. અંજુમન કઢાવેલા
"ટ્રસ્ટી સાહેબોના સ્વાધીનમાં આપ્યું છે. રો. ૧૭. માં.
"૪. રો. માં. ૫. ક. ય. સ. ૧૨૭૧. તા૦ ૩૦ ડીસેમ્બર
"ઈ. સ. ૧૯૦૧."

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

આ વર્ષમાં યાને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૯૦૧ સુધીમાં મુંબઇના પારસીઓમાં **૧૧૪૫** જન્મ થયાં હતાં.

એજ વર્ષમાં મુંબઈ મધે પારસીઓમાં **૩૭૯** જોડાંનાં લગ્ન તથા **૨૨** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **લગન—** | ૬ થી ૧૦ વર્ષનાં... | ૦ | ૧* | ૧ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં... | ૧ | ૩૧ | ૩૨ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં... | ૧૪ | ૧૪૮ | ૧૬૨ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં... | ૧૧૨ | ૧૪૬ | ૨૫૮ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૧૨૮ | ૪૩ | ૧૭૧ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૮૪ | ૮ | ૯૨ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૨૬ | ૧ | ૨૭ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૧૦ | ૦ | ૧૦ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૩ | ૧† | ૪ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં... | ૦ | ૦ | ૦ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં... | ૧‡ | ૦ | ૧ |
| | | ૩૭૯ | ૩૭૯ | ૭૫૮ |
| **ગગરનાં—** | ૧૧ થી ૧૫ વર્ષનાં... | ૦ | ૧ | ૧ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં... | ૦ | ૦ | ૦ |
| | ૨૨ થી ૨૫ વર્ષનાં... | ૧ | ૮ | ૯ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં... | ૧ | ૭ | ૮ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં... | ૭ | ૫ | ૧૨ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં... | ૩ | ૧ | ૪ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં... | ૩ | ૦ | ૩ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં... | ૫ | ૦ | ૫ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં... | ૦ | ૦ | ૦ |
| | ૫૬ થી ૬૦ વર્ષનાં... | ૦ | ૦ | ૦ |
| | ૬૧ થી ૬૫ વર્ષનાં... | ૨§ | ૦ | ૨ |
| | | ૨૨ | ૨૨ | ૪૪ |

* એ એક ૯) વર્ષની છોકરી હતી.

† એ ૪૬) વર્ષની કુંવારી ૬૦ વર્ષનાં બીજવર સાથે.

‡ એ એક ૬૦) વર્ષનો બીજવર ૪૬) વર્ષની કુંવારી સાથે.

§ એક ૬૩) તથા બીજો ૬૧) વર્ષનો ૩૬) તથા ૩૧) વર્ષની રંડાયલી સાથે.

એજ વર્ષમાં મુંબઇ મધ્યે પારસીઓમાં નીચે મુજબ-ની વીગતે ૧પર૯ મરણ નીપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં ... ... | ૪૭ | ૪૩ | ૯૦ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં ... | ૩૮ | ૨૬ | ૬૪ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં ... | ૯૩ | ૮૯ | ૧૮૨ |
| ૧ થી ૫ વર્ષનાં ... ... | ૯૧ | ૯૭ | ૧૮૮ |
| ૬ થી ૧૦ વર્ષનાં ... ... | ૨૧ | ૨૧ | ૪૨ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં ... ... | ૫૫ | ૬૯ | ૧૨૪ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં ... ... | ૯૨ | ૮૪ | ૧૭૬ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં ... ... | ૭૫ | ૫૮ | ૧૩૩ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં ... ... | ૭૧ | ૫૪ | ૧૨૫ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં ... ... | ૬૪ | ૭૨ | ૧૩૬ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં ... ... | ૯૦ | ૬૭ | ૧૫૭ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં ... ... | ૩૫ | ૩૭ | ૭૨ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં ... ... | ૧૦ | ૨૦ | ૩૦ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં ... ... | ૫ | ૪ | ૯ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં ... ... | ૦ | ૧§ | ૧ |
| | ૭૮૭ | ૭૪૨ | ૧૫૨૯ |

એ ૧૫૨૯ મરણ નીચલા લતાઓપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા ... ... | ૯ | મટુંગા ... ... | ૨ |
| કોટ ... ... ... | ૩૮૨ | સીમ... ... ... | ૧ |
| ધોબીતળાવ... ... | ૨૮૨ | માહીમ ... ... | ૮ |
| કરેલવાડી (ઠાકોરદ્વાર) | ૨૬ | વાંદરા ... ... | ૩૯ |
| ગીરગાંમ ... ... | ૩૭ | અંધેરી ... ... | ૧ |
| ચોપાતી ... ... | ૨૫ | સાંતાક્રુઝ ... ... | ૧ |
| ખંડેરાડ ... ... | ૫૦ | કુરલા ... ... | ૧ |
| તારદેવ ... ... | ૩૦ | વેસાવા ... ... | ૧ |
| ગોવાલીઆ ... ... | ૧૩ | વસઇ ... ... | ૧ |
| ખંબાલા ... ... | ૧૨ | માલવની ... ... | ૧ |
| વાલકેશ્વર ... ... | ૧૦ | ઉરન ... ... | ૨ |
| માહેરકોટ ... ... | ૧૧૦ | સર જ. જી. હારપીટલ. | ૨૧ |
| ભેંતવાડી ... ... | ૧૩૫ | મોટલાંબાઇ હારપીટલ. | ૧૮ |
| નલબજાર ... ... | ૧૭ | આલબ્લેસ હારપીટલ. | ૧૨ |
| કામાઠીપુરા ... ... | ૨ | કામા હારપીટલ ... | ૨ |
| મેઢાંકી ... ... | ૧૨ | ગોકળદાસ હારપીટલ. | ૪ |
| ઉમરખાડી ... ... | ૧ | દીનશાહજી પીટીટ હારપીટલ ... | ૨ |
| ભીંડીબજાર ... ... | ૭ | પારસી હારપીટલ ... | ૫૭ |
| ભાએખલા ... ... | ૬ | મોદીખાના હારપીટલ. | ૩૨ |
| મજગામ ... ... | ૫૮ | કોટની એલાહેદી છાવણી ... ... | ૧ |
| પરેલ ... ... | ૫૦ | પારસી સુવાવડખાનું. | ૩૫ |
| શીંચપોગલી... ... | ૪ | | |
| દાદર... ... ... | ૫ | | |
| નાએગાંમ ... ... | ૪ | | |
| | | | ૧૫૨૯ |

§ એ એક ૧૦૨ વર્ષની ઓરત હતી.

એ ૧૫૨૯ મરણ નીચલાં કારણોથી નીપજ્યાં હતાં:—

| | | |
|---|---|---|
| તાવ ... ... ... | ૧૫૧ | |
| મરકી ... ... | ૨૪૮ | |
| ગાનતંતુને લગતાં દરદો | ૨૦૨ | |
| ફેફસાંને લગતાં દરદો. | ૧૯૩ | |
| લોહી વીકાર ... | ૪૬ | |
| ખફી... ... ... | ૬૨ | |
| જલંદર ... ... | ૮ | |
| શીતલા ... ... | ૦ | |
| ગોવરૂં ... ... | ૧ | |
| કાલેરા ... ... | ૬ | |
| મરડો ... ... | ૩૬ | |
| પેટ ... ... ... | ૭૭ | |
| છુપા ભાગને લગતાં દરદો ... ... | ૧૩ | |
| પીસાબને લગતાં દરદો. | ૩૩ | |
| ચામડીને લગતાં દરદો. | ૧૩ | |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ... | ૯ | |
| આંખ કાનનાં દરદો. | ૧ | |
| તરતનાં જન્મેલાં ... | ૯૦ | |
| જહરી તથા નાકોવતી. | ૧૪૫ | |
| આપઘાત ... ... | ૧૨* | |
| હોનારત. અકસમાત વગેરે ... ... | | ૧૨† |
| (૮ ડુબી જઇને. ૪ ઝેહર ખાઇને.) (૪ કપડાં સલગી જવાથી ૨ બારીએથી પડી જવાથી. ૨ ભુલમાં ઝેહેર લીધાથી. ૧ આગગાડી તલે આવી જવાથી. ૧ ટ્રામવે તલે આવી જવાથી. ૧ ગાડી તલે આવી જવાથી. ૧ દરીયામાં નાહતાં.) | | |
| બીજાં દરદો... ... | | ૧૭૦ |
| (૩૩ તાવને લગતાં. ૧૮ પાંચનશકિતને લગતાં. ૬૯ છાતીને લગતાં.) | | |
| નહિ જણાયલાં કારણો. | | ૧ |
| | | ૧૫૨૯ |

આગલે વર્ષમાં નાદારીની અરજી ૩૯).

* એ ૧૨) આપઘાતો ૧૦) પુરૂષ અને ૨) સ્ત્રીઓએ કીધા હતા. પુરૂષોમાં એક ૧૮) વર્ષના વિદ્યાર્થીએ માએ ધમકાવ્યાથી. એક ૬૬) વર્ષના શેર દલાલે મગજની અસ્થિર હાલતમાં, એક ૪૭) વર્ષના શેર દલાલે, એક ૨૩) વર્ષના ફીટરે તથા એક ૨૫) વર્ષના વારસે માંદગીથી કંટાલી, અને એક ૨૪) વર્ષના ડ્રાફ્ટસમેને માએ તથા ભાઇ મરી જવાના ગમમાં ડુબી જઇને. એક ૩૫) વર્ષના કંપાઉંડરે કરજને લીધે, એક ૨૩) વર્ષના દલાલે તથા એક ૪૦) વર્ષના બજાર સપલાયરે માંદગીથી કંટાલી, તથા એક ૩૦) વર્ષના કંપાઉંડરે બેકારીને લીધે નાસીપાસ થઇ ઝેહર ખાઇને આપઘાતો કીધા હતા. સ્ત્રીઓમાં એક ૫૫) વર્ષનીએ મગજની અસ્થિર હાલતમાં દરીયામાં પડીને, તથા એક ૧૩) વર્ષની છોકરીએ મમાઈ મરી જવાના ગમમાં કુવામાં પડીને આપઘાતો કીધા હતા.

† હોનારતથી મરણ પામેલાં ૧૨) જણામાં ૯) પુરૂષ અને ૩) સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૬૦) વર્ષનો પારસી નોકર ધુમ ગાડી તલે આવી જવાથી, એક ૬૦) વર્ષનો બબરચી ઉંઘમાં બારીએથી રસ્તામાં પડી જઇ, એક છ વર્ષનો છોકરો બારી આગલ રમતાં રસ્તામાં ઉકલાઇ જવાથી, એક ૩૮) વર્ષનો મોબેદ ભુલમાં કુવીનાઇને બદલે ઝેહરનું પડીકું ખાધાથી, એક ૨૧) વર્ષના વિદ્યાર્થીએ ભુલમાં સલફ્યુરીક આસીડ પીધાથી, એક ૨૫) વર્ષનો ઘરાની ત્રાંસમાંથી ઉતરતાં પડી જવાથી માથું ભાગાથી, એક ૧૦) વર્ષનો છોકરો આગગાડીમાંથી ઉતરતા જતાં પાટા તલે આવી જવાથી, એક ૫) વર્ષનો છોકરો ફટાકે સલગી જવાથી, અને એક ૨૪) વર્ષનો જવાન દરીયામાં નાહતાં ગાડીમાં ખમ ભરાવાથી સખતોમજામું ખોહી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એક ૨૧) તથા બીજી ૧૯) અને ત્રિજી ૩) વર્ષની અકસ્માત કપડાં સલગી જવાથી મરણ પામી હતી.

| તારીખ. | ઉઠમણું કોણનું. | રકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૦ યઝદેઝરદી. સને ૧૯૦૧ ઇસવી. | | | | ૧૯૦૧. તારીખ. |
| રોજ ૧૯ માહ ૪ (શે૦), તા૦ ૧ લી જાનેવારી. | શેઠ ફીરોજશાહ મનચેરશાહ નશરવાનજી રૂસ્તમફરામ. | ૧૧૦૧ | તેમના બાવાએ. | રાસ્ત ગોફતાર, ૧૩—૧ |
| ,, ૨૧ ,, ૪ (શે૦), તા૦ ૩ જી ,, | ,, નાનાભાઇ ધનજીભાઇ અનાજી. | ૧૦૦૦ | સર દીનશાહજી માણેકજી પીટીટ. | જામે જમશેદ, ૪—૧ |
| ,, ૨૨ ,, ૪ (શે૦), તા૦ ૪ થી ,, | બાઇ બાઇમાએ તે કાવશજી દાદાભાઇ બહમનજી દારૂવાલાનાં ધણીઆણી. | ૯૦૬ | તેમના ખેશીઓએ. | ,, ,, , ૨૬—૧ |
| ,, ૨૮ ,, ૫ (શે૦), તા૦ ૧૦ મી ,, | શેઠ દાદીભાઇ માણેકજી લીમજી. | ૫૭૦૦ | પોતાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૧૬—૧ |
| ,, ૪ ,, ૫ (શે૦), તા૦ ૧૬ મી ,, | ,, દીનશાહજી દાદાભાઇ દીવેચા. | ૮૬૦ | ખેશીઓએ. | ,, ,, , ૨૩—૧ |
| ,, ૭ ,, ૫ (શે૦) તા૦ ૧૯ મી ,, | શેઠ કુવરજી પેસતનજી કામા. | ૫૦૬ | ખેશીઓએ. | ,, ,, , ૨૧—૧ |
| ,, ૮ ,, ૫ (શે૦), તા૦ ૨૦ મી ,, | ,, ખરશેદજી દોરાબજી ગાંધી. | ૩૨૭૨ | પોતાની પુંજીમાંથી રૂ.૨૫૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૧૮—૨ |
| ,, ૮ ,, ૫ (શે૦), તા૦ ૨૦ મી ,, | એમ૦ માણેકજી ખરશેદજી દેરડી. | ૧૨૪૦ | ખેશીઓએ. | ,, ,, , ૨૪—૧ |
| ,, ૯ ,, ૫ (શે૦), તા૦ ૨૧ મી ,, | ,, ધનજીભાઇ નશરવાનજી ફરામજી તંબોલી (નવસારી). | ૬૭૫ | ખેશીઓએ. | મુંબઇ સમાચાર, ૨૬—૧ |
| ,, ૧૦ ,, ૫ (શે૦), તા૦ ૨૨ મી ,, | ,, સોરાબજી એદલજી દુબાશ. | ૬૪૦ | ખેશીઓએ. | અખબારે સોદાગ૦, ૨૮—૧ |
| ,, ૧૧ ,, ૫ (શે૦), તા૦ ૨૩ મી ,, | બાઇ જાઇજી તે શેઠ નવરોજજી એદલજી ગજદરનાં વીધવા (ગંદેવી). | ૨૦૦૦ | દીકરા અને ખેશીઓએ. | જામે જમશેદ, ૨૪—૧ |
| ,, ૧૨ ,, ૫ (શે૦), તા૦ ૨૪ મી ,, | શેઠ મેહરાંમજી જમશેદજી રાણા (નવસારી). | ૬૫૧ | | મુંબઇ સમાચાર. ૨૬—૧ |
| ,, ૨૧ ,, ૫ (શે૦), તા૦ ૨ જી ફેબરવારી. | બાઇ આવાંબાઇ તે શેઠ કાવશજી બેજનજી આલઅલેસનાં વીધવા. | ૧૨૬૫૮ | પોતાની પુંજીમાંથી રૂ.૯૦૦૦) અને ખેશીઓએ. | જામે જમશેદ, ૫—૨ |
| ,, ૨૪ ,, ૫ (શે૦), તા૦ ૫ મી ,, | બાઇ દીનબાઇ તે સરદાર ખા. બા. દસ્તુર નશરવાંનજી જામાસ્પજી જામાસ્પઆશાનાનાં વીધવા. | ૮૦૧ | ખેશીઓએ. | ,, ,, , ૯—૨ |
| ,, ૧ ,, ૬ (શે૦), તા૦ ૧૨ મી ,, | શેઠ નશરવાંનજી પેસતનજી ડુંગાજી (ભરૂચ). | ૧૮૭૩ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૧૪—૨ |
| ,, ૨ ,, ૬ (શે૦), તા૦ ૧૩ મી ,, | બાઇ ડોસીબાઇ તે ડા૦ ખરશેદજી ફરામજી ખોરીનાં વીધવા. | ૧૬૫૧ | પોતાની પુંજીમાંથી રૂ.૭૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૧૯—૨ |

| તારીખ. | ઉઘરાણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૦ યજદેજરદી. સને ૧૯૦૧ ઇસવી. | | | | ૧૯૦૧. તારીખ. |
| રોજ ૪ માહ ૬ (શે૦), તા૦ ૧૫ મી ફેબ્રુઆરી. | બાઈ સુનાંબાઈ તે નાનાભાઈ જમશેદજી ટથીકનાં વીધવા. | ૧૭૨૨ | ખેશીઓએ. | જામે જમશેદ, ૧૮— ૨ |
| ,, ૪ ,, ૬ (શે૦), તા૦ ૧૫ મી ,, | ખા. બા. જહાંગીરજી પેસતનજી વકીલ. | ૫૦૨૬ | (૧) | ,, ,, , ૧૮— ૨ |
| ,, ૫ ,, ૭ (શે૦), તા૦ ૧૬ મી ,, | બાઈ શેહરબાનુ તે અસપંદીઆર કેખશરૂ કરાંનીનાં ધણીઆંણી. | ૧૯૬૮ | ખાવીંદે રૂ.૧૦૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૧૯— ૨ |
| ,, ૧૯ ,, ૬ (શે૦), તા૦ ૧ લી માર્ચ. | બાઈ મીઠાંબાઈ તે રૂસતમજી હોરમજજી લાકડાંવાલાનાં વીધવા (સુરત). | ૧૧૨૪ | ખેશીઓએ. | ,, ,, , ૫— ૩ |
| ,, ૨૪ ,, ૬ (શે૦), તા૦ ૭ મી ,, | શેઠ બેજનજી હોરમજજી મીસ્ત્રી. | ૯૦૧ | ખેશીઓએ. | ,, ,, , ૧— ૪ |
| ,, ૫ ,, ૭ (શે૦), તા૦ ૧૮ મી ,, | ,, કાવસજી કુવરજી ભાભા. | ૧૦૨૮ | ખેશીઓએ. | ,, ,, , ૨૫— ૩ |
| ,, ૭ ,, ૭ (શે૦), તા૦ ૨૦ મી ,, | બાઈ ભીખાઈજી તે મરહુમ શેઠ શાપુરજી નવરોજજી બંગાલીનાં વીધવા. | ૨૭૦૦ | દીકરાની પુંજીમાંથી રૂ.૨૦૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૨૧— ૩ |
| ,, ૭ ,, ૭ (શે૦), તા૦ ૨૦ મી ,, | બાઈ પીરોજબાઈ તે શેઠ મેહરવાનજી એદલજી ચીનાઈનાં વીધવા. | ૪૭૪૦ | બેહને રૂ.૩૦૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૨૫— ૩ |
| ,, ૧૨ ,, ૭ (શે૦), તા૦ ૨૫ મી ,, | શેઠ નશરવાનજી પેસતનજી દુબાશ. | ૩૫૯૦ | પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦૦) તથા ખેશીઓએ. | ,, ,, , ૧૫— ૪ |
| ,, ૨૧ ,, ૭ (શે૦), તા૦ ૩ જી એપ્રીલ. | બાઈ હીરાંબાઈ તે શેઠ રતનજી મેહરવાનજી શરાફનાં બેટી. | ૫૦૦ | મરહુમના બાવાએ. | મુંબઈ સમાચાર, ૩૦— ૫ |
| ,, ૧ ,, ૮ (શે૦), તા૦ ૧૩ મી ,, | શેઠ બહમનજી નશરવાનજી ચીનાઈ (સીકંદરાબાદ). | ૧૧૨૯૯ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦૦) અને ખેશીઓએ. | જામે જમશેદ, ૧૬— ૪ |
| ,, ૭ ,, ૮ (શે૦), તા૦ ૧૯ મી ,, | શેઠ ફરામજી નાનાભાઈ બાઇસ (સોલાપોર). | ૫૮૧ | પોતાની પુંજીમાંથી તથા ખેશીઓએ. | ,, ,, , ૨૫— ૪ |
| ,, ૨૧ ,, ૮ (શે૦), તા૦ ૩ જી મેએ. | બાઈ તેહમીના તે ડા૦ બરજોરજી પીરોજશાહ કરાંણીના ધણીઆંણી. | ૨૯૬૦ | બાબાપે રૂ.૨૦૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૧૩— ૫ |
| ,, ૨૨ ,, ૮ (શે૦), તા૦ ૪ થી ,, | એ૦ દાદાભાઈ કાવસજી મસાંની (નવસારી). | ૨૭૫૨ | પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૧) અને ખેશીઓએ. | ,, ,, , ૬— ૫ |
| ,, ૨૩ ,, ૮ (શે૦), તા૦ ૫ મી ,, | બાઈ ગુલબાઈ તે ખા. બા. દાદાભાઈ હોરમજજી દુબાશનાં વીધવા. | ૭૨૦૧ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦૦) અને ખેશીઓએ. | ,, ,, , ૭— ૫ |
| ,, ૨૫ ,, ૮ (શે૦), તા૦ ૭ મી ,, | સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ. | ૧૧૪૦૫૧ | (૨) | મુંબઈ સમાચાર, ૮— ૫ |
| ,, ૨૬ ,, ૮ (શે૦), તા૦ ૮ મી ,, | બાઈ બચુબાઈ તે મેહરવાનજી મનચેરજી મુડવેવાળાનાં ધણીઆંણી. | ૨૮૪૬ | ખેશીઓએ. | જામે જમશેદ, ૧૪— ૫ |

૧. જુઓ પાનું ૯ મું.          ૨. જુઓ પાનું ૩૦ મું.

| તારીખ. | ઉઠમણું કોણનું. | હુકમ રૂપીયા. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૦ યજદેજરદી. સને ૧૯૦૧ ઇસવી. | | | | ૧૯૦૧. તારીખ. |
| રોજ ૫ માહ ૯ (શે૰), તા૰ ૨૭ મી મેએ. | બાઇ રતનબાઇ અરદેશર સુખીઆ. | ૧૦૬૫ | પોતાની પુંજીમાંથી રૂ૫૦૫) અને ખેરીઓએ. | જામે જમશેદ, ૧૫— ૭ |
| ,, ૮ ,, ૯ (શે૰), તા૰ ૨૦ મી ,, | શેઠ સોરાબજી હોરમસજી ખાન, ઝવેરી. | ૭૬૭૩ | પોતાની પુંજીમાંથી રૂ.૬૦૦૦). | ,, ,, , ૨૨— ૫ |
| ,, ૨૦ ,, ૯ (શે૰), તા૰ ૧ લી જુન. | ,, અરદેશર બહમનજી કુપર અથવા પાઘડીવાળા. | ૫૩૧ | પોતાની પુંજીમાંથી અને ખેરીઓએ. | ,, ,, , ૪— ૬ |
| ,, ૮ ,, ૧૦ (શે૰), તા૰ ૧૯ મી ,, | બાઇ માણેકબાઇ તે શ. એ. એરવદ જીવણજી જમશેદજી મોદીનાં બેટી. | ૧૫૦૪ | એમાંના રૂ.૧૩૭૬) એવણના જનમથી દર માસે રૂ.૫) એવણના પીતાએ એકઠા કરેલા. | ,, ,, , ૨૨— ૬ |
| ,, ૮ ,, ૧૦ (શે૰), તા૰ ૧૯ મી ,, | બાઇ નાલીબાઇ તે મેહેરવાનજી નાનાભાઇ મેહતાનાં ધણીઆંની (નવસારી અને કલકતા). | ૪૬૪૭ | ખેરીઓએ. | અખબારે સોદા૰, ૨૧— ૮ |
| ,, ૧૮ ,, ૧૦ (શે૰), તા૰ ૨૯ મી ,, | શેઠ પેશતનજી શોરાબજી મસાંની. | ૫૨૫ | ખેરીઓએ. | જામે જમશેદ, ૧— ૭ |
| ,, ૧૯ ,, ૧૦ (શે૰), તા૰ ૩૦ મી ,, | બાઇ વીરબાઇજી તે શેઠ દીનશાહ દોરાબજી માજુનાં ધણીઆંની. | ૬૩૫ | ખેરીઓએ. | ,, ,, , ૩— ૭ |
| ,, ૨૩ ,, ૧૦ (શે૰), તા૰ ૪ થી જુલાઇ. | ,, મેહરબાઇ તે શેઠ અરદેશર હોરમજજી વાડીઆનાં વીધવા (પુણા). | ૫૦૫૦ | ફરજંદોએ. | મુંબઇ સમાચાર, ૬— ૭ |
| ,, ૩ ,, ૧૧ (શે૰), તા૰ ૧૪ મી ,, | બા. બા. જમશેદજી ફરામજી પાલખીવાળા. | ૧૧૨૫ | પુંજીમાંથી રૂ.૭૦૦) અને ખેરીઓએ. | જામે જમશેદ, ૨૬— ૮ |
| ,, ૮ ,, ૧૧ (શે૰), તા૰ ૧૯ મી ,, | બાઇ રતનબાઇ તે શેઠ દોરાબજી રાનજીભાઇ કરંજીઆનાં વીધવા. | ૬૭૪ | ખેરીઓએ. | ,, ,, , ૨— ૮ |
| ,, ૧૦ ,, ૧૧ (શે૰), તા૰ ૨૧ મી ,, | શેઠ હોરમજજી બહમનજી દાંતરા. | ૪૭૦૨ | દીકરાએ રૂ.૨૦૦૦) અને ખેરીઓએ. | ,, ,, , ૨૪— ૭ |
| ,, ૨૧ ,, ૧૨ (શે૰), તા૰ ૩૧ મી આગસ્ટ. | બાઇ શીરીનબાઇ તે શેઠ પીરોજશાહ કુંવરજી ઉમરીગરનાં ધણીઆંની. | ૧૪૭૪ | ખાવંદ તથા ખેરીઓએ. | ,, ,, , ૬— ૯ |
| ,, ૨૨ ,, ૧૨ (શે૰), તા૰ ૧ લી સપટેમ્બર. | એ૰ મનચેરજી ખરશેદજી પાવરી (નવસારી). | ૧૩૮૨ | ખેરીઓએ. | ,, ,, , ૩— ૯ |
| યજદેજરદી સને ૧૨૭૧. | | | | |
| રોજ ૧૩ માહ ૧ (શે૰), તા૰ ૨૭ મી સપટેમ્બર. | બાઇ ધનબાઇ તે મરહુમ શેઠ દારાશાહ રૂસતમજી દલાલનાં બેટી. | ... | (૧) | ,, ,, , ૩૦— ૯ |
| ,, ૧૬ ,, ૧ (શે૰), તા૰ ૩૦ મી ,, | શેઠ હોરમજજી બમનજી પટેલ. | ૧૪૨૯ | માતપીતા અને ખેરીઓએ. | ,, ,, , ૨—૧૦ |

૧. જુઓ પાનું ૪૨ મું.

| તારીખ. | ઉઠામણું કોણનું. | રકમ રૂપીઆ. | આપનાર. | આધાર. |
|---|---|---|---|---|
| સને ૧૨૭૧ યજદેજરદી. સને ૧૯૦૧ ઇસવી. | | | | |
| રોજ ૧૬ માહ ૧ (શે૦), તા૦ ૩૦ મી સપટેમ્બર. | શેઠ શાપુરજી ફરામજી તંબોલી (નવસારી). | ૮૦૦ | પોતાની પુંજીમાંથી ને બેશીઓએ. | મુંબઇ સમાચાર, ૧—૧૦ |
| ,, ૨૨ ,, ૧ (શે૦), તા૦ ૬ ઠી અકટોબર. | ,, ધનજીશાહ દાદાભાઇ મુનસફ (ભરૂચ). | ૨૨૦૦ | બેશીઓએ. | જામે જમશેદ, ૯—૧૦ |
| ,, ૨૭ ,, ૧ (શે૦), તા૦ ૧૧ મી ,, | બાઇ નવાજબાઇ તે આ૦ દારાબજી કાવસજી મસાંનીનાં બેટી (નવસારી). | ૬૦૮ | બેશીઓએ. | ,, ,, ૧૪—૧૦ |
| ,, ૨૭ ,, ૧ (શે૦), તા૦ ૧૧ મી ,, | શેઠ હીરજીભાઇ જાંગીરજી રેડીમની. | ૪૮૦૨ | બેશીઓએ. | અખબારે સોદા૦ ૧૬—૧૦ |
| ,, ૨૮ ,, ૧ (શે૦), તા૦ ૧૨ મી ,, | ,, નાદરશાહ દાદાભાઇ ભેદવાર (પુણા). | ૧૦૦૦ | બાબાપે રૂ.૬૦૦) અને બેશીઓએ. | જામે જમશેદ, ૧૮—૧૦ |
| ,, ૨૯ ,, ૧ (શે૦), તા૦ ૧૩ મી ,, | બાઇ ગુલબાઇ તે શેઠ જીવણજી જામાસપજી મીસ્રીનાં ધણીઆંની. | ૧૯૮૯ | પોતાની પુંજીમાંથી રૂ.૧૦૦૦ અને બેશીઓએ. | ,, ,, ૨૨—૧૦ |
| ,, ૧૧ ,, ૨ (શે૦), તા૦ ૨૪ મી ,, | શેઠ કુવરજી દોરાબજી માણુ. | ૧૬૯૪ | બેશીઓએ. | ,, ,, ૩૦—૧૦ |
| ,, ૧૪ ,, ૨ (શે૦), તા૦ ૨૮ મી ,, | ,, અરદેશર ફરામજી હોરમજજી મજદર. | ૩૨૧૫ | પોતાની પુંજીમાંથી રૂ.૩૦૦૦). | ,, ,, ૪—૧૧ |
| ,, ૬ ,, ૩ (શે૦), તા૦ ૧૯ મી નવેમબર. | બાઇ માણેકબાઇ તે શેઠ કુવરજી અહમનજી શેઠનાનાં ધણીઆંની. | ૧૦૦૦ | પોતાની પુંજીમાંથી અને બેશીઓએ. | ,, ,, ૨૫—૧૧ |
| ,, ૧૨ ,, ૩ (શે૦), તા૦ ૨૫ મી ,, | શેઠ શાપુરજી રૂસતમજી મુબીઆ (સુરત) | ૨૫૦૦ | પોતાની પુંજીમાંથી. | ,, ,, ૨૭—૧૧ |
| ,, ૧૪ ,, ૩ (શે૦), તા૦ ૨૭ મી ,, | ,, દોરાબજી જમશેદજી શરાફ (થાણા). | ૨૫૪૦ | પોતાની પુંજીમાંથી. | ,, ,, ૩—૧૨ |
| ,, ૨૬ ,, ૩ (શે૦), તા૦ ૯ મી ડીસેમબર. | ,, હોરમજજી નાનાભાઇ જંબુસરવાલા (ભરૂચ). | ૩૫૨૫ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | મુંબઇ સમાચાર, ૧૧—૧૨ |
| ,, ૨૭ ,, ૩ (શે૦), તા૦ ૧૦ મી ,, | બાઇ દીનબાઇ તે શેઠ બેહરામજી હોરમજજી પેશતનજામાસપનાં વીધવા (સુરત). | ૧૧૯૦ | પોતાની પુંજીમાંથી રૂ.૫૦૦) તથા બેશીઓએ. | જામે જમશેદ, ૧૨—૧૨ |
| ,, ૪ ,, ૪ (શે૦), તા૦ ૧૭ મી ,, | બાઇ શીરીનબાઇ તે શેઠ બાપુજી કાવસજી બેહરાંમજી દીવેચા થાણેવાલાનાં ધણીઆંની. | ૧૩૯૦ | પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ. | ,, ,, ૧૯—૧૨ |
| ,, ૧૧ ,, ૪ (શે૦), તા૦ ૨૪ મી ,, | એ૦ પેશતનજી રૂસતમજી કાંગા. | ૨૫૦૨ | પોતાની પુંજીમાંથી રૂ.૯૫૨) અને બેશીઓએ. | ,, ,, ૨૬—૧૨ |
| ,, ૧૪ ,, ૪ (શે૦), તા૦ ૨૭ મી ,, | શેઠ દેખશર બેહરાંમજી પેશતનજી મેહતા. | ૫૫૫ | બેશીઓએ. | ,, ,, ૩૦—૧૨ |

# નેમણુક તથા ઓહદ્દા—૧૯૦૧.

| તારીખ. | નામ. | ઓહ્દો. | આધાર. | |
|---|---|---|---|---|
| ૧૯૦૧. | | | | ૧૯૦૦. તારીખ. |
| ૧ લી જાનેવારી. | શેઠ બહમનજી સોરાબજી વાડીઆ. | અત્રેની સરકારી ગોદીમાં કામચલાઉ ચીફ બીલડર. | જામે જમશેદ, | ૩૧—૧૨ |
| | | | | ૧૯૦૧. |
| ૩ જી ,, | ,, પદમજી પેશતનજી જીનવાલા. | એલફીનસ્ટન કૉલેજમાં તવારીખ અને અર્થશાસ્ત્રના કામચલાઉ પ્રોફેસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૩— ૧ |
| ,, ,, | ,, શાપુરશાહ હોરમજજી હોડીવાલા. | વીલસન કૉલેજમાં તવારીખ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર. | જામે જમશેદ, | ૧૪— ૧ |
| ,, ,, | ,, કાવશજી રુસતમજી એમ. એ. (આગરાવાલા). | અજમેરની સરકારી કૉલેજના લૉજીકના પ્રોફેસર. | ગુજરાત મિત્ર, | ૬— ૧ |
| ૧૦ મી ,, | ,, ફરદુનજી મનચેરજી દસ્તુર. | પુણાની દખણ કૉલેજમાં ગણીતશાસ્ત્રના પ્રોફેસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૦— ૧ |
| ,, ,, | ,, હીરજીભાઈ હોરમજજી વાડીઆ. | પુણાની સાએનસ કૉલેજમાં ગણીતશાસ્ત્રના કામચલાઉ પ્રોફેસર. | ,, ,, ,, | ૧૦— ૧ |
| | | દમણની મ્યુનીસીપાલ કોરપોરેશનના મેમબર. | જામે જમશેદ, | ૧૯— ૧ |
| ૧૭ મી ,, | ,, અરદેશર ફરામજી ખબરદાર. | થાણા જીલ્લાના એકઝીકયુટીવ ઇજનેર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૪— ૧ |
| ૨૪ મી ,, | ,, પેશતનજી હોરમજજી પાટક. | એલફીન્ હાઇ સ્કુલના કામચલાઉ પ્રીનસીપાલ. | ,, ,, ,, | ૧૪— ૨ |
| ૧૪ મી ફેબરવારી. | ,, એદલજી દોરાબજી તલાટી. | | મુંબઇ સમાચાર, | ૪— ૩ |
| ૧૬ મી ,, | શેઠો જહાંગીર સોરાબજી બેંકર, માણેકજી ફરામજી મઉવાલા, ધનજીશાહ સોરાબજી કુપર, જમશેદજી પોંચાજી કામા, અને સરોશ ખ. ક. કામા. | લંડનની ઇમપીરીઅલ ઇનસ્ટીટયુટના ફેલોઝ. | | |
| | | મુંબઇના કસટમના જીલ્લા આસીસ્ટંટ કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૧— ૨ |
| ૨૧ મી ,, | શેઠ ફરામરોજ ધનજીશાહ લાલકાકા. | કરાંચીનાં પોર્ટ ટ્રસ્ટના ત્યાંની મ્યુ૦ તરફના પ્રતીનીધી. | ,, ,, ,, | ૭— ૩ |
| ૭ મી મારચ. | ,, જાહાંગીરજી હોરમજજી કોથારી. | કવેટાના અનુક્રમે પહેલા અને બીજા વર્ગના હાનરરી માજીસ્ટ્રેટ. | અખબારે સોદાગર, | ૨૭— ૩ |
| ૨૦ મી ,, | ખા. બા. બરજોરજી દોરાબજી પટેલ અને શેઠ અરદેશર ડોસાભાઇ મારકર. | | | |
| ૨૧ મી ,, | શેઠ જમશેદજી અરદેશર દલાલ. | વડોદરાના કામચલાઉ સરસુબા (રેવીન્યુ કમીશનર). | જામે જમશેદ, | ૨૭— ૩ |
| ,, ,, | શેઠો રુસતમજી મેહરવાનજી પટેલ, ખરશેદજી માણેકજી ખરશેદજી, હોરમજજી દાદાભાઇ, અને જીજીભાઇ એદલજી મોદી. | અત્રેની સમાલ કાઝ કોર્ટના અનુક્રમે કામચલાઉ વડા, બીજા, ત્રીજા, અને પાંચમા જજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૧— ૩ |
| ,, ,, | શેઠ ફીરોઝ હોશંગ દસ્તુર. | મુંબઇની પોલીસના બીજા માજીસ્ટ્રેટ. | ,, ,, ,, | ૨૧— ૩ |
| ૨૩ મી ,, | ,, હોરમજજી દીનશાહ જશુભાઇ. | લંડનની સોસાઇટી ઑફ આર્ટસના એક મેમબર તથા ત્યાંની ઇમપીરીઅલ ઇનસ્ટીટયુટના એક ફેલો. | જામે જમશેદ, | ૨૫— ૩ |

| તારીખ. | નામ. | ઓધ્ધો. | આધાર. | ૧૯૦૧. તારીખ. |
|---|---|---|---|---|
| ૧૯૦૧. | | | | |
| ૧ લી એપ્રીલ. | શેઠ રૂસતમ બહમનશાહ વકીલ. | અત્રેની સેક્રટરીએટમાં રેવીન્યુ તથા ફીનાનસ ખાતાંના કામચલાઉ આસીસ્ટંટ સેક્રટરી. | મુંબઇ સમાચાર, | ૨૦—૩ |
| " " | ડા૦ બાહાદુર કેખશરૂ નરીમાન. | વાવ્ય પ્રાંતોમાં હાસ્પીતલો તપાસનારા સરકારી અમલદાર. | જામે જમશેદ, | ૨૮—૩ |
| " " | ડા૦ બાઇ મેહરબાઇ નાનાભાઇ ખરેઘાત. | વડોદરાની જમનાબાઇ આસપીટલ તથા વિકટોરીયા જુબીલી વારડના બાનુ તબીબ. | " ", | ૨૮—૩ |
| " " | સરજ્યન મેજર જમશેદજી ખરશેદજી કાંગા. | સરજ્યન લફટનંટ કરનલની પદવી. | " " | ૨૩—૪ |
| ૪ થી " | શેઠ પેશતનજી રૂસતમજી મેહતા. | ખેતીવાડી ખાતાંના કામચલાઉ ડેપ્યુટી ડાયરેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૪—૪ |
| ૧૨ મી " | કપટાન દીનશાહ ડોસાભાઇ ખંબાતા. | પુણાની રાઇફલ વાલંટીઅર કોરના કામચલાઉ એડજુટંટ. | જામે જમશેદ, | ૧૬—૪ |
| ૧૮ મી " | સરજ્યન લફ૦ કરનલ કેખશરૂ શોરાબજી નરીમાન. | મુંબઇના કામચલાઉ ત્રીજા પ્રે૦ સરજ્યન, કૉમન જેલના તથા ભાયખલા સ્કુલના તબીબ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૧૮—૪ |
| " " | ખા૦ સા૦ ડોસાભાઇ માણેકજી કોટાવાલા. | ખેડા જીલ્લાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ. | " " ", | ૧૮—૪ |
| ૯ મી મે | શેઠ અરદેશર નશરવાનજી માસટર | સીંધ હૈદરાબાદના ડીવીઝનલ ફૉરેસ્ટ ઑફીસર. | " " ", | ૯—૫ |
| " " | " મનચેરજી બેહરામજી મરચંટ. | થાણા જીલ્લાના એક્ષ્ટ્રા આસીસ્ટંટ કનઝરવેટર ઑફ ફૉરેસ્ટ. | " " ", | ૯—૫ |
| " " | " માણેકજી શેહરીઆરજી ભરૂચા. | મુંબઇનાં સીટી ઇમપ્રુવમેંટ ટરસ્ટના એસ્ટેટ મેનેજર. | જામે જમશેદ, | ૨૨—૫ |
| ૨૧ મી " | " પીરોજ કેરશાસપજી દાદાચાનજી. | સતારા જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ટ્રેટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૩—૫ |
| ૨૩ મી " | " દીનશાહ માણેકજી ભરૂચા. | લંડનની સોસાઇટી ઑફ આર્ટસના એક મેમબર અને ઇમપીરીયલ ઇનસ્ટીટયુટના એક ફેલો. | મુંબઇ સમાચાર, | ૨૫—૫ |
| ૧૫ મી જુન. | શેઠો રૂસતમજી ધનજીભાઇ શેઠના અને હોરમજદયાર કુવરજી કોયાજી. | હાઇ કોરટ પલીડરની પરીક્ષાના પરીક્ષકો. | જામે જમશેદ. | ૧૭—૬ |
| " " | શેઠો કેખશરૂ ફરામજી મોદી અને નાનાભાઇ નશરવાનજી શ્રોફ. | ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષાના પરીક્ષકો. | " ", | ૧૭—૬ |
| [illegible] મી " | શેઠ બેરામશાહ હોરમજજી કાબરા. | રેવાકાંઠાના એકટીંગ ડેપ્યુટી એસીસ્ટંટ પોલીટીકલ એજંટ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૦—૬ |
| ૧૮ મી જુલાઇ. | " ફેરદુનજી મનચેરજી દસ્તુર. | પુણાની દખણ કૉલેજમાં ગણિતના પ્રોફેસર. | " " ", | ૧૮—૭ |
| " " | " દીનશાહ દોરાબજી કાપડીઆ. | પુણાની સાયનસ કૉલેજમાં ગણિતના લેકચરર. | " " ", | ૧૮—૭ |
| ૨૨ મી " | " માણેકશાહ રૂસતમજી ચીનાઇ. | લંડનનાં ઇમપીરીયલ ઇનસ્ટીટયુટના એક ફેલો. | જામે જમશેદ, | ૨૫—૭ |
| ૨૫ મી " | ખા૦ સા૦ જાંહગીરજી એદલજી મોદી. | ભરૂચના સબારડીનેટ જડજ. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૫—૭ |
| ૩૦ મી " | શેઠ નાદરશાહ દોરાબજી પટેલ. | મેલબરન શેહરનાં ફેડરલ ઇનસ્ટીટયુટ ઑફ એકાઉનટંટોના એક એસોશીએટ. | જામે જમશેદ, | ૩૦—૭ |
| ૨૧ મી સપટેમબર. | ડા૦ દારાબશાહ એદલજી કોટાવાલા. | સુરતના સીવીલ સરજ્યન. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, | ૨૧—૯ |

| તારીખ. | નામ. | હોદ્દો. | આધાર. |
| --- | --- | --- | --- |
| ૧૯૦૧. | | | ૧૯૦૧. તારીખ. |
| ૧ લી અકટોબર. | શેઠ શાપુરશાહ હોરમજજી હોડીવાલા. | જુનાગઢની બાઉદીન કૉલેજના ઇંગ્રેજી તથા તવારીખના પ્રોફેસર. | જામે જમશેદ, ૧—૧૦ |
| ૧૭ મી „ | „ અરદેશર કેખશરૂ કામા, આઇ. સી. એસ. | કોલાબા જીલ્લાના આસીસ્ટંટ કલેકટર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૭—૧૦ |
| „ „ | „ એદલજી બેહરામશાહ હોડીવાલા. | અમદાવાદના કામચલાઉ ડીસ્ટ્રીકટ ડે૦ કલેકટર. | „ „ „, ૧૭—૧૦ |
| ૨૩ મી „ | ડા૦ શોરાબજી માણેકજી કાકા. | કરાંચી મ્યુની૦ના કામચલાઉ વડા કમીશનર. | જામે જમશેદ, ૨૪—૧૦ |
| „ „ | શેઠ અરદેશર માણેકજી દોરાબજી તલાટી. | દેહરાદુન ખાતે સબ આસીસ્ટંટ સુપ્રીનટેંડેંટ. | „ „, ૨૪—૧૦ |
| ૨૪ મી „ | સરજ્યન લે૦ કરનલ કાવસજી હોરમજજી મીસ્ત્રી. | ભરૂચના સીવીલ સરજ્યન. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૪—૧૦ |
| ૫ મી નવેમબર. | ડા૦ કાવશજી બેહરામજી શરાફ. | લંડનના "સેનીટરી ઇનસ્ટીટયુટ" ના મેમબર. | અખબારે સોદાગર, ૭—૧૧ |
| ૨૮ મી „ | શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર. | એલફીનસ્ટન કૉલેજમાં ગણિતના પ્રોફેસર. | બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૮—૧૧ |
| „ „ | „ કેખશરૂ કુવરજી કાપડીઆ. | એલફીનસ્ટન કૉલેજમાં સીધા પદાર્થ વિજ્ઞાનના પ્રોફેસર. | „ „ „, ૨૮—૧૧ |
| ૫ મી ડીસેમબર. | „ કેખશરૂ શોરાબજી ફરામજી. | સતારા જીલ્લાના કામચલાઉ એકઝીકયુટીવ એનજીનીયર. | „ „ „, ૫—૧૨ |
| ૨૬ મી „ | „ દીનશાહ ધનજીભાઇ દાવર. | અત્રેની સરકારી લૉ સ્કુલના કામચલાઉ પ્રીનસીપાલ, | „ „ „, ૨૬—૧૨ |
| „ „ | „ ફરામજી રૂસતમજી વીકાજી. | એજ ખાતાંના જુરીસપરૂડનસના પ્રોફેસર. | „ „ „, ૨૬—૧૨ |
| „ „ | ડા૦ દારાબશાહ એદલજી કોઠાવાલા. | સુરતના કામચલાઉ સીવીલ સરજ્યન. | „ „ „, ૨૬—૧૨ |

૧૯૦૧.

# ભાષણો તથા વાચણીઓ અને વાંચણ.

| તારીખ. | બાબદ. | કરનાર. | ક્યાં અને કોણની સનમુખ. | આધાર. | ૧૯૦૧. તારીખ. |
|---|---|---|---|---|---|
| ૧૯૦૧. તારીખ. | | | | | |
| ૨૪- ૨ | જરથોસ્તી ધર્મનાં ફરમાન પ્રમાણે નસાથી પરહેજ રહીએ તો આપણને મરકી નહીં થાય. | શેઠ અરદેશરજી રૂસતમજી કામાજી. | મજગાંમની પટેલની દરેમેહરમાં. | જામે જમશેદ, | ૨૫— ૧ |
| ૧૦- ૩ | આજના દીનમાં થઇ ગયલી બાનુઓનો દરજ્જો અને હાલની બાનુઓને તેમને પગલે ચાલવાની જરૂર. | એ૦ દોરાબજી અરદેશરજી કાંગા. | " " " | " " , | ૧૧— ૩ |
| ૨૯- ૩ | શાહનામાનું લખાણ કઇ જગાએ અને કયા વખતે થયું હતું. | શેઠ પેસ્તનજી અરદેશર રતનજી વાડીઆ. | રોયલ એશીઆટીક સોસાઇટીની માસીક સભામાં. | ટાઇમ્સ ઑફ ઇં૦, | ૧— ૪ |
| ૭- ૪ | જરથોસ્તી ધર્મ. | મીસ લીલીઅન એડગર (જાણીતાં અગ્રેસર થીઓસોફીસ્ત.) | ફ. કા. ઇનસ્ટીટ્યુટમાં, શેઠ કાવસજી મે. શરાફ પ્રમુખ. | જામે જમશેદ, | ૮— ૪ |
| ૧૭- ૪ | શેક્સપીઅરનાં નાટકોનાં કથનો. | શેઠ જમશેદજી કાવસજી દાઉ (ઉર્ફે મનીજેહ.) | નોવેલ્ટી થીએટરમાં. | " " , | ૧૮— ૪ |
| ૪- ૫ | આબાંજશનની અહમી. | શેઠ મનચેરશાહ પાલણજી કેકોબાદ. | બાગે-પારસા, સુરત. | રાસ્ત ગોફતાર, | ૨૬— ૫ |
| ૫- ૬ | જરથોસ્તી બાળકોને ધર્મની કેળવણી અને તરબીયત આપવાની અગત. | એ૦ દોરાબજી અરદેશરજી કાંગા. | મજગામની રેડીમનીની દરેમેહર. | જામે જમશેદ, | ૬— ૫ |
| ૩૧- ૬ | આદર મહીનાના ફરવરદેગાંન સાથના સંબંધ. | શેઠ અરદેશરજી રૂસતમજી કામાજી. | મજગામની પટેલની દરેમેહર. | " " , | ૫— ૬ |
| ૨૯- ૬ | આતશ અને ધર્મ ઉપરનું યકીન. | શેઠ જાંહગીર પેસ્તનજી ભંડારા. | " " " | " " , | ૧— ૭ |
| ૧- ૭ | ખોરદેહઅવસ્તાનો તરજુમો થવા વગરનો એક ભાગ. | એ૦ જીવણજી જમશેદજી મોદી. | રોયલ એશીઆટીક સોસાઇટીની સભામાં. | " " , | ૨— ૭ |
| ૨૪-૧૦ | સ્પેનતોમેનયુશ અને અંગ્રેમેનયુશ વીશે જરથોસ્તી ધર્મ કેતાબોનું લખાણ. | શેઠ મેહરવાંનજી મનચેરજી મોદી. | અંજુમનનાં આતશબેહરામમાં. | " " , | ૨૪—૧૦ |
| ૩૧-૧૦ | "વોહુ ક્ષથ્ર મનંઘહા ક્ષથ્ર અષાચા ઉશ્તા તનુમ" ના માથાના કલામો. | શ. ઓ. દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા. | વાડીઆજીનાં આતશબેહરામની સાલગ્રેહનાં જશનની મીજલસમાં. | " " , | ૧—૧૧ |
| ૧૯-૧૨ | અકબર પાદશાહની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહરજી રાંણા. | શ. ઓ. એરવદ જીવણજી જમશેદજી મોદી. | રોયલ એશીઆટીક સોસાઇટીની સભામાં. | " " , | ૨૧—૧૨ |

સન ૧૯૦૧.

## પુસ્તકો—ઇ૦ સ૦ ૧૯૦૧.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૧૬ મી જાનેવારી. | આબે હૈયાત અથવા જવાનીના જોરનું પાણી. | બાઇ આલીબાઇ એન. પટેલ. |
| ૨ જી ફેબરવારી. | ઘરસંસાર ખરચ પોથી. | શેઠ શાવકશાહ ફરામજી ઢોંડી. |
| ૧૬ મી માર્ચ. | ગૌહરે દાનેશ (ફારસીમાં). | ,, હોરમજજી તેહમુલજી દાદાચાનજી. |
| ૨૭ મી એપ્રેલ. | બારથલેમી સેંટ હેલરના. ડા૦ યુજીન બરનુફ વિષેના ફ્રેંચ નીબંધનો ઇંગ્રેજી તરજુમો.* | ,, અરદેશર ધનજીશાહ લાલકાકા. |
| ૩ જી મે. | સંગીત કલાધર. | ,, સોરાબ રૂસતમજી માજુ. |
| ૪ થી ,, | દોરંગી દુનીયા (નાટક). | ,, બહમનજી નવરોજજી કાબરાજી. |
| ૯ મી ,, | કલીફ હારૂન–અલ–રશિદ. | ,, માણેકજી એદલજી વાછા તથા રૂસતમજી હોરમજજી ખરશેદજી. |
| ૨૦ મી ,, | Jurisdiction of Courts in matters of Caste.† | ,, દીનશાહ ફરદુનજી મુલ્લાં. |
| ૨૮ મી ,, | ગંજે શાયરાંન. | ,, સોરાબજી મનચેરજી દેસાઇ. |
| ૨૮ મી ,, | ચાલીસ હજારનો ચાનજી. | ,, કેખશરૂ નવરોજજી કાબરાજી. |
| ૨૮ મી ,, | એડવર્ડ નામું. | ,, કેખશરૂ નવરોજજી કાબરાજી. |
| ૩૧ મી ,, | જામે જેહાનુમા (દર સનીવારે પ્રગટ થતું અઠવાડીક વર્તમાન પત્ર.) | ,, રતનશાહ ફરામજી અચારીઆ. |
| ૨૦ મી જુન. | વંદીદાદના ટેક્ષ્ટસની નવી આવૃતી. | એ૦ એદલજી કેરશાસપજી આંટીઆ. |
| ૨૦ મી ,, | યુરોપ તથા હિંદુસ્તાનમાં ઇરાનીઅન સાહીત્ય ઉપર પ્રગટ થયલાં પુસ્તકોનો કેટલગ. | પ્રોફેસર વીલહેમ અને ખા. બા. બહમનજી બેહરામજી પટેલ. |
| ૫ મી જુલાઇ. | યસ્ત બા માએની. | એ૦ કાવશજી એદલજી કાંગા. |
| ૨ જી આગસ્ટ. | ધર્મ અને કેળવણી. | શેઠ પેસતનજી ધનજીભાઇ માહલક્ષ્મીવાળા. |
| ૨ જી ,, | બીમારની માવજત બાબે ઉપયોગી સુચના. | ડા૦ બાપુજી પેસતનજી નાલીએરવાળા. |
| ૨ જી ,, | બુનદેહેશ, ગુજરાતી હરફે તેનું વાંચણ, તરજુમો અને નોટો. | એ૦ જીવણજી જમશેદજી મોદી. |
| ૮ મી ,, | જરથોસ્તી ધર્મનીતિ અભ્યાસ. અંક ૧ લો. | એ૦ નવરોજજી રતનજી કાંગા. |
| ૮ મી ,, | શેઠખાનદાનની વંશાવલી. | શેઠ જાલભાઇ અરદેશર શેઠના. |
| ૩૦ મી ,, | ક્રીકેટ વીશેની ચોપડી. | ડા૦ મેહરવાનજી એરચજી પાવરી. |
| ૧ લી સપટેમ્બર. | દર્દીની સારવાર. | ડા૦ ધનજીભાઇ હોરમજજી મેહતા. વરોડાવાળા. |
| ૧ લી ,, | પવીત્રાઇની પાયદારી ભાગ ૧ લો. | એ૦ માણેકજી નશરવાનજી ધાલા, કરાંચીના. |
| ૧૫ મી ,, | સુખાકારી (માસીક ચોપાન્યું.) | ડા૦ બાપુજી પેસતનજી નાલીએરવાલા. |
| ૧૯ મી ,, | બોદલું, એક વાર્તા. | શેઠ રૂસતમજી પેસતનજી મસાની. |
| ૧૯ મી ,, | જરથોસ્તી જવાહેરો. | ,, પાલણજી બરજોરજી દેસાઇ. |
| ૧૯ મી ,, | કાવ્ય રસીકા. | ,, અરદેશર ફરામજી ખબરદાર, દમણના. |
| ૧૯ મી ,, | Poverty & Un-British Rule in India | ,, દાદાભાઇ નવરોજજી. |
| ૨૬ મી ,, | Reciprocally Related Figures and the Property of Equienharmonicity, Part II. | ,, જમશેદજી એદલજી દારૂવાળા. |
| ૧૭ મી અકટોબર. | નારી દુઃખનીવારણ. | એક પારસી. |

* "Engine Burnouf an appreciation by Barthelemy St. Hilaire. Translated from the French, by A. D. Lalkaka, M. A., LL.B. Bombay. Indian Spectatar Office, 1901."

† એ ચોપડીનો ઇ. સ. ૧૯૦૩ ના આગસ્ટ માસમાં મી૦ મુલ્લાંએ શેઠ રૂસ્તમ બરજોરજી પે–માસ્ટર પાસે "જ્ઞાત સેના હક અને તેની સત્તા ઉપર કોર્ટનો અખીકાર" એવાં નામથી ગુજરાતીમાં તરજુમો કરાવી તેનું પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.

## ૧૯૦૧.

| તારીખ. | પુસ્તકો. | કર્તા. |
|---|---|---|
| ૫ મી નવેમ્બર. | જરથોસ્તી ગાહભાર. | શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીઆ. |
| ૧૮ મી ,, | સુબોધક નીતિ કથા. અથવા પ્રાણી, પદાર્થ, ઝાડપાન ઇત્યાદીને લાગુ પડતી જોડેલી વાર્તામાળા. | ,, ખરશેદજી બહમનજી ફરામરોજ. |
| ૧૯ મી ,, | Comte and the Positive Philosophy. | ,, જાંહગીર સોરાબજી નાલેયારખાં. |
| ૧૯ મી ,, | The Self English Teacher for Students and others in Marathi and English. | ,, નવરોજજી ડોસાભાઇ કાશીનાથ. |
| ૧૯ મી ,, | ગુલદસ્તે રમુજ. | ,, જાંહગીરજી નશરવાનજી પટેલ. |
| ૨૫ મી ,, | Selections from Parnell edited with our introduction. | ,, રૂસતમજી પેસતનજી કરકરીઆ. |
| ૧૦ મી ડીસેમ્બર. | An Analysis of Books III to V of Adam Smith's Inquiry into the Nature and Causes of the Wealth of Nations. | ,, શાપુરશાહ હોરમઝજી હોડીવાળા. |
| ૧૦ મી ,, | બાગે બેહશત. | ,, બહમનજી નવરોજજી કાબરાજી. |
| ૧૬ મી ,, | Artificial Currency and the Commerce of India. | ,, જમશેદજી અરદેશર વાડીઆ. |
| ૧૬ મી ,, | સુલતાની વાર્તા સંગ્રહ. | ,, માણેકજી એદલજી વાછા. |

## ઇ૦ સ૦ ૧૯૦૧ માં નીચલા પારસીઓએ જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી પદ્વીઓ મેળવી હતી.

| તારીખ. | નામ. | પદ્વી. | આધાર. |
|---|---|---|---|
| | | | ૧૯૦૧. |
| ૨૫ મી મે. | ડા૦ મીસ મોટીબાઇ રૂસતમજી કાપડીઆ. | ઇંગ્લંડ મધે એલ. આર. સી. પી. વગેરે. | અખબારે સોદાગર, તા૦ ૨૭-૫ |
| ૨૧ મી જુન. | શેઠ પેસતનજી સોરાબજી બાટલીવાળા. | બારીસ્ટર. | જામે જમશેદ, તા૦ ૨૨-૬ |
| ૧૭ મી જુલાઇ. | શેઠ બેહરામ બરજોરજી પેમાસ્ટર. | એડીનબરોની એલ. આર. સી. પી., તથા એલ. આર. સી. એસ., તથા ગ્લાસગોની એલ. એફ. પી. એસ. | ,, ,, , તા૦ ૧૯-૭ |
| ૩૦ મી ,, | શેઠ કાવસજી જહાંગીર કાવસજી રેડીમની. | કેમબ્રીજ યુનીવર્સીટીની બી. એ. | ટાઇમ્સ ઑફ ઇંડયા, તા૦ ૭-૮ |
| ૭ મી આગસ્ટ. | ડા૦ હીરજીભાઇ નવરોજજી અંકલેસરીઆ. | એડીનબરોની એલ. આર. સી. પી., એલ. આર. સી. એસ., અને એફ. એલ. એસ. | જામે જમશેદ, તા૦ ૮-૮ |
| ૭ મી ,, | ડા૦ કેખશરૂ માણેકજી દુબાશ. | ડબલીન યુનીવર્સીટીની એફ. આર. સી. એસ. | ,, ,, , તા૦ ૧૭-૮ |
| ૭ મી ,, | ડા૦ કાવસજી બેહરામજી શરાફ. | ડબલીનની "પબલીક હેલ્થ" ડી. પી. એચ. | ,, ,, , તા૦ ૧૭-૮ |
| ૭ મી ,, | ડાકટરો શાવકશાહ પાલણજી મીસ્ત્રી, કેખશરૂ ડોસાભાઇ કુપર, અને દારાબશાહ ફરેદુનજી સંજાણા. | એડીનબરોની એલ. આર. સી. પી. | ,, ,, , તા૦ ૨૪-૮ |
| ૮ મી ,, | શેઠ ખરશેદજી જીવણજી મીસ્ત્રી. | હાઇ કોર્ટ પલીડર. | બોમ્બે ગવર૦ ગેઝેટ, તા૦ ૮-૯ |
| ૮ મી ,, | શેઠો પીરોજશાહ જમશેદજી કાંગા, કાવસજી બરજોરજી વકીલ, અને પીરોજશાહ માણેકજી અંકલેસરીઆ. | ડીસ્ટ્રીકટ પલીડર. | ,, ,, ,, , તા૦ ૮-૯ |
| ૧૫ મી અકટોબર. | શેઠ સોરાબજી ખરશેદજી ગાંધી. | ઇંગ્લાંડમાં લેવાયલી પેહલા વર્ગના મરીન ઇજનેરીની પરીક્ષા પસાર કરી "લૉર્ડસ ઑફ ધી કમીટી ઑફ પ્રીવી કૌનસીલ ફોર ટ્રેડ" તરફની સરટીફીકેટ મેલવી હતી. | રાસ્ત ગોફતાર, તા૦ ૨૦-૧૦ |
| ૨૩ મી ,, | શેઠ અરદેશર માણેકજી દોરાબજી તલાતી. | હિંદી ત્રીગનોમેટ્રીકલ સરવે ખાતાંની પરીક્ષા. | જામે જમશેદ, તા૦ ૨૪-૧૦ |
| ૭ મી નવેમ્બર. | શેઠ પીરોજશાહ પોહચાજી પેસતનજી મેહરજી.* | કેમબ્રીડજ યુનીવર્સીટીની એમ. એ. | ,, ,, , તા૦ ૭-૧૧ |

* એવણે એજ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષા માન સાથે ઇ૦ સ૦ ૧૮૯૮ ના અકટોબર માસમાં પસાર કીધી હતી.

# પારસીઓએ મેળવેલાં પેટંટો.

## ૧૯૦૧.

તા૦ ૫ મી ફેબરવારી—શેઠ બહમનજી દોરાબજી પદમજીએ ગાડીઓ, સાઇકલો, વગેરે માટે ખાસ રોશનીનું ફાનસ બનાવી તે માટે પેટંટ મેળવવાની અરજ કીધી હતી.

તા૦ ૩ જી જુન—શેઠ રૂસ્તમજી પેસ્તનજી હોરમજજી રાંણાએ રેશા કાઢવાને લગતાં ઓજારમાં સુધારો કરનારી શોધ માટે પેટંટ મેળવવાની હિંદુસ્તાંનની સરકારને અરજ કીધી હતી.

તા૦ ૧૨ મી જુલાઇ—શેઠ હોરમજજી ખરશેદજી બાના ઇજનેરે પોતાની મેલે છટકાવ થઇ શકે એવી શોધ માટે.

તા૦ ૨ જી સપટેમ્બર—શેઠ દોરાબજી મેહરવાનજી દાબુએ પોતાની મેલે કામ કરતાં વીજળીક સીગનલ આપનારાં ઓજારની શોધ માટે.

તા૦ ૧૫ મી સપટેમ્બર—શેઠ જાંહગીર ધનજીભાઇ હોરમજજી વાડીઆએ ઘરોમાં વરસાદ તથા તોફાંન સામે અટકાવ તરીકે કાચની બારીઓનાં "વેનટીલેશન" ની શોધ માટે.

તા૦ ૧૫ મી અકટોબર—શેઠ હોરમજજી દોરાબજી પદમજીએ ગાડીનાં પૈડાંને રબરટાયર લગાડવાના પદાર્થની શોધ માટે.

તા૦ ૯ મી ડીજેમ્બર—શેઠ સોરાબજી મનચેરજી રતનાગરે પાણી નકામું જતું અટકાવવાનાં પોતે શોધી કાઢેલાં એક યંત્ર માટે.

તા૦ ૯ મી ડીજેમ્બર—શેઠ ડોસાભાઇ રૂસ્તમજી ચોકસીએ રેસા ખેંચી કાઢવાનાં પોતે શોધી કાઢેલાં યંત્ર માટે.



# ઈ૦ સ૦ ૧૯૦૨.

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીનથી "નગર ચરચા" નામનું દર સાંજે પ્રગટ થતું ગુજરાતી વર્તમાન પત્ર મી૦ અરદેશર પેશતનજી કંત્રાકટરે પરવરતાવવા માડ્યું.[1]

---

તા૦ ૨ જી જાનેવારી.

રોજ ૨૦ માહ ૪ (શે૦) ૧૨૭૧.

**મરણ**—ડાકટર મનચેરજી શેરાબજી પોસ્ટવાલા[2]—ઉમર વર્ષ ૫૧). એવણ ભરૂચના વતની હતા. ૧૮૭૫ માં મુંબઇની યુનીવરસીટીની એલ. એમ. એંડ એસ. ની પરીક્ષા આપી, ૧૮૭૭ થી સરકારી તબીબી ખાતાંમાં દાખલ થયા હતા. પહેલાં મુંબઇમાં કેટલાક માસ નોકરી બજાવી કુંટા, પંઢરપુર, ગોકાક, સીંધ હેદ્રાબાદ, શીકારપુર, ઉરન, કુરલા, કલ્યાણ, ખેડા વગેરે શહેરોમાં નોકરીએ હતા. ૧૯૦૧ માં સરકારે તેવણને સીવીલ સરજનની ચઢતી ગ્રેડમાં દાખલ કર્યા હતા અને થોડી મુદતમાંજ એવણનું મરણ અમદાવાદમાં નીપજ્યું હતું. એવણે ખેડા જીલ્લા મધે મરકી વેળા લોકોની દિલસોજી ભરી સેવા બજાવી હતી.

---

તા૦ ૫ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૪ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

ઉરન મધે અંજુમનના ઉધરાતથી બંધાયલું દોખમું રજવાની ક્રિયા આજ દીને કરવામાં આવી હતી. આ વેળાએ ત્યાં લગભગ ૭૦૦૦ જરથોસ્તીઓનો મેળાવડો ભેગો થયો હતો, જેઓને તે તરફ લઇ જવા માટે એ દોખમાંનાં કામના આગેવાનોએ મુંબઇથી કેટલીક સ્ટીમરો મુફત મેલાવી હતી. જશનની ક્રિયા ઉરનના પંથકી આ. કાવશજી પાલણજી રાંડેલીઆની આગેવાની હેઠળ કરવામાં આવી હતી, જે પછી એ કામના આગેવાનો તરફથી એક અંજુમન પત્ર શેઠ ફકીરજી નવરોજી એલાવીઆએ વાંચી સંભલાવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે આ દોખમું અંજુમનના ઉધરાતથી બંધાયું છે, તોપણ તેમાં નાણાંની મોટી રકમ ત્યાંની ભલીવાલા સાહેબો શેઠો કુવરજી તથા બેહરાંમજી એદલજી ઉમરીગર, ઉકરજી કાવશજી ઉમરીગર, અરદેશર પેશતનજી બારીઆ, કાવશજી ફકીરજી સીધવા, હોરમજજી માણેકજી બીમડીવાલા, ડોશાભાઇ હોરમજજી બીમડીવાલાના સાહેબજાદાઓ, તથા મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ પેહલા બારોનેટ વગેરે તરફથી મલી છે. એ દોખમાંની સાંમે સગડી બાંધવાને માટે એ. દોરાબજી એદલજી મીઠાઇવાલા ઉરફે જમશીનાએ રૂ. ૨૦૦૦) તથા તેમાં જાયુક ચેરાગ રોશન રાખવાને રૂ. ૧૦૦૦) આપ્યા છે. દોખમાં તથા સગડીની આસપાસ ફરતી દેવાલ તથા દરવાજો બાંધવાને શેઠો એદલજી અને ખરશેદજી દુબાશવાલા શેઠો કાવશજી ખરશેદજી દુબાશ અને માણેકજી જીજીભાઇ શરાફે પોતાના ભાગયા મરહુમ શેઠ હોરમજજી ખરશેદજી દુબાશની નામવતે રૂ. ૩૫૦૦) ભેટ આપ્યા છે. વળી અતરેના જરથોસ્તીઓને સરઅવસરે વાપરવાનું એક મકાન દરેમેહરના કંપાઉંડમાં મરહુમ શેઠ કાવશજી દીનશાહજી એડનવાલા, સી. આઈ. ઈ. એ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ જરબાઇનાં નામથી બાંધવાને રૂ. ૩૦૦૦) ની રકમ આપી છે. દોખમાંના ડુંગર ઉપર ચઢાવીને સરકારી રસ્તાથી ડુંગરની ભોંય સુધીની પાકી સડક બાંધવાને મરહુમ શેઠ એદલજી દોરાબજી ઉમરીગરના બેટાઓ શેઠો ડોશાભાઇ તથા હીરાજીએ રૂ. ૫૦૦) નીં મદદ આપી છે. શેઠો કુવરજી એદલજી ઉમરીગર અને બહમનજી અરદેશર દલાલની કુંપનીએ દોખમાંવાલા ડુંગર ઉપર એક કુવો બાંધવા માટે રૂ. ૧૦૦૦) ની રકમ આપી છે. એ સર્વે સાહેબોનો, તથા આ કામમાં કેટલીક મદદો કરવા માટે શેઠો માણેકજી પેશતનજી બારીઆ અને ફકીરજી નવરોજજી એલાવીઆનો ઉપકાર માની મરહુમ પંથકી એ. જમશેદજી પાલનજી રાંડેલીઆનાં મરણ બાબે દલગીરી બતાવી હતી. ઉપલો અંજુમન પત્ર વાંચયા બાદ શેઠો અરદેશર પેસતનજી બારીઆ, હોરમસજી માણેકજી બામરડીવાળા, ફકીરજી નવરોજજી એલાવયા, અંજુમનના પંથકી મોબેદ કાવસજી પાલનજી રાંદેરીઆ, મેસરસ કાવસજી ખરશેદજી દુબાશ, શાવકશા કાવસજી એડનવાળા, બેહેરામજી એદલજી ઉમરીગર, ઉકરજી કાવસજી ઉમરીગર, દોરાબજી એદલજી મીઠાઇવાળા, અને પેસતનજી નશરવાનજી પાવરીને અંજુમન તરફથી શેઆલો ઓઢાડી મેળાવડો બરખાસ્ત થયો હતો.

એજ દીને સાંજનાં શેઠો કુવરજી તથા બેહરાંમજી એદલજી ઉમરીગરે બાંધવા ધારેલી દરેમેહર તથા મરહુમ શેઠ કાવસજી દીનશાહજી એડનવાલાવાલાં મજકુર સરઅવસરે વાપડવાનાં મકાંનોના પાયા ખાંન બાહદુર મનચેરજી કાવસજી મરજબાને નાખ્યા હતા.[3]

---

૧ આ પત્ર થોડા મહીના બાદ બંધ પડ્યું હતું.

૨ શેઠ મહેરવાનજી તથા કેપટન (ડા) રૂસ્તમજી મંચેરજી પોસ્ટવાળાના બાવા તથા શેઠો રૂસ્તમ બરજોરજી પેમાસ્ટર, બહેરામજી પલનજીશાહ ડુંગાજી અને ડા. એદલજી બેરામજી માદનના સસરા.

૩ જામે જમશેદ, તા૦ ૬ ઠી જાનેવારી ૧૯૦૨.

તા૦ ૬ ઠી જાનેવારી.

રોજ ૨૪ માહ ૪ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—ફરદુનજી નશરવાંનજી મજગાંમવાલા—ઉમર વર્ષ ૫૫). એવણે પોતાની જીંદગીના ઘણાક વરસ પંજાબ તથા મદ્રાસ ખાતે ગુજાર્યાં હતાં. અને એ બે ઇલાકાની જુદી જુદી બેંકોમાં ૪૦ વરસ સુધી નોકરી બજાવી હતી. એવણ એક આગલા એલફીનસ્ટોનયન હતા. મદરાસની જરથોસ્તી અનજુમનના એવણ ૧૦) વર્ષ સુધી પ્રમુખ હતા અને કલકત્તા ખાતે મરણ પામ્યા હતાં.[1]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૭ માહ ૫ (ક૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—બેહરાંમજી નવરોજજી કામાજી, એમ. એ; આઇ. સી. એસ.—ઉમર વર્ષ ૨૩). એવણનો જનમ રોજ અરસીસંગ માહ ખોરદાદ (કદીમ) ૧૨૪૮ યજદેજરદી, તા૦ ૨૮ મી નવેમ્બર ૧૮૭૮ ને દીને થયો હતો.

એવણે પોતાની ૧૪ વરસની વયે ૧૮૯૨માં પોતાના જોડયા ભાઇ શેઠ કામાજી નવરોજી કામા સાથે મુંબઇ યુનીવરસીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. તે બાદ ૧૮૯૬ માં બી. એ ની પરીક્ષા અને બીજે સાલ એમ. એ ની પરીક્ષા બંને ભાઇઓએ સાથે પસાર કરી ચઢતાં ઇનામો તથા ફેલોશીપ મેલવી હતી. ૧૮૯૮ માં ઇંગ્લાંડની સીવીલ સરવીસની પરીક્ષામાં હાજર થવા માટે એઓ બંને કેમબ્રીજ યુનીવરસીટીની કોલેજમાં જોડાયા અને પેહેલીજ તકે ત્યાંની મેથેમેટીકલ ટ્રાઇપોઝની ગણીતની બીકટ હરીફાઇમાં સામેલ થઇ ૬ ઠા તથા ૭ માં રેંગલ-રની પદવી મેલવી હતી. એ બાદ તા૦ ૧ લી જુલાઇએ લેવાયલી હીંદી સીવીલ સરવીસની પરીક્ષામાં બંને ભાઇઓ ૩૦મી અને ૨૬મી પદવીએ ફતેમંદ નીવડયા હતા. સીવીલ સરવીસના કાનુન મુજબ એઓ પુલીચ મધે ઘોડે-સવારીની તાલીમ લેતા હતા, તેવામાં ઘોડાપરથી પડી જવાથી એવણનું મરણ નીપજયું હતું, જે સમાચારે આખા મુંબઇ શેહેરમાં ઘણી દલગીરી ફેલાવી હતી, આટલા બધા ભણેલા છતાં એઓએ ભણવાગણવાનું તથા સાબુત પારસીપણું સાચવયું હતું.[2]

---

તા. ૧૫ મી જાનેવારી

ડાક્ટર હોરમજજી માણેકજી માસીનાએ બીકટ વાઢકાપનાં દરદીઓને રાખી તેમની સારવાર કરવા માટે પોતાની એક ખાનગી હાસ્પીટલ ભાયખલે કલેર રોડના રસ્તા ઉપર એક કુશાદે બંગલામાં ઉઘાડી હતી.[3]

---

1 એવણનાં મરણ વીશે દલગીરી બતાવવા મધરાજની જરથોસ્તી અંજુમનની એક સભા તા૦ ૧૨ મી જાનેવારી ૧૯૦૨ ને દીને ત્યાંના અંજુમનના બાગમાં મલી હતી, જ્યાં એ ગમખાર બનાવની નોંધ અંજુમનનાં દફતરમાં કરી તેમનાં વીધવા ઉપર દીલાસા પત્ર મોકલવાને, તથા મરનારની યાદ-ગારી રાખવા એક ફંડ ભેગું કરવાના ઠેરાવો થયા હતા. એ ફંડ મધેથી ત્યાંની અંજુમનની જગામાં એક મકાન મર-હુમ શેઠ ફરદુનજીની યાદમાં બંધાવી ૧૯૦૨ ના ડીસેમ્બર માસમાં ખોલ્લું મુક્યું હતું.

2 એવણનાં કવખતનાં મરણ માટે દલગીરી બતાવવા તથા એમની કાંઇ યાદગીરી રાખવાનો ઠરાવ કરવાને અત્રેની એલફીન્સ્ટન કોલેજના આગલા તથા હાલના વિદ્યાર્થીઓની એક સભા તા૦ ૧૮ મી જાનેવારી ૧૯૦૨ ને દીને એલફીસ્ટન કોલેજ-નાં દીવાનખાનામાં પ્રોફેસર મેકમીલનના પ્રમુખપણા હેઠળ મલી હતી, જ્યાં ઘટતો ઠેડાવ પસાર કરવામાં આવ્યો હતો, તથા મરનારના પીતા શેઠ નવરોજજી પેસ્તનજી કામાજી ઉપર એક દીલાસાપત્ર મોકલવા, અને તેમની કોલેજના સંબંધમાં કાંઇ યાદગારી રાખવાને ફંડ એકઠું કરવાને ઠેડવ્યું હતું.

એ ફંડમાં રૂ. ૧૫૦૦) ભરાયા હતા જે એલફીન્સ્ટન કોલેજમાં ઇનટરમીડીએટના વર્ગમાં એ મરહુમનાં નામનું એક ઇનામ આપવા સારૂં કોલેજ ફંડના ટ્રસ્ટીઓને આપ્યા હતા.

3 જામે જમશેદ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૯૦૨.

ડા૦ માસીનાએ આ એક ખાનગી હાસ્પીટલ તરીકે ચાલુ કીધી હતી. તે ઉઘાડી ત્યાંસુધી બીજી હીંદી કોમોની માફક પારસીઓ પણ બીમારીને સબબે સારવાર માટે હાસ્પીટલમાં જવા સામે સખ્ત અભાવ ધરાવતા હતા. (એ અગાઉ એવી જે હાસ્પીટલ મુંબઈ મધે પારસીઓમાં હતી તે મરકી વેળા ડા૦ કેખુશરો નશરવાનજી બહાદુરજી એમ. ડી. એ સ્થાપેલી પારસી ફીવર હાસ્પીટલ હતી.) એ હાસ્પીટલની હસ્તીનાં પહેલાંજ વર્ષમાં ૨૦૧ દર્દીઓને હાસ્પીટલમાં રાખી તેમની સારવાર કરવામાં આવી હતી, જેમાંના ૪૦ સુવાવડના કેસો હતા, અને ૧૧૮ ઓપરેશનો કરવામાં આવ્યાં હતાં. એ હાસ્પીટલ મધે દર્દીઓ મુંબઇનાજ નહી પણ તમામ મુંબઇ ઇલાકો અને તે ઉપરાંત દેશના દુરદરાજ મથકોથી આવ્યા હતા. આ હાસ્પી-ટલની બીજી નેમ તબીબી ગ્રેજ્યુએટોને ચઢતા પ્રકારની તાલીમ મેળવવાની કાંઇ તક આપવાની પણ છે. જો કે મુખ્ય કરીને એ હાસ્પીટલ પારસીઓ માટે સ્થાપી છે છતાં બીજી કોમોના દર્દીઓ તે મધે દાખલ થવાની માગણી કરવાથી ચોકસ પ્રમાણમાં તેમની પણ સારવાર કરવામાં આવે છે. જાનેવારી ૧૯૦૩ સુધી બાહેરની કશી પણ મદદ વગર હાસ્પીટલ ચલા-વવામાં આવી હતી. સામાન્ય રીતે મધ્યમસર ફી લેવામાં આવ્યાથી અને કેટલાંક દર્દીઓને ફક્ત નામની ફીએ અથવા બીલકુલ કશી પણ ફી વગર દાખલ કરવામાં આવ્યાથી હાસ્પી-ટલને નાણાં સંબંધી મોટી ખોટ ખમવી પડી હતી. એ વિગતની ખબર પડતાં બાઇ આવાંબાઈ ફરામજી દીનશાહ પીટીટે જાને-વારી ૧૯૦૩ થી હાસ્પીટલના ખરચ માટે દર મહીને રૂ. ૫૦૦ આપવા કીધા હતા, અને મે ૧૯૦૪ થી તેમણે એ રકમ વધારીને દર મહીને રૂ. ૭૦૦ થી કીધી હતી.

( ફુટનોટ પાને ૬૬ થી ચાલુ. )

એ ઉપરાંત "જામે જમશેદ" પત્રના માલેક તથા અધીપતી શેઠ જેહાંગીર બહેરામજી મરઝબાને એ ખાતાંની જાતે મુલાકાતો લઇ તેને નાણાંની મદદ કરવાની જરૂર ઉપર પ્રજાનું ધ્યાન પોતાના પત્ર મારફતે ખેંચ્યું હતું, અને સપટેમ્બર ૧૯૦૩ થી ૧૯૦૪ ની આખેરી સુધીમાં "ડા૦ માસીના હારસ્પીટલ ફંડ" માં રૂ. ૪૬૩૭૫ ની રકમ ભરાઇ હતી.

તા૦ ૧ લી સપટેમ્બર ૧૯૦૩ થી ૩૧ મી ડીસેંમ્બર ૧૯૦૪ સુધીની મુદતમાં સઘળાં સાધનોથી રૂ. ૧,૦૬,૮૦૩ ની આવક તથા રૂ. ૯૭,૪૧૮ નો ખરચ થયો હતો. એ માટે દર્દીઓની ફીના રૂ. ૫૭,૧૧૬ ઉપજ્યા હતા. દરરોજની ફી તરીકે દર્દીઓ તરફથી રૂ. ૩ કરતાં વધુ ફી મળી હોય અને ઓપરેશનની ફી તરીકે દર્દીઓએ ખરેખર જે રકમ પગાર કાધી હોય તેનો જુદો હીસાબ રાખવામાં આવ્યો છે અને તેના નાણાં ઉપર ડા૦ માસીના પોતાનો હક ધરાવે છે. મજકુર ૧૬ માસની મુદત દરમ્યાન એ રકમ કુલે રૂ. ૧૧૬૯૭ જેટલી થઈ હતી. ડા૦ માસીનાએ એ રકમ પોતાના અંગત ઉપયોગમાં લીધી નથી, પણ હારસ્પીટલ પાછળજ વાપરવામાં આવી છે.

એ હારસ્પીટલને શરૂઆતના વર્ષમાં તેના વહીવટમાં મી૦ એન્ડ મીસીસ જીજીભાઇ એદલજી મોદી, મેશર્સ કાવસજી દીનશાહ એદનવાળા ભાઇઓ તથા મી૦ અરદેશર નશરવાનજી મોદીએ મોટી ઉલટ લેવા ઉપરાંત નાણાં સંબંધી કીમતી મદદ કીધી હતી, અને ડા૦ કરનલ ધનજીશાહ નવરોજી પારખે એ હારસ્પીટલને વૈદક સલાહ આપી હતી.

શરૂઆતમાં હારસ્પીટલ ભાયખલા ખાતે કલેર રોડ ઉપર આવેલી હતી, જ્યાં તેને માટે રૂ. ૭૭૫ ના માસીક ભાડે બે મકાનો રાખવામાં આવ્યાં હતાં. એ મકાનો માહેલું એક ફક્ત સુવાવડખાનાં તરીકેજ વાપરવામાં આવ્યું હતું અને તેમાં ઘટતા સ્ટાફ ઉપરાંત ૩૫ દર્દીઓનો સમાશ થઈ શકતો. બીજું મકાન સામાન્ય કેસો માટે વપરાતું અને તેમાં ૫૫ દર્દીઓનો સમાશ થઇ શકતો.

હારસ્પીટલ સંબંધમાં બૉ૦ બહેરામજી જીજીભાઇ ટ્રસ્ટ સેટલમેન્ટને લગતાં વાંદરા ખાતેના બંગલામાં એક કોનવેલેસન્ટ હોમ સ્થાપવામાં આવ્યું હતું જ્યાં ૨૦ દર્દીઓ સમાઇ શકતાં. એ મકાન રૂ. ૧૫૦ ને માસીક ભાડે મેળવવામાં આવ્યું હતું. મજકુર મુદતમાં હારસ્પીટલના પગારદાર કામદારો, ૫ હાઉસ સરજ્યનો, ૧૫ નર્સો, ૧ મેનેજર ઉપરાંત ૧૦૬ જણાનો સ્ટાફ હતો.

કુલે દર્દીઓને દાખલ કરવાની વરસવાર સંખ્યા નીચે મુજબ હતી :—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૦૨ | ... | ૨૦૧ | ૧૯૧૨ | ... | ૮૭૯ |
| ૧૯૦૩ | ... | ૪૯૬ | ૧૯૧૩ | ... | ૯૪૪ |
| ૧૯૦૪ | ... | ૭૬૬ | ૧૯૧૪ | ... | ૧૦૩૬ |
| ૧૯૦૫ | ... | ૮૧૫ | ૧૯૧૫ | ... | ૯૨૮ |
| ૧૯૦૬ | ... | ૭૮૭ | ૧૯૧૬ | ... | ૧૦૩૨ |
| ૧૯૦૭ | ... | ૭૭૫ | ૧૯૧૭ | ... | ૧૦૭૭ |
| ૧૯૦૮ | ... | ૬૬૭ | ૧૯૧૮ | ... | ૧૩૦૦ |
| ૧૯૦૯ | ... | ૭૮૨ | ૧૯૧૯ | ... | ૧૬૫૬ |
| ૧૯૧૦ | ... | ૮૨૨ | ૧૯૨૦ | ... | ૧૪૮૬ |
| ૧૯૧૧ | ... | ૮૧૬ | | | |

પારસી કોમ ઉપરાંત એક નાનો ભાગ બીજી કોમના દર્દીઓને પણ એ હારસ્પીટલમાં દાખલ કરવામાં આવે છે. દાખલા તરીકે ૧૯૧૧ ના સાલમાં કુલે ૮૧૬ દર્દીઓમાં ૧૬૧ બીજી કોમોના હતા.

દર સાલ કરેલાં ઓપરેશનોની સંખ્યા ઓછામાં ઓછી ૧૯૦૨ માં ૧૧૮ અને વધુમાં વધુ ૧૯૧૯ માં ૭૪૭ ની હતી. દરેક પ્રકારના ઓપરેશનો કરવામાં આવ્યાં હતાં.

સઘળાં કારણોથી એ ૧૯ વર્ષમાં નીપજેલાં મરણોનું પ્રમાણ ટકા ઓછામાં ઓછું પહેલે વર્ષ ૪·૪ અને વધતામાં વધતું ૧૯૧૧ માં ૯·૦૫ આવ્યું હતું.

ઓપરેશનના કેસોમાં નીપજેલાં મરણોનું પ્રમાણ ટકા ઓછામાં ઓછું ૧૯૧૩ માં ૨·૭૨ અને વધતામાં વધતું ૧૯૦૩ માં ૭·૫૧ આવ્યું હતું.

દર સાલ સુવાવડના કેસો દાખલ કરેલાની સંખ્યા ઓછામાં ઓછી ૧૯૦૨ માં ૪૦, ૧૯૦૩ માં ૧૦૬ અને વધુમાં વધુ ૧૯૧૬ માં ૪૫૭ ની હતી.

સુવાવડના કેસોમાં માતાઓના નીપજેલાં મરણોનું પ્રમાણ ટકા ઓછામાં ઓછું ૧૯૦૫ માં ·૨૭ અને વધુમાં વધુ ૧૯૧૩ માં ૨·૫૭ હતું.

આ હારસ્પીટલમાં દરદો તપાસવાનાં તથા દરદોને લગતા પ્રયોગો કરવાનું એક ખાતું (પેથોલોજીકલ લેબોરેટરી) અને એક મ્યુઝીઅમ પાછળથી સ્થાપવામાં આવ્યું છે. લેબોરેટરીમાં હારસ્પીટલના દર્દીઓ ઉપરાંત હારસ્પીટલ બહાર પ્રજાના દુખદરદો પણ ફી લઇને તપાસવામાં આવે છે. આને લગતી આવક ૧૯૦૯ ના સાલમાં રૂ. ૫૫ ની હતી તે ૧૯૧૧ માં વધી રૂ. ૬૧૧ ની થઇ હતી.

વળી હારસ્પીટલ સંબંધી એક્ષ રે અને ઇલેક્ટ્રીકલ ખાતાં સ્થાપવામાં આવ્યાં છે.

**એન્ડાઉમેન્ટ ફંડ**—૧૯૧૯ ના સાલની આખેરીએ એન્ડાઉમેન્ટ ફંડમાં રૂ. ૧,૯૫,૯૫૭–૮–૦ સરકારી જામીનગીરીમાં જમે હતા અને ૧૯૨૦ ના સાલમાં જામીનગીરીઓમાં રૂ. ૧૭,૯૦૦ અને રોકડ રૂ. ૨૮,૮૮૨ મળી રૂ. ૪૬,૩૮૨ મળ્યા હતા, અને એ ફંડમાં કુલ ૩,૧૮,૨૪૬–૨–૩ જમે થયા હતા.

**બીલ્ડીંગ ફંડ**—સર શાપુરજી બરજોરજી ભરૂચાએ મેડીકલ અને નરસીંગ સ્ટાફ માટે રહેઠાણો પુરાં પાડવાને રૂ. ૩ લાખની બક્ષેશ કીધી હતી. તે ઉપરાંત ૧૯૨૦ ના સાલમાં એ ફંડમાં બીજાઓ તરફથી રૂ. ૨૨૦૪૫ ભરાયા હતા અને તે મધેથી ઉપલાં રહેઠાણો બાંધવા પાછળ રૂ. ૧,૮૭,૧૨૫ નો ખરચ થયો હતો.

**હાલની નવી ઇમારત**—૧૯૧૧ ના સાલમાં આ હારસ્પીટલના બીલ્ડીંગ ફંડમાંથી ટ્રસ્ટીઓએ રૂ. ૨,૬૦,૦૦૦ ની રકમે ભાયખલા ખાતે બે મોહોળી મીલકતો હારસ્પીટલ માટે ખરીદી હતી. આ મીલકતો 'સાંસુસી' (એક વખતે મજકુર સર એડવર્ડ સાસુન બેરોનેટનું મહેલ જેવું રહેવાનું મકાન) અને ફોક્ષ હૉલ એસ્ટેટ (આગળ મી૦ રૂબીન સાસુનની માલેકીનું) ના નામથી ઓળખાય છે. આ મીલકતો, જે એકમેકની અડો-

### તા૦ ૧૮ મી જાનેવારી

મુંબઇ મધે આખે સાલનું ચીતારોનું પ્રદર્શન આજ દીને ખોલ્લું મુકવામાં આવ્યું હતું. એ પ્રદર્શનમા નીચલી પારસી બાનુઓને તેમનાં સરસ ચીતારો માટે ઇનામો મળ્યાં હતાં:—

મીસ પરીચેહર બ. ફ. કામાને રૂ. ૧૦૦) નું ઇનામ.

મીસ બાઇમાઇ મીસ્ત્રીને રૂ. ૫૦) નું ઇનામ.

મીસ સુનાંબાઇ શાપુરજી જશાંવાલાને રૂ. ૩૦) નું ઇનામ.

( ફુટનોટ પાને ૯૭ થી ચાલુ. )

આટ આવેલી છે. તે આશરે અરધાં લાખ ચોરસવાર જમીન ભરાવે છે. આ મીલકતોમાં ઘટતા સુધારા વધારા કરવા માટે એક ખાસ ફંડ ઉભું કરવામાં આવ્યું હતું.

**પારસીઓ સીવાય બીજી કોમોના દર્દીઓ માટે** એક બીલ્ડીંગ ફંડ સ્થાપવામાં આવ્યું છે તેમાં ( ૧૯૨૦ સુધીમાં ) રૂ. ૧૨૦૩-૧૨ થયા છે.

ડા૦ મારીના તરફનાં હાસ્પીટલની જોખમદારી દર સાલ ૧૯૧૧ ના સાલ સુધી નીચે મુજબ હતી:—

| સાલ. | રૂ. |
|---|---|
| ૧૯૦૪ ... ... ... | ૧૧૬૯૬ |
| ૧૯૦૫ ... ... ... | ૧૫૪૭૮ |
| ૧૯૦૬ ... ... ... | ૧૯૩૦૪ |
| ૧૯૦૭ ... ... ... | ૧૪૯૩૯ |
| ૧૯૦૮ ... ... ... | ૬૧૩૮ |
| ૧૯૦૯ ... ... ... | ૩૯૯૪ |
| ૧૯૧૦ ... ... ... | ૪૫૯૮ |
| ૧૯૧૧ ... ... ... | ૪૩૯૪ |

**મુફત દર્દીઓ**—એ હાસ્પીટલમાં એક ભાગ મુફત દર્દીઓને રાખવામાં આવે છે. ૧૯૨૦ ના સાલમાં ૧૧૧૦ દર્દીઓ સામાન્ય ખાતાંમાં દાખલ કરવામાં આવ્યા હતા તેઓ મધે ૧૦૦ રૂ. ૫) અને વધુ આપનારા, ૧૮૦ રૂ. ૫ થી ઓછી ફી આપનારા ત્યારે ૮૩૦ એટલે ૭૪½ ટકા તદન મુફત હતા. એજ મીસાલ સુવાવડખાતાંમાં ૩૭૬ માંથી અનુક્રમે ૮૪, ૨૨૨, ૭૦ ( મુફત ) બાઇઓને દાખલ કીધાં હતાં.

૧૯૨૦ ના સાલમાં આવકની મુખ્ય રકમો નીચે મુજબ હતી:—

| | રૂપીયા. |
|---|---|
| વાર્સીક બક્ષેશ ... ... ... ... | ૧૫૭૬ |
| માસીક બક્ષેશ ... ... ... ... | ૮૦૮૧ |
| બમે બગ્યોઇ મારફતે ભરાયલા... ... | ૧૩૫૭ |
| ડા૦ મારીના હસ્તક ભરાયલા ... ... | ૨૭૧૨૫ |
| દવાખાનાના સખાવત ફંડ ... ... | ૨૦૬૪ |
| ધર્મની પેટીઓમાં ... ... ... ... | ૩૮૯૬ |
| મુફત મળેલો માલ વગેરે ... ... ... | ૪૩૪૮ |
| હોસ્પીટલમાં રહેલા દર્દીઓ પાસથી ફી. | ૫૪૨૭૩ |

### તા૦ ૧૮ મી જાનેવારી.

પાર્લામેંટના મેમ્બર સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી મુંબઇ ખાતે આવ્યા હતા તેમનાં માનમાં આજ દીને તેમના દોસ્તો તથા વખાંણનારાઓનો એક મોટો મેલાવડો ટાઉન હાલમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠલ થયો હતો.[1]

| | |
|---|---|
| બહારના દર્દીઓની તથા પેથોલોજી એક્ષ રે ... ... ... ... ... | ૮૭૬૦ |
| ઓપરેશન રૂમની ફીના ... ... ... | ૨૬૪૨ |
| વ્યાજ, ભાડું વગેરે ... ... ... | ૨૦૧૮૦ |
| અસાધારણ બક્ષેશ ... ... ... ... | ૯૪૨૫ |
| પરચુરણ ... ... ... ... ... | ૨૩૨૪ |
| કુલે રૂ. ... | ૧૫૦૯૨૧ |

૧૯૨૦ ના સાલમાં હાસ્પીટલના ખરચની મુખ્ય રકમો નીચે મુજબ હતી:—

| | રૂપીયા. |
|---|---|
| ખોરાકી (પ્રોવીઝન્સ) ... ... ... | ૬૬૮૨૧ |
| સરજરી ડીસ્પેનસરી ... ... ... | ૩૧૯૬૮ |
| પેથોલોજીકલ ખાતું ... ... ... | ૭૨૬૫ |
| એક્ષ રે ખાતું ... ... ... ... | ૧૩૮૫ |
| ડુમેસ્ટીક ... ... ... ... ... | ૧૬૪૮ |
| પગારોના ... ... ... ... ... | ૫૪૬૦૩ |
| ભાડું ... ... ... ... ... | ૩૪૪૯ |
| પરચુરણ ... ... ... ... ... | ૫૫૭૫ |
| કુલે રૂ. ... | ૧૮૭૪૧૪ |

એ સાલ આવક ઉપરાંત રૂ.૩૬૫૯૩ નો ખરચ થયો હતો.

૧૯૧૫ ના સાલમાં નીચલાં અસાધારણ સાધનોની આવક થઇ હતી:—

હારમસ્ટન સરકસ રૂ૧૦૪૪, પારસી હરીશ્ચંદ્રના ખેલના રૂ૨૦૨૨, એ સાલના જમશેદી નવરોઝને દીને લોકોને જોવાને માટે હાસ્પીટલ ખુલ્લી મેલી હતી તે વેળા રૂ૩૬૩૯ ભરાયા હતા.

હાસ્પીટલના ટ્રસ્ટીઓ તરીકે નીચલા સાહેબોએ કામ બજાવ્યું હતું:—

શેઠો મહેરવાનજી ફ્રેખશરૂ આલપાઇવાળા સોલીસીટર, મહેરવાનજી નશરવાનજી વાડયા, નવરોજજી જહાંગીર ગામડયા, સર શાપુરજી બરજોરજી ભરૂચા, જહાંગીર બી. મર્ઝબાન, હોરમજજી અરદેશર વાડયા, કાવસજી જમશેદ શેઠ, ડા૦ જીજીભાઇ પેસ્તનજી નીકલસન, ડા૦ હોરમજજી માણેકજી મારીના—મેનેજીંગ ટ્રસ્ટી.

ઑનરરી ઑડીટર તરીકે હાલ શેઠ હોરમસજી શાપુરજી કાત્રક ( એફ. સી. આર. એ. ) કામ બજાવે છે.

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ મી જાનેવારી ૧૯૦૨.

એમનાં માનમાં અત્રેની શેઠ ખુરશેદજી મેહરવાનજી બાલીવાળાની વિક્ટોરીઆ નાટક મંડળીએ તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૦૨ ને દીને "સોલી બલ"નો નાટક કીધો હતો, જેની આવકના રૂ. ૯૦૦) ધારા તે નવાં મંડાનારાં શીવેઠનાં ફંડમાં આપ્યા હતા.

વેલાયતની ત્રીનીટી કાલેજની મયુઝીકની પરીક્ષા જે ગયા નવેમ્બર માસની તા૦ ૩૦ મીએ મુંબઇના વીભાગો માટે નેમાયલા મી૦ દવ તથા બીજા પ્રોફેસરોના ઉપરી-પણા હેઠળ લેવાઇ હતી તે મધે નીચલી બાનુઓ પસાર થઇ હતી:—

**સીનીઅર પાસ વર્ગમાં**—મીસ બીખાઇજી લી. પાલમકોટ.

**ઇનટરમીડીયટ ઓનરસ વર્ગમાં**—મીસ બાઇ-આઇ લીમજીભાઇ પાલમકોટ અને ડાકટર ધનજીશાહ આર. તાતા માન સાથે.

**જુનીઅર વર્ગમાં**—મીસ આઇમાએ દારાશાહ ચીજગર માન સાથે.[2]

---

તા૦ ૧૯ મી જાનેવારી.

રોજ ૭ માહ ૫ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—મનચેરજી કાવશજી સાપુરજી લંગડાના, ઉર્ફે મનસુખ[3]—ઉમર વર્ષ ૭૫). એવણનું અસલ નામ મનચેરજી સાપુરજી લંગડાના કરી હતું, પણ પોતાના વડા ભાઇ કાવશજીના પાલક થવાથી તેમના નામથી ઓળખાતા હતા. એવણનો જનમ નવસારીમાં થયો હતો, જ્યાંથી ૮) વર્ષની ઉમરે મુંબઇ આવી ઇંગ્રેજી અને ફારસી ભાષાની તાલીમ લીધી હતી. પછી પોતાના વડા ભાઇની વેપારી પેહડીપર ૧૮૪૮ માં ચીન ગયા હતા, અને કંતાનમાં ૮) વર્ષ ગુજાર્યા હતાં. પણ લખાણો કરવાનો શોખ હોવાથી વેપારી લાઇન એમને રૂચતી નહીં, અને ભાઇની ધાકને લીધે ચીનથી જે લખાણો મુંબઇ મોકલતા તેપર "મનસુખ" તખલ્લુસ વાપડતા. જે પાછલથી અટક પડી. ચીનની પેહડી પડી ભાગવાથી ૧૮૫૫ માં તેવણ મુંબઈ પાછા ફર્યા. જરથોશ્તી છોકરીઓની નિશાળ મંડળીના કારોબારી હતા તથા જમશેદી નોરોજથી નવું વર્ષ ગણવાની નેમથી સ્થપાયલી મંડળીમાં જોડાયા હતા, પણ પછી મતફેર પડવાથી છુટા પડયા હતા. ઇરાંન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીના આ૦ સેક્રેટરી તરીકે કામ બજાવ્યું હતું, પણ પાછલથી તે ઓહ્દો એવણને છોડી દેવો પડયો હતો. રાહનુમાય સભા સાથ પણ એવણ સામેલ હતા, પણ પાછલથી છુટા પડયા હતા. જરથોસ્તી ધરમ અને ક્રીયા ઉપર એતેકાદ વધરાવનારી મંડળીમાં વર્ષો સુધી એમની આગેવાની હતી, પણ તેમાંથીબી વાંધો પડતાં છેલ્લે છુટા થયા હતા. કેટલાંક વર્ષો સુધી "સત્ય મીત્ર" નામનું અઠવાડીક પત્ર ચલાવ્યું હતું. એવણે રચેલાં પુસ્તકોમાં "ગંજનામું" મુખ્ય હતું જેની બીજી આવૃતી ૧૮૯૩ માં બાહેર પડી હતી. તે ઉપરાંત "હેવાલે ઝંદ અવસ્તા," "ફીરદુસીનું શાહનામું," તથા "પેહલા સર જમશેદજી જીજીભાઇની જીંદગીના હેવાલ" નાં પુસ્તકો ઘણાં જાણીતાં હતાં. ભાશણો કરી જરથોશ્તી ધર્મ અને ક્રીયાઓ ઉપરનો એતેકાદ વધરાવવાની કોશેશ કરવા માટે એવણ જાણીતા હતા. રાહનુમાએ સભાના કામોને વખોડી કહાડી તેવણે જરથોસ્તીઓની જુની ફાયદાકારક રાહરસમો નાબુદ થતી બચાવી લેવાને લડત ચલાવી હતી. હારમોનીયમ સાથ બંદગી કરવાની રસમ સામે સખ્ત હુમલો ચલાવ્યો હતો. આજની કન્યાઓને ઘરસંસારમાં ઉપયોગી થઇ પડે એવી તાલીમ આપવાની તેવણે હીમાયત કરી હતી, અને તે સાથ ચેતવણી આપી હતી કે સ્ત્રી કેળવણીના મરદાના અભ્યાસક્રમમાં સુધારો કરવામાં નહી આવશે, ફેશનની ફીશીયારી પારસીઓમાં વધતી ચાલી છે તે ઉપર મજબુત આંકોશ નાખવામાં નહી આવશે તથા સ્ત્રી મરદોનાં છુટાપણા ઉપર ઘટતો પણ મજબુત આંકોશ નહીં રાખશે તો પારસી સંસારનો ટાળો બગડી જશે. પારસી પંચાયતના ટ્રસ્ટીઓ કનેના ટ્રસ્ટડીડ જોવાનો અંજુમનનો હક તેવણે માગ્યો હતો.

---

તા૦ ૨૮ મી જાનેવારી.

મરહુમ શેઠ ફરામજી દીનશાહજી પીટીટની પુંજીમાંથી તેમનાં વીધવા બાઇ આવાંબાઇ તથા બેટા શેઠ જીજીભાઇ ફરામજી પીટીટે (તે બીજા સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે) મુંબઇ મધે ખંબાલા હીલના રસ્તા ઉપર પારસીઓને હવા ખાવા જવા માટે રૂ. ૫૦૦૦૦૦) ને ખરચે બંધાવેલું સેનીટેરીયમ ખોલ્લું મુકવાની ક્રિયા નામદાર ગવરનર લોર્ડ નોર્થકોટે આજ દીને એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં સર દીનશાહજી માણેકજી પીટીટ બીજા બારોનેટે એ સેનીટેરીયમને લગતી કેટલીક વીગત કહી સંભલાવી, તથા મરહુમ પેહલા સર દીનશાહજીનાં મરણ બાબે દલગીરી બતાવી, અને એ

---

મોર્થ ઇસ્ટ બેથનેલ ગ્રીન તરફથી આમની સભામાં બીરાજતા આ હીંદી સભાસદ હીંદુસ્તાનની મુસાફરી પુરી કરી પાછા ઇગ્લંડ ગયા તે વેળા તેવણને આવકાર આપવાનો એક મેળાવડો તેમના ચુંટણી કરનારાઓ તરફથી ત્યાંના વીકટોરીયા હોલમાં કરવામાં આવ્યો હતો, જે વેળા હોલ હાજર રહેનારાઓથી ચીકાર ભરાઈ ગયો હતો. બેથનેલ ગ્રીનના ચુંટણી કરનારાઓ તરફથી સર મનચેરજીને સુંદર કારીગરીની લખવાની એક ટેબલ અને ખુરશી ભેટ આપવામાં આવી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી જાનેવારી ૧૯૦૨.

૩ શેઠ કાવસજી મનચેરજી મનસુખના બાવા.

મકાન બાંધનાર શિલ્પી શેઠ શાપુરજી નશરવાનજી ચાંદાભાઈનો તથા દેખરેખ રાખવા માટે શેઠ હીરજીભાઈ અરુમનજી વારડનનો ઉપકાર માની નામદાર ગવરનરને એ મકાન ખોલ્લું મુકવાને અરજ કીધી હતી. નામદાર ગવરનરે રૂપાની ચાવી વડે મકાન ખોલ્યા બાદ એક સુભાષીત ભાષણ કીધું હતું. જે બાદ સર મનચેરજી મેહરવાનજી ભાવનગરી, સી. આઇ. ઈ., એમ. પી. એ નામદાર ગવરનરનો ઉપકાર માન્યો, અને મેળાવડો બરખાસ્ત થયો હતો.[1]

તા૦ ૨૬ મી જાનેવારી.

રોજ ૧૪ માહ ૫ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—ખાન બાહાદુર બરજોરજી એદલજી મોદી, એમ. એ., એલ. એલ. બી.—ઉમર વર્ષ ૫૨). સુરતવાળા સરદાર દાવર એદલજી ખુરશેદજી મોદીના દીકરા. એવણનો જનમ તા૦ ૨૪ મી અકટોબર ૧૮૫૦ ને દીને થયો હતો. ૧૮૬૫ ની આખેરીએ મેટ્રીક થઇ, ૧૮૬૮ માં મુંબઇ યુનીવર્સીટીના બી. એ. અને ૧૮૭૦ માં એમ. એ. થઈ, સનદી નોકરીની હરીફાઇ માટે ઈંગ્લાંડ ગયા. પણ તેમાં નીષ્ફળ થવાથી તુરતજ પાછા ફરી ૧૮૭૨ માં એલ. એલ. બી. થઇ, આરનલ્ડ સ્કાલરશીપ મેલવી, જે હીંદુ તથા મોહમેદન કાયદાઓનાં સરસ જ્ઞાન માટેની પારસીઓમાં પેહલી એવણનેજ મલી હતી. સરકારી નોકરીમાં ૧૮૭૩ થી સબોર્ડીનેટ જડજ નેમાયા. ૧૮૯૧ માં પુનાની અને ૧૮૯૭ માં થોડાક માસ મુંબઇની સમોલકોઝ કોર્ટના જડજ નેમાયાં હતા. મરણ વખતે એવણ સુરતની સમોલકોઝ કોર્ટના જડજ હતા, અને સુરતમાંજ ગુજર્યાં હતા.[2]

---

1 ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૫ મી જાનેવારી ૧૯૦૨.

મુંબઈ અથવા બાહેરગામને લગતા જેબી જરથોસ્તીઓ માંદગીથી નાતવાન થયલા હશે, અને જેઓને હવા ફેરબદલ કરવાની જરૂર કોઇ લાયક તબીબની સર્ટીફીકેટ ઉપરથી માલમ પડે, તેઓને એ મકાન મધ્યે વસવાનો લાભ આપવામાં આવે છે. એ મકાનમાં એકી વેળા ૬૫ કુટુંબો રહી શકે છે, તેના ખર્ચને પુગી વળવા માટે ૮ બ્લોક શક્તિવાળાઓને દર માસે રૂ. ૩૦ ની ફી લઇ વપરાસમાં આપવામાં આવે છે.

એ સેનેટરીઅમનો લાભ લેનારાઓ પાસે સામાન્ય રીતે એક નજીવી ફી તરીકે દર માસ એકની રજા ચીઠ્ઠી માટે રૂ. ૧) નો નામનો લવાજમ લેવામાં આવે છે. ભાડાંથી એકંદર દર માસે રૂ. ૪૦૨ ઉપજે છે, અને રીપેર સીવાયનો ખર્ચ દર માસે રૂ. ૨૦૦) નો થાય છે. એ મકાનના ટ્રસ્ટીઓ તરીકે પ્રથમ બાઇ આવાંબાઇ ફરામજી દીનશાહજી પીટીટ તથા તેમના બેટા સર દીનશાહ માણેકજી પીટીટ (બીજા બેરોનેટ) હતા. બાઇ આવાંબાઈના હક થયા પછી સર દીનશાહ પોતે એકલા ટ્રસ્ટી છે. તેનું ટ્રસડીડ હજી થયું નથી. શરૂઆતથી શેઠ કાવસજી બમનજી કાત્રક તેના ઑનરરી સેક્રેટરી છે.

આ મકાન ઉપર નીચે મુજબ તખ્તીઓ મારી છે:—

ધી ફરામજી દીનશા પીટીટ પારસી સેનેટરીયમના

પાયાનો આ પથર

હીઝ એક્સેલનસી ધી રાઇટ ઑનરેબલ વીલીયમ બૅરન

સેન્ડહરસ્ત જી. સી. આઇ. ઇ.

મુંબઇના ગવરનરના મુબારક હાથથી

શેહેનશાહી રોજ તીર યઝદ, માહા શેહેરેવર અમસાસફંદ

યઝદેજરદી સાલ ૧૨૬૮

અંગ્રેજી તા૦ ૨૪ મી ફેબરવારી, સને ૧૮૯૯ ને દીને

મુકવામાં આવ્યો છે.

આ સેનેટરિયમની જમીન અને તેના બાંધકામનો ખરચ આશરે રૂ. ૪,૫૦૦૦૦ નો બેહેસ્તનશીન શેઠ ફરામજી દીનશા પીટીટ (જેએવણ શેહેનશાહી રોજ દીન યઝદ, માહા તીર યઝદ યઝદેજરદી ૧૨૧૭ તા૦ ૧૯ મી જાનેવારી ઇ૦ સ૦ ૧૮૪૮ ને દીને શ્રી મુંબઇ મધ્યે જનમ્યા હતા, અને રોજ આસમાન યઝદ, માહા બાહમન અમસાસફંદ શેહેનશાહી યઝદેજરદી ૧૨૬૪ તા૦ ૮ મી ઓગસ્ટ ઇ૦ સ૦ ૧૮૯૫ ને દીને શ્રી મુંબઇ મધ્યે હક થયા હતા) તેવણે પોતાના છેલ્લાં વસીયતનામા મધ્યે સખાવતના કામો સારૂ જે રકમ અલાહેદી કાહાડવા ફરમાવ્યું હતું તે રકમ મધ્યેથી કરવામાં આવનાર છે:

આરકીટેક્ટસ અને સીવીલ ઇજનેરો

એસ. એન્ડ એમ. એન. ચાંદાભાઈ, એમ. એસ. એ. (લંડન).

This foundation stone

of

The Framjee Dinshaw Petit Parsi Sanatoriun

was laid by

H. E. The Right Honorable William Baron Sandhurst G. C. I. E.

Governor of Bombay

on

The 24th day of February 1899 being Shanshai Roz Tir Yezed Maha Sheherevar Amshaspand Yezdezardi year one Thousand two hundred & sixty eight.

Estimate a Cost of land & Building Rs. 45,0000 To be defrayed from the Funds specially set aside for charitable purpose by the late Framjee Dinshaw Petit Esqr., Born in Bombay 19th January 1848 Died in Bombay 8th August 1895.

Architects and Civil Engineers,

S. & M. N. Chandabhoy M. S. A. (London).

2 જામે જમશેદ, તા૦ ૫ મી ફેબરવારી ૧૯૦૨.

તેમના મરણ માટે દલગીરી બતાવવા સુરત મધ્યે ત્યાંના રેહવાસીઓની એક જાહેર સભા તા૦ ૭ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને મ્યુનીસીપલ હોલમાં જનાબ મી૦ બેહરામજીનાં પ્રમુખ

તા૦ ૩૧ મી જાનેવારી.

**મરણ—**શાવકશાહ ફરામજી પોંહચખાનાવાળા—ઉમર વર્ષ ૩૬.) એવણુ મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી પોલીસ નોકરીમાં જોડાયા હતા, અને કાઠીયાવાડમાં આવેલા જામનગર રાજયના મદદનીશ પોલીસ સુપ્રીન-ટેન્ડન્ટના ઓહદાપર હતા, જ્યાં પોતાની ફરજ બજાવતાં એક મીયાનાને હાથે સખ્ત ઘાયલ થયો તેની ઇજાથી ત્યાં જામનગરમાંજ મરણ પામ્યા હતા.

તા૦ ૧ લી ફેબરવારી.

મરહુમ શેઠ મનચેરજી કાવશજી મનસુખનાં મરણ બાબે દલગીરી બતાવવા તથા તેમની યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું કરવાનો ઠરાવ કરવાને તેમના દોસ્તો તથા વખાણનારાઓની એક સભા આજ દીને ચંદનવાડી ખાતે બગર સાથ મોબેદોનાં આતશબેહરામનાં દીવાનખાનાંમાં દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસ્પ આશાનાનાં પ્રમુખ-પણાં હેઠળ મળી હતી. આ વેળાએ નીચે મુજબનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો :—

"મરહુમ મી૦ મનચેરજી કાવસજી મનસુખ જેવા એક બાહોશ અને ધરમ ચુસ્ત ગ્રહસ્થ, જેઓએ જર-થોસ્તી ધરમની સાચવની માટે પોતાની જીંદગીના મોટા ભાગ સુધી લડત ચલાવી હતી, તેઓનાં કવખતનાં મરણથી આ સભા પોતાની ગમગીની જાહેર કરે છે, અને એવો વીચાર ધરાવે છે કે એ મરહુમ ગ્રહસ્થે પોતાની કારકીર-દીમાં જરથોસ્તી ધરમ અને કોમની જે અમુલ્ય લાંબી સેવા બજાવી છે, તેથી એ મરહુમનો આપણાપર જે આભાર થયો છે તેની કાંઇક ઇઘાણી તરીકે એ મરહુમ ગ્રહસ્થની લાયક રીતની યાદગારી જાળવી રાખવા સારૂ મરહુમનાં દોસ્તો અને વખાણનારાઓમાં ઉઘરાણુાની એક ટીપ ફરતી કરવી."[2]

તા૦ ૪ થી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શ૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ—**એ. ખરશેદજી મીનોચેહરજી કટેલી[1]—ઉમર વરસ ૭૬). ફારસી ભાષાના જાણીતા સ્કોલર. ૧૮૪૭ થી સુરત મધે ફારસી મકતબ સ્થાપેલી તે ૧૮૬૨ સુધી ચલાવી, ૧૮૬૩ માં મુંબઇની સર જમશેદજી મદરેસાના ફારસી શીક્ષક નેમાઇ અત્રે આવ્યા હતા. "દીન–આમુજે-બચેગાન" તથા "હુવા નામ સેતાયશની" વીષેની ચોપડીએ છપાવી હતી. વીલસન કોલેજના ફારસી ભાષાના લેકચરર તરીકે ૨૫) વર્ષ સુધી હતા. જરથોસ્તી ધરમ સંબંધી સવાલોમાં ઘણો ભાગ લીધો હતો. કસરત તથા હકીમાના ઘણા શોખીન હતા.

**મરણ—**દીનશાહ જીજીભાઇ છાપગર—ઉમર વર્ષ ૫૩). જવાન વયથી ટપાલખાતાંમાં જોડાઈ છેલ્લાં પુના વીભાગના ટપાલના સુપરીનટેંડંટના ઓધ્ધાપર હતા.

---

પણા હેઠળ મળી હતી. આ વેળાએ નીચે મુજબનો ઠેડાવ પસાર કરવામાં આવ્યો હતો :—

આ શેહેરના રહીશોની આ જાહેર સભા મરહુમ ખા૦ બા૦ બરજોરજી એદલજી મોદી એમ. એ. એલ. એલ. બી., કે જેઓ સરદાર દાવર એદલજી ખરશેદજીના ચોથા પુત્ર અને અહીંના લાયકીવાળા કાબેલ જડજ હતા, તેમનું અકાળ મરણ નીપજેલું સાંભળી આ સભા અત્યંત દલગીર થઈ છે અને મરનારના કુટુંબને તેથી જે કારી ઘા લાગ્યા છે તેઓ તરફ આ સભા દીલસોજી બતાવી દીલાસો દે છે.

સુરત મધે પણ ત્યાંની અંજુમનની એક સભા તા૦ ૯ મી ફેબરવારીએ મળી હતી તેમાં એ મરણ બાબે દલગીરી બતાવવા તથા એમના બાવા સરદાર એદલજી ખરશેદજી મોદી તથા કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવાના ઠેડાવો થયા હતા જે મુજબ તા૦ ૨ જી માર્ચ એક ડેપ્યુટેશને સુરત જઈ દીલાસાપત્ર સોંપ્યું હતું.

૧ જામે જમશેદ, તા૦ ૩ જી ફેબરવારી ૧૯૦૨.

નવસારી મધે પણ એવણુનાં મરણની દલગીરી બતાવવા માટે એમના દોસ્ત આસનાઓની એક સભા તા૦ ૧૩ મી ફેબરવારી ૧૯૦૨ ને દીને લક્ષમણ હૉલમાં નાયબે દસ્તુર એદલજી નશરવાનજી મેહરજીરાણાનાં પ્રમુખપણા હેઠળ મળી હતી, જ્યાં પણ દલગીરીનો ઠેડાવ પસાર કરી મુંબઇમાં ઉભાં થયલાં મજકુર ફંડમાં હીસ્સો મોકલવાને ઠેડવ્યું હતું.

એ યાદગારીનાં ફંડમાં નાણું ભરનારાઓની તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૦૩ ને દીને મલેલી સભામાં એવો ઠેડાવ થયો હતો કે મરહુમ મનચેરજી કાવસજી મનસુખની યાદગારી કાયમ રાખવાનાં ફંડમાં ભરાયલી રૂ. ૧૧૪૫ ની રકમમાંથી જોઇતો ખરચ બાદ કરી બાકીની રકમનો વહીવટ નીચે દર્શાવ્યા પ્રમાણે કરવાને સભા ત્રસ્ટીઓને સતા આપે છે:—રૂ. ૫૦૦ ની સર-કારી ૩ાા ટકાની લોન ખરીદી અંજુમનના આતશબેહેરામનાં ત્રસ્ટીઓને સવાધીન કરવી કે એ રકમનાં વ્યાજમાંથી મરહુમ મી૦ મનસુખની વાર્સીક બાજ સરેસતા મુજબ કરવી. મરહુમ મી૦ મનસુખની સબી એવણુનાં જીવનચરીત્રની ટુક હકીકતની તખ્તી સાથે બનાવવા પાછળ એક રકમ ખરચવી અને બાકીની રકમમાંથી મરનારના બેટા ડાકટર કાવસજી મનસુખની પોતાના પીતાની જીંદગીનાં વૃતાંતની ૧૦૦ અથવા વધુ ચોપડીઓ ખરીદવી.

૨ મરહુમ શેઠ દાદાભાઇ ખરશેદજી કટેલી, બી. એ., ના બાવા.

તા૦ ૭ મી ફેબ્રુઆરી.

રોજ ૨૬ માહ ૫ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—પેશતનજી હીરજીભાઇ વાઘલા, કોપર—ઉમર વર્ષ ૮૦). એવણ અત્રેના કમીસરીયટ ખાતાંને કાબુલ તથા એબીસીનીયાની લડાઇ વખતે પીપોનો મોટો જથ્થો પુરો પાડી પ્રમાણીક ઉદ્યોગે પુંજીવાલા થયા હતા. ખેતવાડીના લતાપર ૧૮૭૫ માં એક મ્યુનીસીપાલ બજાર બંધાવી તે પોતા હસ્તક ભાડે આપ્યું હતું. જે "વાઘલાનાં બજાર" તરીકે જણાયલું છે. ૧૮૭૪ નાં મુંબઇનાં હુલ્લડ વખતે પોતાનાં બળ અને ધાકથી ખેતવાડીના જરથોસ્તીઓનો સારો બચાવ કીધો હતો.

---

તા૦ ૧૫ મી ફેબ્રુઆરી.

રોજ ૪ માહ ૬ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—ડાક્ટર ડોશાભાઇ અરદેશર ચોકસી—ઉમર વર્ષ) ૪૪. ૧૮૮૦ માં એલ. એમ. એંડ એસની પદ્વી મેળવી સરકારી નોકરીમાં રહ્યા. ૧૮૮૪ માં માઇસોર ખાતે બદલી થઇ અને ૧૮૯૬ માં બેંગલોરના સીવીલ સરજ્યન નેમાયા. એવણને મુંબઇ સરકારે "કયસરે હીંદ" નો સોનાનો ચાંદ એનાયત કર્યો હતો. એવણ બેંગલોરમાં ગુજર્યા હતા.

---

તા૦ ૧૮ મી ફેબ્રુઆરી.

મુંબઇની યુનીવર્સીટીની ૪૧ માં વર્ષનો "કૉનવોકેશન" સર કાવસજી જાંહગીર યુનીવર્સીટી હોલમાં ભરાઈ. પ્રમુખસ્થાને નામદાર ચાનસેલર લોર્ડ નોર્થકોટ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદ્વીની સનદો આપવામાં આવી તેમાં નીચલા પારસીઓ હતા:—

**એમ. એ. ની પદ્વી**—મેહરવાનજી રતનશાહ પારખ, બહમનજી જમશેદજી અરદેશર વાડીઆ, મેહરવાનજી માણેકજી ગંદેવીઆ. ફરામરોજ મેહરવાનજી મેહતા.

**એલ એલ. બી. ની પદ્વી**—ખરશેદજી એદલજી સંજાણા; સોરાબજી દોરાબજી કાંગા, ફરામરોજ બરજોરજી આદરશાહ, હોરમજજી બેજનજી બામજી, રૂસતમજી પેસતનજી ભરૂચા, પીરોજશાહ જમશેદજી કમીસરીએટવાળા, નાદરશાહ નવરોજજી કમીસરીએટવાળા, જાંહગીર કુવરજી કોયાજી, હીરજીભાઇ જમશેદજી દલાલ. સોરાબ જમશેદજી દલાલ, દોરાબજી મનચેરજી દારૂવાળા, હોરમજદયાર ફીરોજ દસ્તુર, જાંહગીર શાવકશાહ દાવર, બાપુજી જીવાજી દોંડી, બરજોરજી ડોશાભાઇ ડાક્ટર, બેહરામજી જીજીભાઇ ડાક્ટર, જમશેદજી દીનશાહ એનજીનીઅર, નશરવાનજી દીનશાહજી ધરડા, જમશેદ ખરશેદજી ઇરાની, પીરોજશાહ જમશેદજી બી. કાંગા, હોરમજજી મેહરનોશજી મસાની, દાદીબા ખરશેદજી સી. મેહતા, ફરામજી સાપુરજી મેહતા, હોરમજજી એમ. મેહતા, બહમનજી પેસતનજી મેસમેન, જાંહગીર પેસતનજી મેસમેન, રૂસતમ પીરોજશાહ મોદી, અરદેશર દોરાબજી નરીમાન, એરચશાહ જાંહગીરજી પટેલ, જાંહગીર જમશેદજી બી. પાવરી, હોરમજજી કાવશજી સંતોક, નશરવાનજી સોરાબશાહ સેક્રેટરી, બરજોરજી માણેકજી સુતરીઆ, ધનજીશાહ બરજોરજી વકીલ.

**એલ. એમ. એંડ એસ. ની પદ્વી**—રતનજી ખરશેદજી દાદાચાનજી; પીરોજશાહ પેશતનજી વલસાડા. રૂસતમજી ખરશેદજી દેસાઇ, દીનશાહ બરજોરજી જમાદાર, ફરામરોજ નવરોજજી કાપડીઆ, મેહરવાનજી હોરમજજી કાપડીઆ, શાવકશાહ બેહરામજી મેહતા. **જરથાનુ એદલજી મીસ્ત્રી,** કેખશરૂ પીરોજશાહ મુલ્લાં, કેખશરૂ જમશેદજી પાલીસવાલા, કાવશજી નશરવાનજી સદ્દા, **મોટી બાઇ ફરામજી થાણેવાલા.**

**એલ. સી. ઇ. ની પદ્વી**—તેહમતન બહમનશાહ વકીલ, કેખશરૂ બરજોરજી દાદીબરજોરના, કાવશજી પેશતનજી પાવરી.

**બી. એસ. સી. ની પદ્વી**—કાવસશાહ પેશતનજી આબવાલા, બેહરામજી દોરાબજી સકલાતવાલા.

**બી. એ. ની પદ્વી**—મનચેરશાહ ધનજીભાઇ દોરાબજી મીલડર, દીનશાહ જીજીભાઇ ઇરાણી: અદર પેશતનજી બાઇસ, ધનજીશાહ રૂસતમજી દારૂવાલા, માણેકજી રતનજી દાવર, હીરજીભાઇ દોરાબજી ગીમી, શાવકશાહ આદરજી ધોબાવાલા, ખોદાબક્ષ બેહરામ ઇરાની, જાંહગીર સોરાબજી કાંગા, દોરાબ નવરોજજી ખંડાલેવાલા, દાદી એદલજી મેહતા, કેખશરૂ પીરોજશાહ મેહતા, જાંહગીર હોરમજજી વકીલ, હોરમજજી અરદેશર વકીલ, ડોશાભાઇ હોરમજજી વાડીઆ, દાદાભાઇ કાવશજી વોચમેકર. મેહરજી કાવશજી આરસીવાલા, જમુજી શોરાબજી ચીનાઇ, શેહરીઆરજી દાદાભાઇ કંત્રાક્ટર, બેજનજી કેરશાસપજી દાદાચાનજી, **જરથાનુ ફીરોજ દસ્તુર,** માણેક બાપુજી મેહરવાનજી દેસાઈ, કેખશરૂ રૂસતમજી ધાભર, કેખશરૂ જાંહગીર દીવેચા, **ભીખાઇજી અરદેશર એનજીનીઅર,** બેહરામજી નશરવાનજી ફારબસ, પીરોજશાહ ફરદુનજી ગીમી, નાનાભાઇ તેહમુલજી જંગાલવાલા, હોરમજજી શોરાબજી કાંગા, રૂસતમજી કાવશજી મેહતા, જમશેદજી દીનશાહ મોદી, પેશતનજી માણેકજી મોદી, મનચેરશાહ ફરદુનજી મુલ્લાં, હોરમજજી નાનાભાઇ નાલાવાલા, હોરમજજી અરદેશર પેસ, હોરમજજી શાપુરજી પાઠક, ફરદુનજી માણેકજી પાવરી, હોરમજજી નશરવાનજી પેશતન

જામાસ્પના, જાંહગીર એદલજી રીપોર્ટર, જાલ મનચેરજી વજીફદાર.

આ વેળાએ અપાયલા યુનીવરસીટી મેડલોમાં ડા. જે. સી. લીસબો ગોલ્ડ મેડલ રતનજી ખરશેદજી દાદાચાનજીને; તથા પ્રાઇઝોમાં ગીબસ પ્રાઇઝ મીનોચેહર પાલણજી દાદાચાનજીને, અને જડજ સ્પેનસર પ્રાઇઝ ખરશેદજી એદલજી સંજાણાને; તથા સ્કાલરશીપોમાં નારાયણ વાસુદેવ સ્કોલરશીપ મનચેરશાહ ધનજીભાઇ દોરાબજી ગીલડરને (એક બીજા જોડ્યા સાથે,) સર જેમસ ફરગયુસન સ્કોલરશીપ ગુલબાઇ માણેકશાહ ડાક્ટરને, જમશેદજી નશરવાનજી પીટીટ જંદ સ્કોલરશીપ મેહરવાનજી માણેકજી ગંદેવીઆને, બાઇ શીરીનબાઇ રતનશાહ પારખ સ્કાલરશીપ શીરીન અરદેશર લાલાને, પેશતનજી હોરમજજી કામા સ્કોલરશીપ શીરીન અરદેશર લાલાને, મનચેરજી નવરોજજી બનાજી સ્કોલરશીપ શોરાબજી દોરાબજી કાંગાને, સર દીનશાહ માણેકજી પીટીટ મેડીકલ સ્કોલરશીપ આવાંબાઇ બેહરાંમજી પટેલને, ડોશાભાઇ ફરામજી કામા સ્કોલરશીપ હોરમજજી શોરાબજી કપટાંનને, બાઇ આઇમાએ ખરશેદજી રુસતમજી કામાજી સ્કોલરશીપ કૈકોબાદ શોરાબજી સંજાણાને, પીરોજશાહ મેહરવાંનજી જીજીભાઇ અવસ્તા એંડ પેહલવી સ્કોલરશીપ માણેકજી રતનજી દાવરને, ફરાંમજી શોરાબજી ભાવનગરી સ્કોલરશીપ જાંહગીર મેહરવાંનજી જશાવાલા અને ડોશાભાઈ દોરાબજી વાચ્છાને, બેહરાંમજી નશરવાંનજી કોયાજી સ્કાલરશીપ અને રૂપાંનો ચાંદ એરચ પેશતનજી ઘડીઆલીને, અને આરનોલ્ડ સ્કોલરશીપ ખરશેદજી એદલજી સંજાણાને (એક બીજા જોડ્યા સાથે.)

આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બારોનેટ, સી. એસ. આઇ. ની યાદગારી રાખવાનાં ફંડ તરફથી તે મરહુમનાં નામનું એક ઇનામ સ્થાપવાને રૂ. ૬૦૦૦) ની રકમ ભેટ આપી હતી.

મેત્રીકમાં ૧૭૦ અને સ્કુલ ફાઇનલમાં ૯ પારસી જવાન્યાઓ પસાર થયા હતા.

મેત્રીક્યુલેશનમાં બીજી પદ્દી સેન્ટ ઝેવીયર્સ હાઇ સ્કુલવાળા મી૦ હોરમજજી સોરાબજી કેપટને મેલવી હતી.

**પરીક્ષકો.**

કેખશરૂ કુવરજી કાપડીઆ (મેત્રીકમાં) સાયનસના, સોરાબજી ફરદુનજી મુલ્લાં (મેત્રીકમાં) ફારસીના, શાપુરશાહ હો. હોડીવાળા (મેત્રીકમાં) ઇંગ્રેજીના, રૂસ્તમ ડોસાભાઇ વાડીઆ (સ્કુલ ફાઇનલમાં) ઇંગ્રેજીમાં, હીરજીભાઇ હોરમજજી વાડીઆ ( ,, ) ગણીતમાં, શાવકશાહ પેસ્તનજી દસ્તુર ( ,, ) તવારીખ અને ભુગોળ, બહમનજી હોરમજજી પાવરી (સ્કુલ ફાઇનલમાં) કુદરતી ફીલાસોફી, ધનજીશાહ મનચેરજી દસ્તુર (સ્કુલ ફાઇનલમાં) કુદરતી ફીલાસોફી, એરચજી રૂસ્તમજી સહીઆર (સ્કુલ ફાઇનલમાં) ફ્રેંચ, ફરદુનજી મનચેરજી દસ્તુર (પ્રીવ્યસ, ઇનટરમીડીએટ. બી. એ. બી. એસ. સી.) ગણીતમાં, કાવશજી જમશેદજી સંજાણા (પ્રીવ્યસ ઇનટરમીડીએટ, બી. એ., બી. એસ. સી.) ગણીતમાં, જમશેદજી એદલજી દારૂવાળા (પ્રીવ્યસ ઇનટરમીડીએટ, બી. એ., બી. એસ. સી.) ગણીતમાં, જમશેદજી મેહરવાનજી આંતીઆ (પ્રીવ્યસ, બી. એ.) ફારસી, જાંહગીર એદલજી દાવર ( ,, ,, ) ફ્રેંચ, કાવશજી એદલજી કાંગા ( ,, ,, ) અવસ્તા પેહલવી, દ૦ દારાબજી પેશોતનજી (પ્રીવ્યસ બી. એ.) અવસ્તા પેહલવી, ડા૦ નશરવાનજી ફકીરજી સરવેયર (બી. એ. બી. એસ. સી.) નેચરલ સાયનસ. ડા૦ મનચેરજી કાવશજી કાંગા (બી. એ. બી. એસ. સી.) નેચરલ સાયનસ, આદરજી મેહરનોશજી મસાની (બી. એ. બી. એસ. સી.) નેચરલ સાયનસ, ફરસ્ટ એલ. એમ. એન્ડ એસ. માં બોટની એમ. એ. માં સાયનસ, ડા૦ ભીખાજી એદલજી ઘાસવાળા (ફરસ્ટ એલ. એમ. એન્ડ એસ.) રસાયણશાસ્ત્ર, ડા૦ શાપુરજી ડોશાભાઇ ભરૂચા (સેકન્ડ એલ. એમ. એન્ડ એસ.) શરીર વિદ્યા, ડા૦ હોરમજજી માણેકજી માસીના (એલ. એમ. એન્ડ એસ.) માં સરજરી, ડા૦ સોરાબજી ખરશેદજી નરીમાન (એલ. એમ. એન્ડ એસ.) મેડીકલ જુરીસપરૂડન્સ, ડા૦ કાવશજી પેસતનજી (એલ. એમ એન્ડ એસ.) મીડવીફરી, દીનશાહ ફરદુનજી મુલ્લાં (ફરસ્ટ એલ. એલ. બી.), પેસતનજી જામાસ્પજી પાદશાહ (એલ એલ. બી.), શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા (એમ. એ.) માં અવસ્તા પેહલવી, પેસતનજી રૂસ્તમજી મેહતા (સ્કુલ ફાઇનલમાં) ખેતીવાડીના.

---

તા૦ ૨૧ મી ફેબરવારી.

રોજ ૧૦ માહ ૬ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—દસ્તુર શાપુરજી મનચેરજી ઇછાપોરીઆ—(ઉમર વર્ષ ૭૨). એવણે પોતાની ૩૦) વર્ષની ઉમર સુધી સુમાલી તથા ઇછાપોરમાં મોબેદી કરી, મુંબઇ આવી ઘાસનો ધંધો કર્યો, જેમાં નુકસાન જવાથી હીંમત નહીં હારતાં, મુંબઇમાં મોબેદી કરવા માંડી. એમને ગોદાવરા પંથકનું કીત ઘણું હતું. ઇ. સ. ૧૮૭૪ માં શેઠ જમશેદજી સોડાવાટરવાલાની દરેમેહર (મરીન લાઇનસના સ્ટેશનની સામે) ખુલ્લી મુકવામાં આવી તેના એવણને દસ્તુર મુકરર કીધા.[1]

---

૧ એવણનાં ઉઠમણાંમાં એમના બેટા એ. બહમનજી શાપુરજી ઇછાપોરીઆને એ દરેમેહરના પંથકી ઠેરવી શાલ ઓરાઢી હતી.

તા૦ ૨૩ મી ફેબરવારી.

રોજ ૧૨ માહ ૬ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

શ્રી રાજનાંદગામમાં પારસીઓની વસ્તી વધવાથી ત્યાં તેઓના વપરાસ માટે એક આરામગાહની જમા મેળવી તેની આસપાસ ફરતી દેવાલ અંજુમનના ઉધરાતથી બંધાવી હતી, તથા ભરૂચવાલા શેઠ દારાશાહ મનચેરજી ફુંગાજીએ પોતાનાં ધણીઆણી મરહુમ બાઇ ખરશેદ બાઇનાં પુનને માટે એક સગડી તથા ચોકીદારને રહેવા માટે તથા રવાંનોને અવલ મજલ પહોંચાડવા લઈ જવાની ગાડી રાખવા માટેનાં મકાનો બંધાવી આપ્યાં હતાં. એજ મુજબ નાગપોરવાલા શેઠો બીલીમોરીઆ બ્રધરસે પોતાના બાવા મરહુમ શેઠ એદલજી હીમજીભાઇ આશાનાં પુનને માટે એક કુવો બંધાવી આપ્યો હતો, તથા રાઇપુરવાલા શેઠો બેહરાંમજી પેશતનજી કંત્રાકટર અને ભાઇઓએ પોતાનાં માતાજી મરહુમ બાઇ માંણીબાઇનાં પુનને માટે રવાંનોને અવલમંજલ લઈ જવાની એક લોખંડની ગાડી કરાવી આપી હતી. ઉપલાં સઘળાં બાંધકામો ખોલ્લાં મેલવાની ક્રિયા આજ દીને ત્યાં કરવામાં આવી હતી. જશનની ક્રિયા નાગપોરની દરેમેહરના પંથકી એ. એદલજી કાવસજી કાંગાએ કરી એક વાએજ કહી સંભલાવી હતી, જે બાદ અંજુમન તરફથી ઉપલા મદદ કરનારા ગ્રહસ્થોને તથા પંથકી સાહેબને શાલો હોરાડવામાં આવી હતી.[1]

શેઠ હીરજીભાઇ માણેકજી રૂસતમજીને કલકતાના આએ વર્ષના શેરીફ નેમ્યા હતા, તેની મુબારકબાદીમાં ત્યાંની પારસી કોમ તરફનું એક માનપત્ર ચાંદીનાં વાઝ સાથે આજ દીને શેઠો બરજોરજી ફરાંમજીની કુંપનીની ઓફીસમાં એક મોટા મેલાવડાની હજુરમાં આપવામાં આવ્યું હતું.[2]

તા૦ ૩ જી માર્ચ.

હીંદુસ્તાનની જુદી જુદી યુનીવર્સીટીઓના સંબંધમાં તેઓની જાતે મુલાકાત લઈ તપાસ ચલાવીને, તથા ચહડતી કેળવણીનો અનુભવ ધરાવનારા બાહોશ ગ્રહસ્થોને પોતા સનમુખ સાક્ષીઓ તરીકે બોલાવી તેઓની જબાની લઇ તે મારફતે ઘટતી જુસતેજો કરીને, એ યુનીવર્સીટીઓના સુધારા વધારા માટેની ઘટતી સુચનાઓ પોતા સનમુખ રજુ કરવા માટે નામદાર હીંદી સરકારે જે કમીશન નેમ્યું હતું, તેણે મુંબઇ ઇલાકાની યુનીવર્સીટી તથા ચહડતી કેળવણી સંબંધી સુધારા વધારાને લગતી પોતાની તપાસ ચલાવવા માટે મુંબઇ ખાતેની પોતાની બેઠકનું કામ આજ દીનથી ચાલુ કરી પારસીઓમાં ડાકટર હોરમજજી માણેકજી માસીના, પ્રોફેસર જમશેદજી એદલજી દારૂવાળા, પ્રોફેસર કાવસજી જમશેદજી સંજાણા, ઓનરેબલ પીરોજશાહ મેહરવાનજી મેહતા, પ્રોફેસર કાવશજી દાદાભાઇ નાએગામવાળા, તથા પ્રોફેસર દીનશાહ ધનજીભાઇ દાવર બારીસ્ટરની જુબાની લીધી હતી.[3]

તા૦ ૫ મી મારચ.

નામદાર લેડી ડફરીનવાલા ઓરત તબીબોવાલાં ફંડના લાભ માટે તેના પ્રમુખ નામદાર લેડી નાર્થકોટ, લેડી જેનકીનસ, વગેરેની આગેવાની હેઠલ અતરેનાં મેદાનમાં મોટા પાયા ઉપર એક "ફેનસીફેર" ભરાયો હતો, જેથી લગભગ રૂ. ૧૦૦૦૦૦) ની ઉપજ થઇ હતી. એ ફેરમાં ઇંગ્રેજ બાનુઓ સાથે મીસીસ બહમનજી દીનશાહ પીટીટ, મીસીસ જાંહગીર બહમનજી પીટીટ, મીસ ફ. ર. દેસાઇ બેહનો, મીસ મે. ન. વાડીઆ બેહનો, મીસ કે. ન. કાબરાજી બેહનો, મીસીસ જાં. ધ. વાડીઆ, મીસ દી. એ. વાછા બેહનો, મીસ જાં. ધ. મુગાશેઠ બેહનો, વગેરે પારસી બાનુઓએ વેચવાસાટવા વગેરેપર ભાગ લીધો હતો. વળી શેઠ નશરવાનજી નવરોજજી વાડીઆએ આખાં "ઑવલ" નાં મેદાનમાં વીજળીની રોશની પોતાને ખરચે પુરી પાડી હતી, તથા પોતાની મીલો તથા ઑફીસોના ૨૮) કલાર્કોને મેલાનાં કામમાં જુદી જુદી મદદો કરવાને મોકલી આપ્યા હતા.[4]

તા૦ ૮ મી મારચ.

રોજ ૨૫ માહ ૬ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ—બેજનજી માણેકજી વલસાડા, ધનબુરાના,** બી. એ; એલ. એલ. બી. ઉમર વર્ષ ૩૩). એવણ ૧૮૯૩ માં મુંબઇની યુનીવરસીટીમાંથી બી. એ. તથા ૧૮૯૬ માં એલ. એલ. બી. ની પદવી મેળવી ૧૮૯૯ માં હાઈ કોરટના સોલીસીટરની પરીક્ષા પસાર કરી વકીલનો ધંધો ચલાવતા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી ફેબરવારી ૧૯૦૨.

૨ જામે જમશેદ, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૯૦૨.

૩ એ યુનીવર્સીટી કમીશનના મેમ્બરોના માનમાં શેઠ જમશેદજી નશરવાનજી તાતાએ તા૦ ૭ મી માર્ચ ૧૯૦૨ ને દીને પોતાનાં મકાનમાં એક "આફટરનુન પાર્ટી" નો મેલાવડો કર્યો હતો.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૯ મી મારચ ૧૯૦૨.

તા. ૧૭ મી મારચ

રોજ ૪ માહ ૭ (શે.) ૧૨૭૧ યજદજરદી

**મરણ**—ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઈ. ઉમર વર્ષ ૭૨)એવણે ૧૮૪૯ માં એલફીનસ્ટન ઇનસટીટયુટમાંથી "કલેર સ્કોલર" ની પદવી મેળવી હતી. અને કૉલેજ છોડયા પછી થોડાક માસ અત્રેની ટંકશાલમાં કલારક તરીકે નોકરી રહ્યા હતા. પછી સર જ. જી. પા. બે. ઇનિસટીટયુશનના આસીસટંટ સેક્રેટરી નેમાયા હતા. અને ૧૮૫૦ થી ૧૮૫૪ સુધી "જામે જમશેદ" પત્રના અધીપતી હતા, જે દરમેઆંન મજકુર પત્ર રોજીંદું થયું હતું. "જામે જમશેદ" નું અધીપતી પણું છોડયા પછી તા૦ ૧ લી જાનેવારી ૧૮૫૫ થી તે તા૦ ૩૧ મી જુલાઇ ૧૮૫૯ સુધી "બોમ્બે ટાઈમસ" પત્ર ના મેનેજર હતા. ૧૮૫૧ માં રાહનુમાય માજદયસનાન સભાની સ્થાપનાંમાં આગેવાંની લેઇ ૧૮૫૬-૫૭ માં તેના આનરરી સેક્રેટરી હતા. ૧૮૫૫ માં ટાઉન હૉલ મધે "ઇગ્રેજનાં રાજનું સુખ" ,વગેરે બાબદ ઉપર એક ભાશણ કીધું હતું. ૧૮૫૬ માં પોતે લખેલા નીતી સંબંધી નીબંધોનો જમાવ કરી તેનું "બુધી પ્રકાશ નીબંધ" નામે પુસ્તક છપાવ્યું હતું. ૧૮૫૭ માં "ગેગીંગ એકટ" ની રૂએ મુંબઇમાં છપાતાં દેશી વરતમાનપત્રોની તપાસ રાખનાર "સેનસર" ના ઓધા ઉપર મુંબઇ સરકારે નેમાયા હતા. ૧૮૫૮ માં યુરોપની મુસાફરીએ ગયલા તથા પારસીઓની તવારીખ, રીતભાત વગેરે વીશે ઇંગ્રેજી મા એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું તથા ૧૮૮૪ માં તેની બીજી આવૃતી સુધારા વધારા સાથે કહાડી હતી.

૧૮૫૯ થી મુંબઇ મ્યુનીસીપલીટી તરફથી ઇમારતો અને જમીનના છાપાના એસેસર તરીકે નેમાયા હતા. ૧૮૬૦ માં ઇનકમટેક્ષના એસેસર નેમાયા હતા. ૧૮૬૧ માં બ્રેટ્બ્રટન ખાતેની મુસાફરીનું મોટું સુધારા વધારા સાથે પુસ્તક ગુજરાતી ભાશામાં પ્રગટ કર્યું હતું. ૧૮૬૫ ના એપ્રીલ માસથી મુંબઇની પોલીસના ત્રીજા અને તે પછી બીજા મેજીસ્ટ્રેટ નેમાયા હતા. ૧૮૬૭ થી એવણ બે વરસ જરથોસતી નિશાળ મંડળીના ઓનરરી સેક્રેટરી તથા ૧૮૭૪ માં અત્રેના સુલેહના અમલદારોની બેંચની હસતી પુરી થતાં સુધી તેનાં પ્રમુખ હતા. ઇનકમટેક્ષ ઉપરાંત નવા ઉભા થયલા સરટીફીકેટ ટેક્ષ તથા લાઇસનસ ટેક્ષના પણ સરકારે એવણને કલેક્ટર નેમાયા હતા. ૧૮૭૨ માં મુંબઇ ના શેરીફનો ઓધો એવણને મળ્યો. ૧૮૭૩ થી શેહેર ખાતાનો વહીવટ ચલાવવાને મુકરર કરેલી મ્યુનીસીપલ કોરપોરેશન તથા તેની ટાઉન કાઉન્સીલ ના એવણ છેક શરૂઆતથી તે ૧૮૯૧ સુધી એક સભાસદ હતા.

૧૮૭૪ માં નામદાર સરકારે મુંબઇના કામચલાઉ વડા મજીસ્ટ્રેટ નેમાયા હતા. ૧૮૭૫ માં મુંબઇની મયુનીસીપલ કોરપોરેશનના એવણ પ્રમુખ નેમાયા હતા. અને એડવરડ પ્રીન્સ ઓફ્ વેલ્સને કીનારે ઉતરતાંજ આ શેહેર તરફનું મુબારકબાદીનું માનપત્ર એવણે વાંચી સંભળાવ્યું હતું. બીજે સાલ પણ એવણ કોરપોરેશનના પ્રમુખ નેમાયા હતા. ૧૮૭૭ ના નવાં વરસને દહાડે નામદાર મહારાંણીજીએ શહેનશાહબાનુનો ખેતાબ ધારણ કર્યો તે બાબેના મુંબઇનાં મેદાનમાં જે ઢંઢેરો વંચાયો તેનો ગુજરાતી તરજુમો સરકાર તરફથી એવણે વાંચી સંભળાવ્યો હતો. એ બનાવની ખુશાલીમાં અપાયલા ખેતાબો માં એવણને સી. એસ. આઇ. નો માન ભરેલો ખેતાબ મળ્યો હતો. એજ સાલથી બે વરસ સુધી મુંબઇ ઇલાકા ની લેજીસલેટીવ કાઉનસીલના એક અધીકારી નેમાયા હતા ૧૮૮૨ ના આગસટ માસમાં સરકારે એવણને મુંબઇ ના કામચલાઉ કલેકટર અને સટાંપ તથા સટેશનરીના સુપ્રીનટેનડંટ નેમયા હતા. ૧૮૮૬ માં મુંબઇની મ્યુનીસીપલ ટાઉન કાઉનસીલના પહેલવહેલા દેશી પ્રમુખ તરીકે એવણ નેમાયા હતા. તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૮ ના દીન થી સરકારી નોકરી ૨૭ વરસે પેનશન લઇ છોડી હતી. એ કીમતી નોકરીઓ ના બદલામાં નામદાર સરકારે થાણા અને ભાંડુપની વચે મુલુડ ગામમાં એક હજાર એકર જમીન એમને બેટ આપી હતી. ૧૮૮૯ થી એવણ ભાવનગરના દરબારના જુડીશીયલ કાઉનસીલર તરીકે નેમાયા હતા, જે ઓધો ૩ વરસ ભોગવી માંદગીને ખીછા ને પડયા હતા. એવણે 'હીસટરી ઓફ્ ધી પારસીઝ' નામે પારસીઓની તવારીખનું ઇંગ્રેજી પુસ્તક બે દફતરમાં રચી પોતાની કોમની કીમતી સેવા બજાવી છે. તેવણ ઘણા બાહોશ અને વગવાલા હતા.

---

તા૦ ૧૯ મી માર્ચ.

રોજ ૬ માહ ૭ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ ડોશાભાઇ ફરામજી કરાકા, સી. એસ. આઇ. નાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂ. ૫૦૦), વીધવા બાઇ ભીખાઇજીએ રૂ. ૨૦૦૦), દીકરાઓ શેઠો જાંહગીરજી તથા કેખશરૂ ડોશાભાઇ કરાકાએ રૂ. ૪૦૦૦), દીકરીઓ બાઈ કુવરબાઈ પેસતનજી મુસ, સુનાબાઇ ધનજીશાહ લાલકાકા, શીરીનબાઇ ડોસાભાઇ કરાકા અને ડોશીબાઇ ડોશાભાઇ હોરમજજી બહમનજીએ રૂ. ૨૨૫૦), તથા બીજાં ખેશીઓએ રૂ. ૨૨૫) મલી રૂ. ૮૯૭૫) ધર્મ ખાતે આપ્યા હતા.[1]

---

૧ અખબારે સોદાગર, તા૦ ૨૪ મી માર્ચ ૧૯૦૨.

ઉઠમણાની ક્રિયા પુરી થવા બાદ શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણાએ ઉઠી શેઠ ડોસાભાઇની સ્તુતીમાં એક ભાષણ કરી તેવણનું નામ જરથોસ્તી મજહબને લગતી જાહેર ક્રિયાઓમાં બીજાં બુજર્ગોનાં નામ સાથે લેવાની દરખાસ્ત કીધી હતી જેને દસ્તુર ખુરશેદજી બેજનજીએ ટેકો આપ્યો હતો.[1]

---

તા૦ ૧ લી એપ્રીલ.

રોજ ૧૯ માહ ૮ (ક૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—હોરમજજી બેહરાંમજી કામાજી[2]—ઉમર વર્ષ ૫૦). શેઠ બેહરાંમજી હોરમજજી કામાના વડા દીકરા. પોતાના કાકા મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કામાના હાથ હેઠળ વેપારી તાલીમ મેળવી હતી. સને ૧૮૬૪ના શેર મેનીઆની ખુમારીના વખતમાં એમની નવજોત થઇ તે પ્રસંગે એમના લક્ષાપતી પીતાજીએ "શેઠ હોરમજજી બેહરામજી કામાજીનું ધરમખાતું" સ્થાપ્યું હતું, જેમાંથી ઘણા ગરીબ જરથોસ્તીઓને અને ઉપયોગી ધરમખાતાંઓને આસરો આપવામાં આવે છે. એ ધરમખાતાંના મરનાર ૧૮૯૫ થી વડા ટ્રસ્ટી હતા, અને પોતાના મરહુમ કાકા શેઠ મનચેરજી હોરમજજી કામાજીની જગાએ પારસીઓને લગતાં ઘણાંક ખાતાંઓના ટ્રસ્ટી હતા. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનના એક ઑડીતર અને ૧૮૯૫ થી એક અધીકારી હતા. જુના વિચારના તથા અસલી જરથોસ્તી રાહરસમો ઉપર ચુસ્ત એકીનવાળા જરથોસ્તી હતા.[3]

---

તા૦ ૭ મી એપ્રીલ.

રોજ ૨૫ માહ ૭ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—બહમનજી બેહરાંમજી ધના પટેલના—ઉમર વર્ષ ૫૬). એવણ ચીન મધે હુંડી તથા શેર વગેરેની દલાલી કરતા હતા. અને હાંગકાંગ મધે ઘણો સારો વગવસીલો ધરાવતા હતા. ત્યાંના એક સુબેહના અમલદાર હતા, અને હાંગકાંગ ખાતેજ ગુજર્યા હતા.

---

તા૦ ૧૨ મી એપ્રીલ.

નામદાર શહેનશાહ એડવરડ ૭ માને રેવાજ પ્રમાણે રાજ્યાભિશેક કરવાની ક્રિયા આવતા જુન માસમાં થનાર હોવાથી તે પ્રસંગે તે નામદાર ઉપર પારસી કોમ તરફથી મુબારકબાદીનું એક માનપત્ર મોકલવા આપણી કોમના ઘણાક ગ્રહસ્થોએ પંચાતના ટ્રસ્ટી સાહેબો જોગ કરેલાં રેકવીજીશનની રૂહે જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટનાં દીવાનખાનાંમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પ્રમુખપણાં હેઠળ મળી હતી. સરનશીન સાહેબે બ્રિટિશ રાજની તથા નામદાર શહેનશાહની તારીફમાં કેટલુંક કહી સંભળાવ્યા બાદ જગેજગની પારસી અંજુમનો તરફથી આ કામમાં સર્વેની દીલસોજી હોવાના તારના સંદેશા સેક્રેટરી શમસુલ ઓલમા એ. જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ વાંચી સંભળાવ્યા, તથા મોકલવા ધારેલાં માનપત્રનો ખરડો વાંચી સંભળાવ્યો, જે બાદ ખાનબાહદુર મનચેરજી કાવસજી મરજબાન, સી. આઇ. ઇ. એ દરખાસ્ત કીધી અને તેને શેઠ ફીરોજ હોશંગ દસ્તુર જામાસપ આશાના, એમ. એ. એ ટેકો આપ્યો કે:—અંજુમનની આએ જાહેર સભા દરસત ધારે છે, કે આપણા નામદાર શેહેનશાહ એડવરડ સાતમાને તાજ પહેરાવવાની ક્રીયા આવતા જુન માસમાં થનાર છે, તે અવસરે તે નામદારને જરથોસ્તી ટોળા તરફથી એક મુબારકબાદીનું માનપત્ર આપવું. તે કાજે અત્રે વાંચી સંભળાવેલું માનપત્ર આ સભા બહાલ રાખે છે અને પંચાયતના ટ્રસ્ટી સાહેબોને અરજ કરે છે કે એક લાયક કાસકેટ સાથે તે તૈયાર કરાવવું.

૨—શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ જાંહગીરજી બહમનજી પીટીટે ટેકો આપ્યો કે:—આ સભા પોતાના પસંદ કરેલા વડા અકાબર નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટને અરજ કરે છે કે તેવણ સાહેબે આ માનપત્ર ઉપર અંજુમન તરફથી સરનશીન તરીકે મેહેરબાની કરી સહી કરીને તે મોકલી આપવું.

એ બાદ પારસી ફીવર હૉસ્પીટલના વડા તબીબ ડાક્ટર સોરાબ ખરશેદજી નરીમાને તે હૉસ્પીટલના સંબંધમાં જે કીમતી સેવાઓ બજાવી હતી તેની કદરશનાસીમાં નામદાર સરનશીને એક મુબારકબાદ ભાષણ કરી તેમને એક મોટાં કદનો ચાંદીનો ફુલાવરવાઝ અને બે ભેટ આપ્યાં હતાં, જે તેવણે એક ભાષણ કરી આભાર સાથે બાહલ રાખ્યાં, અને પારસીઓ માટે જ્યારે

---

1 જામે જમશેદ, તા૦ ૨૦ મી માર્ચ ૧૯૦૨.

2 શેઠ નસરવાંનજી મંચેરજી કામાજી (સોલીસીટર) ના વડા ભાઇ.

3 એમનાં માનમાં સર જ. જી. પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશનને લગતી સઘળી શાળાઓ, મરહુમ શેઠ મ. ધ. કામાજીની સ્કુલ, જુનાં ફીરોઝ મદરેસા, જુના ફીરોઝ કેતાબખાનું વગેરે બંધ રાખવામાં આવ્યાં હતાં.

મરકીની હૉસ્પીટલ આવી સરસ રીતે ચાલી ત્યારે જાયુકની એક ખાસ પારસી હૉસ્પીટલ ઉંધાડવાને સુચના કીધી હતી.[૨]

તા૦ ૧૯ મી એપ્રીલ.

અતરેની હાઇ કોર્ટના એક સોલીસીટર મેહેરવાનજી નાનાભાઇ સકલાતવાલા[૨] તથા બજારગેટમાં દુકાન રાખનાર એક પારસી વેપારી રૂસતમજી ખરશેદજી બનાતવાલાને એક મરનાર હીંદુનું ખોટું વસિહતનામું ઉભું કરવાના, તે ખોટો દસ્તાવેજ એક દીવાની મુકદમામાં ખરા તરીકે વાપરવાના તથા ખોટો સાક્ષી પુરાવો ઉભો કરવાના વાંક-સર બીજા ત્રણ હિંદુઓની સાથે અપરાધીઓની છાંડણ કરનારી સેશનમાં ચીફ-જસટીસ સર લારેનસ જેન્કીન્સ અને ખાસ જુરીની હજુરમાં ઉભા કીધા હતા. આ મુકદમો ૧૨) દીવસ સુધી ચાલ્યા બાદ આજ દીને જુરીએ તોહમતદારોને સર્વે ગુનાહો માટે એકમતે ગુનેહગાર ઠેરાવ્યાથી નામદાર જડજે તેઓ દરેકને સાત સાત વર્ષનાં સખત મજુરી સાથનાં કેદખાનાંની સજા કીધી હતી. એઓની સાથે એ ગુનાહમાં શાપુરજી કાવશજી સંજાણા[૩]

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી એપ્રીલ ૧૯૦૨.

તે ફલાવરવાઝ તથા ત્રે ઉપર ઇંગ્રેજીમાં એક લેખ કોતરવામાં આવ્યો હતો, જેનો તરજુમો નીચે આપ્યો છે :-

"ડા૦ સોરાબ કે. નરીમાન,

એમ. ડી. બી. એસ. સી., ડી. પી. એચ., ને

૧૯૦૦, ૧૯૦૧ તથા ૧૯૦૨ ના સાલોના મરકીના ઉપદ-રવો દરમ્યાન પારસી ફીવર હૉસ્પીટલના ઑનરરી તબીબ તરીકે તેવણે બજાવેલી કીંમતી સેવાઓની પીછાનની એક ઇધાણી દાખલ મુંબઇની પારસી કોમ તરફથી પારસી પંચા-એતના ટ્રસ્ટીઓએ તા૦ ૧૨ મી એપ્રીલ ૧૯૦૨ ના દીવસે આ ભેટો આપી છે."

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૧ મી એપ્રીલ ૧૯૦૨.

મજકુર મહેરવાનજી નાનાભાઇ સકલાતવાલાનું નામ અતરેની લૉ સોસાઇટીની અરજ ઉપરથી સૉલીસીટરોની ટીપ-માંથી કાઢી નાખવાને નામદાર ચીફ-જસટીસ સર લારનસ જેનકીનસ અને જસટીસ મી૦ ફૅાએ તા૦ ૪ થી જુલાઇ ૧૯૦૨ ને દીને હોકમ આપ્યો હતો.

૩ મજકુર પારસી બારીસ્ટર શાપુરજી કાવસજી સંજાણાને ખોટું વીલ ઉભું કરવામાં અને તેના સંબંધમાં પ્રોબેટ લેવ-વવાં મુખ્ય ભાગ લેવા માટે પોલીસ કોર્ટમાં તા૦ ૧ લી ફેબરવારીને દીને ઉભો કીધો હતો, અને ત્યાંથી જામીન ઉપર છોડવામાં આવ્યો હતો, પણ તા૦ ૧૭ મી ફેબરવારીએ તે અતરેથી નાહસી જવાથી તેનું નામ બારીસ્ટરોની ટીપમાંથી કાઢી નાખવાને નામદાર ચીફ-જસટીસ સર લારનસ જેનકીનસ અને જસટીસ મી૦ એન. જી. ચંદાવરકરે હોકમ આપ્યો હતો. ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી જુલાઇ ૧૯૦૨.

નામે એક પારસી બારીસ્ટર પણ અવલથી સામેલ હતો' લેકીન એ મુકદમાનું ભોપાલું પકડાયા અને પોલીસમાં આવ્યા પછી કેઠે નાશી ગયો હતો તે પકડાયો નહિં.

તા૦ ૨૮ મી એપ્રીલ.

સુરતની સર જમશેદજી જીજીભાઇ ઇંગલીશ સ્કુલને સ્થાપ્યાને તા૦ ૧ લી એપ્રીલ ૧૯૦૨ ને દીને ૫૦) વર્ષ પુરાં થવાથી તેની જુબીલીની ખુશાલીમાં એક મેલાવડો એ સ્કુલમાં શિખેલા આગલા વિદ્યાર્થીઓએ એક ફંડ કરી વાંકી બોરડી આગલનાં એ સ્કુલનાં મકાનમાં કર્યો હતો. પ્રમુખસ્થાન સુરતના કલેકટર મી૦ સલેડને લીધા બાદ તેમનાં માનમાં પારસી છોકરાઓએ ખાસ કવિતા ગાઇ સંભલાવી હતી. જે પછી જુબીલી કમીટીનો રીપોર્ટ તેના એક ઑનરરી સેક્રેટરી શેઠ શાવકશાહ હોરમજજી ખસુખાજીએ વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે આગલા વિદ્યાર્થીઓએ રૂ. ૩૦૦૦) સુધીનું ફંડ એકઠું કર્યું છે તે હજુર વધારી તેમાંથી જુબીલીનો ખરચ જતાં જે રકમ વધે તે એ ખાતાંનો વહીવટ કરનારા સાહેબોને એવી શરતે સ્વાધીન કરવામાં આવશે કે તેની ઉપજનાં વ્યાજમાંથી સ્કુલમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ આપવા અથવા સ્કુલના ફાયદા માટે જેમ જરૂર લાગે તેમ વાપરવું. એ પછી સ્કુલના હેડ-માસ્ટર મી૦ લલીતાશંકરે સ્કુલને લગતો રીપોર્ટ વાંચી સંભલાવ્યો, જે બાદ કેટલાક વિદ્યાર્થીઓએ જુદાં જુદાં પાત્રો ભજી બતાવ્યાં, અને સેવટે પ્રમુખ સાહેબે એક સુભાષીત ભાષણ કીધા બાદ છોકરાઓને મીઠાઇનાં પડીકાં વહેંચ્યા પછી મેલાવડો બરખાસ્ત થયો હતો.[૪]

તા૦ ૨૯ મી એપ્રીલ.

રોજ ૧૭ માહ ૯ (ક૦) ૧૨૭૧ યજદજરદી.

મરણ—ખરશેદજી હોરમજજી દાદીશેઠ[૫]—ઉમર વર્ષ ૪૪). શેઠ હોરમજજી જાંગીરજી દાદીશેઠના નાહલા દીકરા. થાણા જીલ્લામાં એઓની બાપીકી મીલકતોના વહીવટમાં નાની વયથી પડેલા હોવાથી આબકારી, જંગલ વગેરેના કાયદાઓથી પુખ્ત માહીતગાર હતા. એ જીલ્લાની રૈયતે એ કાયદાઓ વીરૂધ્ધ દાદ માહવાને ગંજાવર સભા મેલવી અરજી કરવાને કમીટી નેમી તેને મુંબઇના એ બાબદની માહીતી ધરાવતા ગ્રહસ્થોની મસલત લેવા સુચવ્યું હતું, તે ગ્રહસ્થોમાં એવણનું નામ પણ હતું. ૧૮૮૬ માં મુંબઇની સરકારે નેમેલાં ફોરેસ્ટ કમીશનની પુના મધે

૪ જામે જમશેદ, તા૦ ૩૦ મી એપ્રીલ ૧૯૦૨.

તા૦ ૭ મી જુલાઈ ૧૮૮૬ ને દીને મલેલી બેઠકમાં એવણે સાક્ષી આપી હતી. ૧૮૮૮ માં થાણા જીલ્લાની તાલુકા લોકલ બોર્ડમાં સરકારે એવણને બે વર્ષ સુધી એક સભાસદ નેમ્યા હતા. ૧૮૮૯ માં એવણ પહેલા ઈંગ્લાંડ ગયા ત્યારે મી૦ ગ્લાડસ્ટન સાથ એમની મુલાકાત થઈ હતી, જે વેળા એવણના આબકારી તથા જંગલના અનુભવનો લાભ લઈ કેટલાક સવાલો પુછવામાં આવ્યા હતા.[1]

---

બાઈ આવાંબાઈ ફરામજી પીટીટે બરોડા રેલવેનાં ગોલવડના સ્ટેશનથી તે જાંહબોરડીનાં પીટીટ સેનીટેરીયમ સુધીની ૨। મૈલ લાંબી પાકી સડક રૂ. ૪૦૦૦) સરકારમાં આપી પોતાનાં માતાજી મરહુમ બાઈ દીનબાઈને નામે બંધાવી ખોલ્લી મુકી હતી.

એજ મુજબ બાઈ આવાંબાઈએ તે તરફ ગોવાડા ગામનાં દેપ્પાઆંપર જવાની ખાડીપર પણ રૂ. ૪૦૦૦) ખરચી એક પાકો પુલ બંધાવી આપ્યો હતો.[2]

---

તા૦ ૪ થી મે.

વેસ્ટ ઈંડીઝનાં ટાપુઓ માહેલાં ફ્રેંચોને તાબેનાં મારટીનીક ટાપુ મધે જવાળામુખી ફાટવાથી ત્યાં મોટી ખરાબી થઈ હતી, અને ૪૦૦૦૦ માણસોનો એકદમ નાશ થઈ ગયો હતો, તથા આસપાસનું હજારો લોક પાયમાલ થઈ ગયું હતું, તેઓના આસરાને માટે ઉભાં થયલાં ફંડમાં મોકલવા માટે શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઈ. ઈ. એ. ૫૦૦૦) ફ્રાંકની રકમ અત્રેના ફ્રેંચ કોનસલ ઉપર મોકલી આપી હતી.[3]

---

તા૦ ૧૧ મી મે

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

મરણ—એદલજી રૂસતમજી કુપર—એવણ બદનેરા ખાતે રેલવેના એક જુના એનજીન ડરાઈવર હતા, અને ત્યાંજ ગુજર્યા હતા. વળી બીરાર વોલંટીઅર કોરના એક મેમ્બર, અને સારજંટની પદવી ધરાવતા હતા. જે કોરના કમાંડીંગ ઑફીસરે એવણનાં અવલમંજલ વેળા વોલંટીઅર બેંડ મોકલવા માંગણી કરી હતી, જે એમના મીત્રો અને બેહદીનોએ આભાર સહીત ના પાડી હતી.

---

તા૦ ૧૩ મી મે.

શેઠ બહમનજી દીનશાહજી પીટીટે માહબલેશ્વર મધે ત્યાંની નેટીવ જનરલ લાઈબ્રેરીને માટે રૂ. ૧૭૦૦૦) ને ખરચે નવાં ફરનીચર સુધાં બંધાવી આપેલું મકાન ખોલ્લું મુકવાની ક્રિયા આજ દીને મુંબઈના નામદાર ગવરનર લારડ નાર્થકોટે એક મોટા મેલાવડાની હજુરમાં ખોલ્લું મુકયું હતું. શેઠ બહમનજીની ગેરહાજરીમાં તેમના બેટા શેઠ જાંહગીર બહમનજી પીટીટે નામદાર ગવરનરનો ઉપકાર માન્યો હતો.[4]

---

સર જમશેદજી જીજીભાઈ બારોનેટ તથા કુટુંબ આજ દીને સાંજનાં એડન પુગવાની વકી હોવાથી ત્યાંના સર્વે પારસીઓ તથા બીજી જ્ઞાતના બ્યાપારીઓને શેઠ હોરમજજી કાવસજી દીનશાહ એડનવાલાએ મેહરવાન બાગમાં સાથે જીયાફત લેવાને નોતરયા હતા, પણ સ્ટીમર છેક રાતનાં દસ વાગા સુધી ન આવવાથી રાહ જોઈ સઘળાઓ સાથે જમી સર જમશેદજીની સલામતી લઈ છુટા પડયા હતા. એ પછી મોડી રાતે બાર વાગા-પછી સ્ટીમર આવી પુગાથી બામદાદમાં સર જમશેદજી તથા કુટુંબને કીનારે ઉતારી સ્ટીમર પોંઈંટ ઉપરનાં શેઠ કાવસજી દીનશાહ એનડવાલાનાં મકાનમાં લઈ જઈ ત્યાં સર્વે જરથોસ્તીઓ તથા બીજી જ્ઞાતવાલાઓ સાથે મોલાકાત કરાવી માન અકરામ આપ્યું હતું.[5]

---

તા૦ ૧૪ મી મે.

રોજ ૨ માહ ૯ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

મરણ—ડાકટર શાવકશાહ સોરાબજી તારાપોર—ઉમર વર્ષ ૫૧). નિજામ હેદરાબાદના એક આગેવાન તબીબ હતા, અને ત્યાંના નવાબોમાં તેઓએ સારી નામના મેલવી હતી. હેદરાબાદની પારસી અંજુમનના એક મુખી હતા, અને ત્યાંજ ગુજર્યા હતા.

---

તા૦ ૧૯ મી મે.

બરમા મધે માંડલે ખાતે શેઠ હીરજી નવરોજજી હીરજી ખરાસે ત્યાંની જરથોસ્તી રવાનોને જુમિંડા

---

1 શેઠો સોરાબજી તથા ફરામરોજ ખરશેદજી દાદીસેઠના બાબા.

2 જામે જમશેદ, તા૦ ૨૭ મી મે ૧૯૦૨.

3 ટાઈમસ ઑફ ઈંડીઆ, તા૦ ૧૭ મી મે ૧૯૦૨.

4 જામે જમશેદ, તા૦ ૧૪ મી મે ૧૯૦૨.

5 અખબારે સોદાગર, તા૦ ૨૨ મી મે ૧૯૦૨.

એવણ તા૦ ૨ જી જુને લંડન જઈ પુગા હતા, જ્યાં [illegible] રેલવે સ્ટેશન ઉપર એવણને [illegible] લેવાને સેક્રેટરી ઑફ સ્ટેટનો [illegible] સેક્રેટરી મી૦ [illegible], રીચી તથા લંડનમાં વસતા સર્વે પારસીઓ હાજર થયા હતા.

કરવાની જગા આગલ એક સગડી બંધાવી ત્યાંની અંજુમનને સપુરદ કીધી હતી.[1]

---

તા૦ ૨૫ મી મે.

માહબલેશ્વર ખાતે નવી ઉઘાડેલી બહમનજી દીનશાહ પીટીટ લાઇબ્રેરીના સભાસદોએ શેઠ બહમનજી દીનશાહજી પીટીટ અને બાનુનાં માનમાં આજ દીને એક "આફ્ટરનુન પારટી" નો મેલાવડો કર્યો હતો, જે વેળાએ લાઇબ્રેરીની ઇમારતને ફુલ પાન વગેરેથી સરસ રીતે સણગારવામાં આવી હતી. એ વેળાએ લાઇબ્રેરીને કરેલી કીમતી બક્ષેશ માટે તેમને એક પ્રીન્ટ એડરેસ આપવામાં આવ્યું હતું, જે મી૦ મંડળીકે વાંચી સંભળાવ્યું હતું અને તે મીરજના સરદારે એક રૂપાના કાસકેટમાં મેલી મી૦ બમનજીને એનાયત કર્યું હતું. મી૦ બમનજીની તબીયત પુર તંદરોસ્તીમાં ન હોવાથી તેમની વતી તેમના બેટા મી૦ જહાંગીરે પ્રસંગોપાત જવાબ વાળ્યો હતો. એ પછી સઘળાઓ રીફ્રેશમેંટને ઇન્સાફ આપ્યા ગયા હતા, જે એક સુંદર સણગારેલા મંડપમાં તૈયાર રાખવામાં આવ્યું હતું. ખાણાને ઇનસાફ આપી છેવટે ફુલપાન વહેંચાયા બાદ મી૦ અને મીસીસ બમનજી પરોણાઓની ખુશાલી વચ્ચે વીદાય થયાં હતાં.[2]

---

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઈ. ઇ. એ ગુજરાત તથા કાઠીઆવાડના લાચારીમાં આવી પડેલા ખેડુતોને આએ ચોમાસા અગાઉ બીયાં અપાવવાને એક ફંડ ઉભું કરવાને ટાઇમસ ઑફ ઇંડીઆપર રૂ. ૫૦૦) ની રકમ ભેટ મોકલી હતી.[3]

---

તા૦ ૨૫ મી મે.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—હોરમજજી બરજોરજી દેસાઇ—ઉમર વર્ષ ૬૪). શેઠ બરજોરજી પાલનજી દેસાઇના વડા દીકરા. એવણ ફારસી તથા અરબી ભાષાના એક અઠંગ અભ્યાસી હતા. એ બેઉ ભાષાનાં સાહીત્યના અભ્યાસ ઉપરાંત જુના વખતના બીકટ ફારસી દસ્તાવેજો, સરકારી ગુચવાડા ભરેલાં ફરમાનો તેમજ ખતપત્રો વગેરે ઉકલાવવામાં પ્રવીન હતા. એલમબાજ છતાં ઘણુંજ સાદા અને એકમારગી હતા. અદાલતમાં ફારસી દસ્તાવેજો ઉકલાવી ગુચવાડાઓ ઝટ પટાવી આપતા હતા. નવસારીમાંજ ગુજર્યા.[4]

૧ અખબારે સોદાગર, તા૦ ૨૬ મી મે ૧૯૦૨.
૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી મે ૧૯૦૨.
૩ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૩૧ મી મે ૧૯૦૨.

---

તા૦ ૧ લી જુન.

લંડન મધે આજ દીને સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં માનમાં ત્યાંના સર્વે પારસીઓએ હૉટલ સેસીલમાં એક મેલાવડો કરી તેમને મુબારકબાદીનું માનપત્ર આપ્યું હતું, જે શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે વાંચી સંભલાવ્યું હતું. મેલાવડામાં ઘણાક ઇંગ્રેજ ઉમરાવો તથા આગલા સરકારી ઓધ્ધેદારો પણ હતા.[5]

૪ શેઠ પાલનજી બરજોરજી દેસાઇના વડા ભાઇ.
૫ જામે જમશેદ, તા૦ ૩૦ મી જુન ૧૯૦૨.

તા૦ ૧૧ મી જુલાઇએ પાટવી કુંવર નામદાર પ્રીનસ ઑફ વેલસે સેંટ જેમસીસ પાલેસમાં એઓની મોલાકાત લીધી હતી, તથા આમની સભાના જાણીતા સભાસદ સર બેનજામીન સ્ટોને ત્યાં આમની સભામાં એમને બોલાવી એમનો ફોટોગ્રાફ લીધો હતો. તા૦ ૧૩ મી આગસ્ટે નામદાર શેહેનશાહ તથા શેહેનશાહબાનુએ સર જમશેદજી તથા લેડી ગુલબાઇને પોતાના બકીંગહામના મેહેલમાં નોતરયાં હતાં. રાજ્યાભીશેકની ક્રીયાના સંબંધમાં ઇંગલંડ આવેલા હીંદીવાન પ્રતીનીધીઓને એ પ્રસંગે નામદાર શેહેનશાહે પોતે રાજ્યાભીશેકના ચાંદો વહેંચી આપ્યા હતા. જે ચાંદ મેળવનારાઓમાં સર જમશેદજી પણ એક હતા. બકીંગહામનાં મેહેલના બાગમાં એ ચાંદો વહેંચાઇ રહ્યા પછી, નામદાર શેહેનશાહે કેટલાક પરોણાઓને પોતાના મેહેલમાં ચા પીવા બોલાવ્યા હતા, જે પરોણાઓમાં સર જમશેદજી જીજીભાઇ તથા લેડી ગુલબાઇ પણ હતાં. તેઓ જ્યારે મેહેલનાં દીવાનખાનામાં બેઠેલાં હતાં ત્યારે નામદાર શેહેનશાહ તથા શેહેનશાહ બાનુ લેડી ગુલબાઇ આગળ આવ્યાં અને તેવણ જોડે કેટલીક વાતચીત કર્યા પછી નામદાર શેહેનશાહે બાનુઓ માટેનો રાજ્યાભીશેકનો ચાંદ પોતાના હાથે લેડી ગુલબાઇને ભેટ કર્યો હતો. એ વખતે લેડી ગુલબાઇએ નામદાર શેહેનશાહ તથા શેહેનશાહ બાનુને દેશી રીત મુજબ ઓવરણા લીધા હતા, જેનો અર્થ એ નામદારોને સમજાવવામાં આવતાં તેઓ બંને ઘણાજ ખુશી થઇ ગયાં હતાં.

સર જમશેદજીએ વીંડસર કાસ્ટલની નજદીકની ફ્રાગમોર ખાતે આવેલી મહારાણીજીની કબરની મોલાકાત લઈ તેપર ફુલનો હાર મુકયો હતો. તા૦ ૧૪ મી જુને નામદાર શાહનશાહ તથા શાહનશાહ બાનુએ બકીંગહામ પેલેસમાં કરેલા દરબારના મેલાવડામાં સર તથા લેડી જમશેદજી હાજર થયાં હતાં, જ્યાં દરબારનું કામ પુરૂં થવા બાદ તેમની ના૦ શાહનશાહબાનુ સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી.

નામદાર શેહેનશાહે સર જમશેદજીને જણાવ્યું કે "તમને ઇંગલંડ આવેલા જોઇને હું ખુશી થયો છું," જે

તા૦ ૨ જી જુન.

નામદાર શાહનશાહ એડવર્ડ ૭ માએ આજ દીને સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીઆં નીચલા પારસીઓની સેક્રેટરી ઑફ સ્ટેટે મોલાકાત કરાવી હતી

શેઠ ફરામજી દોરાબજી પાંડે. ખાનબહાદુર કાવસજી જમશેદજી લાલકાકા.[1]

---

તા૦ ૩ જી જુન.

રોજ ૨૨ માહ ૯ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

લાનોલી મધે મરહુમ શેઠ કાવસજી દીનશાહજી એડનવાલાની દરેમેહરના કંપાઉંડમાં જરથોસ્તીઓને સર અવસરે વાપરવા માટે એક કુશાદે હાલ તેમની પુંજીમાંથી તેમના બેટાઓએ બંધાવ્યો હતો તે ઉપલી દરેમેહરની આજ દીને ત્રીજા વર્ષની સાલમરેહને દીને ખોલ્લો મુકવામાં આવ્યો હતો.[2]

---

માથેરાંન મધે મરહુમ શેઠ બેહરાંમજી જીજીભાઇ ટ્રસ્ટ ફંડ મધેથી રૂ. ૧૩૦૦૦) આપી બંધાયેલી " બેહરાંમજી જીજીભાઇ હોસ્પીટલ " ત્યાંના સુપરીન્ટેન્ડંટ સરજ્યન મેજર સમીથનાં બાનુ મીસીસ સમીથે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રમુખસ્થાને કોલાબા જીલ્લાના કલેક્ટર મી૦ બેગનેલ બીરાજ્યા હતા. સુપ્રીન્ટેન્ડંટ મેજર સ્મીથે તથા શેઠ રૂસતમજી બેહરામજી જીજીભાઇએ હાસ્પીટલને લગતી વીગત કહી સંભલાવ્યા બાદ તેમની ફરમાસથી મીસીસ સ્મીથે એક રૂપાંની ચાવી વડે દરવાજા ખોલ્લા મેલ્યા હતા. જે બાદ રીફ્રેશમેંટ લઇ મેળાવડો બરખાસ્ત થયો હતો.[3]

---

તા૦ ૫ મી જુન.

બાઇ જરબાઇ તે મરહુમ શેઠ નવરોજજી નસરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. નાં ધણીઆણીએ ખંડાલા મધે પોતાના ખાવંદના નામથી એક જાથુકનું ધર્મનું દવાખાનું રૂ. ૧૦૦૦૦) ને ખરચે બંધાવી આપી તેના નીભાવ ખરચને માટે રૂ. ૩૦૦૦૦) ની રકમ સરકારમાં આપી હતી.[4]

---

પછી લેડી સુલબાઇએ શેહેનશાહ તથા શેહેનશાહબાનુને નમન કરવા ઉપરાંત પારસી રીત મુજબ તેઓને ઓવરણા લીધા હતા, જેથી શેહેનશાહ તથા શેહેનશાહ બાનુ ઘણા ખુશી થયાં હતાં. ઓળખાણ કરાવવાનું કામ પુરૂં થયા પછી નામદાર શેહેનશાહ તથા શેહેનશાહબાનુએ સર જમશેદજી તથા લેડી સુલબાઇ આગળ આવીને તેઓ જોડે કેટલીક વાતચીત કરી હતી.

એ પછી નામદાર શાહનશાહ ઘણા બીમાર પડી જવાથી સર જમશેદજી તા૦ ૨૫ મી જુને બકીંગહામ પાલેસમાં તેમની ખબર પુછવાને ગયા હતા, તથા તા૦ ૨૬ મી જુને શાહની બીમારી દુર થાય એવી દોઆ આહનાસી ખાસ બંદગી સેંટ પોલનાં દેવળમાં કરવામાં આવી ત્યાં પણ એઓ કુટુંબ સાથે ખાસ ગયા હતા. એ વખતે દેવલની જે બેઠકો પરદેશી એલચીઓને માટે એલાહેદી રાખેલી હતી ત્યાં એવણને કુટુંબ જોડે બેસાડવામાં આવ્યા હતા.

તા૦ ૧૭ મી જુનને દીને, રાજ્યાભીશેકની ક્રીયામાં સામેલ થવા માટે બેલાત પધારેલા નામીચા હીંદી પરોણાઓના માનમાં રોયલ એશીયાટીક સોસાયટી તરફથી મુંબઇના માજી માનવંત ગવરનર નામદાર લારડ રેના પ્રમુખપણા હેઠળ એક ખાણું આપવામાં આવ્યું હતું, જે ખાણાં ઉપર સર જમશેદજી ઉપરાંત નામદાર શેહેનશાહના ભાઈ ડયુક ઑફ કોનાટ, હીંદી વજીર લારડ જયોંજ હેમીલટન, અરલ રાબરટસ, લંડનના લારડ મેયર, ગવાલીયર તથા કોલાહપોરના મહારાજાઓ વગેરે હાજર હતા. હીંદી પરોણાઓની સલામતી નામદાર લારડ રેએ લેવાડી હતી. જે સાથ તેવણે મહારાજા સીંધીઆ તથા સર જમશેદજીનાં નામો લીધાં હતાં. સર જમશેદજીએ એ સલામતીના ઘટતા શબ્દોમાં જવાબ વાળ્યો હતો.

સર જમશેદજી જીજીભાઇને અમેના બડેખાંઓની એન્થ્રોપોલોજીકલ [illegible] અને ઓરીયંટલ [illegible] એક ઑનરરી સભાસદ તરીકે ચુંટી કહાડવામાં આવ્યા. નામદાર શેહેનશાહના ભાઇ ડયુક ઑફ કોનાટે સર જમશેદજી તથા લેડી સુલબાઇને પોતાના મેહેલમાં ખાણાં ઉપર નોતરમાં હતાં.

1. જામે જમશેદ, તા૦ ૨૩ મી જુન ૧૯૦૨.

2. જામે જમશેદ, તા૦ ૪ થી જુન ૧૯૦૨.

3. ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૫ મી જુન ૧૯૦૨.

આ મકાન મધે નીચે મુજબ તખ્તી મારી છે :—

" Byramjee Jejeebhoy Hospital, Matheran. This Hospital has been founded for the benefit of the poor of Matheran, and in memory of the late Hon'ble Mr. Byramjee Jejeebhoy, C. S. I., out of whose Trust Settlement of 1872 the sum of Rs. 13,100 has been contributed through Mr. Rustomjee Byramjee Jejeebhoy, J. P., to build and equip it. Opened on 3rd of June, 1902."

4. જામે જમશેદ, તા૦ ૬ ઠી જુન ૧૯૦૨.

આ વિષેનો સરકારી ઠરાવ બીજે દીવસના મું. ગવરમેન્ટ ગેઝેટમાં છપાયો છે તેનો સાર નીચે મુજબ છે :—

ખંડાલાના ગરીબ રહીશોએ સને ૧૮૯૮ માં મરહુમ આનરેબલ મી૦ નવરોજજી નસરવાનજી વાડીઆ, સી. આઇ. ઇ. ને એક અરજી કરી, એ ટેકરીવાળાં મથક ઉપર ગરીબો માટેનાં એક દવાખાનાની હાજત ઉપર તેઓનું ધ્યાન ખેંચ્યું હતું. મી૦ વાડીઆએ એ હાજતનું જરૂરીપણું સ્વીકારી ખંડાલામાં એક દવાખાનું બાંધી પોતાને ખરચે તે નીભાવવા

તા૦ ૨૫ મી મે.

રોજ ૧૭ માહ ૯ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ—જાંહગીરજી ફરામજી ઘાસવાલા**[1]—નામદાર વાઇસરોયના લશકરી સેક્રેટરીએ (તા૦ ૭ મી જુલાઇ ૧૯૦૨ ને દીને) પુના ખાતે મી૦ ફરામજી દોરાબજી ઘાસવાલાપર તાર કરી ખબર આપી કે, તેમના બેટા જાંહગીરજી દક્ષીણ આફ્રીકામાં મેફબર ખાતે મરણ પામ્યા છે, કે જ્યાં મરનાર ઇસ્ટ માઉંટેડ વોલનટીયરસમાં જોડાયા હતા. એવણ તા૦ ૯ મી માર્ચ ૧૯૦૧ ને દીને સાઉથ આફ્રીકન લાઇટ હોર્સની ટુકડીમાં જોડાયા હતા, અને સારજંટની પદ્દી મેળવી હતી. તા૦ ૧૬ મી ડીસેમ્બરે કૉલેનઝોની લડાઇમાં ભાગ લેતાં જંગમાં ગોળી લાગવાથી પીતરમેરીતઝબર્ગની હાસ્પીટલમાં હતા. જ્યાંથી સાજા થઇ બાહર નીકલવા પછી ઇસ્ટ માઉંટેડ વાલનટીયરસમાં જોડાયા હતા, અને જોહાનસબર્ગની કોર્ટમાં ઇનટરપ્રેંટરનો ઓહ્દો મલવાનો હતો, તેટલાં મરણ પામ્યા.

---

સાથે લીધું હતું, અને એ દવાખાનું ખંડાળાના ગરીબ ગામડયાઓનેજ નહી પણ એ ટેકરીની શીતળ હવા ભોગવવા જતા સેંકડો પરોણાઓને પણ ઘણું ઉપયોગી થઇ પડયું છે. પોતાના સખી ખાવીંદે આરંભેલું કામ હમેશનું કાયમ રહે એવી નેમથી તેમનાં વીધવા બાઇ જરબાઇએ રૂ. ૧૦૦૦૦ ને ખરચે દવાખાના માટે એક મકાન બાંધી આપવા તથા તે માટે રૂ. ૬૦૦ નું ફરનીચર આપવા, અને એ દવાખાનાના નીભાવ માટે રૂ. ૩૦૦૦૦ ની ૩॥ ટકાની સરકારી નોટો આપવા સરકારને માંગણી કરી હતી. બાઇ જરબાઇએ એ દવાખાના માટે સરકાર પાસેથી જમીનનો ટુકડો મફત માંગયો હતો અને દવાખાનાને પોતાના મરહુમ ખાવીંદનું નામ આપવા માંગણી કરી હતી. વળી તેણીએ એવી પણ માંગણી કરી હતી કે દવાખાનાની વ્યવસથા કમીટી મારફતે થાય, જે કમીટીમાં તેણીના બે દીકરા અથવા તેઓના પ્રતીનીધી હોવા જોઇયે. બાદ સરજ્યન જનરલના સુચવવાથી મજકુર દવાખાનાને સરકાર તરફથી થોડી મદદ આપી તે દવાખાનાં નીભાવવામાં આવે છે. તેવી રીતે એ દવાખાનાની વ્યવસ્થા ચલાવવા બાઇએ કબુલ્યું હતું, પણ ખંડાળાના ગરીબોની દાઝ હૈડે ધરી ચોકસ આવકના દર્દીઓ પાસે સરકારી મદદવાળાં દવાખાનાઓમાં જે ફી લેવામાં આવે છે તે ફી બાબદ જેમ ગુજરાતમાં છુટ મુકવામાં આવે છે તેમ છુટ મુકવા જણાવ્યું હતું. સરકારે બાઇ જરબાઇની એ ઉદાર માંગણી ખુશી સાથ કબુલ રાખી છે, અને મકાન માટે એક જમીન આપી છે. એ બાઇને જણાવવામાં આવ્યું છે કે એ ખાતું ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડની કમીટીની વ્યવસ્થા હેઠળ રહેશે, જેમાં તેણીના બે દીકરાઓને સામેલ કરી શકાશે. એ દવાખાના પાછળ દર વરસે રૂ. ૧૭૫૦ નો ખરચ થશે. જેમાંના રૂ. ૧૦૫૦ બાઇએ આપેલાં નીભાવ ફંડની આવકમાંથી ઉપજશે, અને રૂ. ૩૦૦ ડીસ્ટ્રીકટ બોર્ડ આપશે, જ્યારે બાકીના રૂ. ૪૦૦ સરકાર આપશે. એ દવાખાનાને સરકારી મદદવાળાં દવાખાના તરીકે ગણવામાં આવશે. દવાખાના માટેની દવાઓ સરકારી ડીપોમાંથી પૈસા આપવાથી મળશે, તથા વહાડકાપનાં ઓજારો મફત પુગાડવામાં આવશે. બાઈ જરબાઇએ બતાવેલી ખાએસ મુજબ આસપીટલની ફી લેવામાં આવશે નહી, પણ ખાનગી તબીબોનાં "પ્રીસક્રીપશનો" તૈયાર કરી આપવા બાબદ ગોઠવણ શું કરવી, તે વીશે સરજ્યન જનરલનું મત માગવામાં આવ્યું છે. બાઈ જરબાઇને એક ખાસ કેસ તરીકે પોતાની ખાનગી દેખરેખ હેઠળ મકાન બાંધવા દેવામાં આવ્યું છે, અને એ બાઇએ રૂ. ૩૧૧૦૦ ની સરકારી લોન એકાઉનટંટ જનરલને સવાધીન કરી છે. મુંબઇના નામદાર ગવરનર ઈન કાઉનસીલ એ ઉદારતાની જાહેરમાં પીછાન કરે છે, કે જે ઉદારતાથી નાણાં આપનારની ભલી ખાએસ મુજબ ખંડાળાના ગરીબ ગામડીયાઓને તથા પરોણાઓને એક જરૂરજોગું લાયક દવાખાનું મળયું છે.

[1] એમની પ્રશંસા નામદાર વાઇસરોયે નીચે મુજબ કરી હતી:—

POONA, AUGUST 21.

The Secretary to his Excellency the Viceroy telegraphed last night to Mr. Dorabjee Framjee Ghaswalla as follows:—"I am desired by his Excellency the Viceroy to express to you his sincere condolences upon the death of your son, who, he hears, rendered very good service in South Africa." This has reference to the death last month of Mr. Ghaswalla's son, Jehangir, in Griqualand. Mr. Ghaswalla has also received a letter from Captain H. G. Elliot, Commanding No. 3 troop "E" Griqualand Mounted Volunteers, in which he pays the following tribute to the deceased:—"As Captain of the troop in which he served you will probably be pleased to hear from me. While I have been in command of the troops he has shown himself a good man and a good soldier, and was much liked by his comrades, and from what I hear from others who knew him before I did, he has always been liked wherever he went, and was a most brave man. You will, perhaps, be pleased to hear that the members of the troop are making arrangements to erect a tombstone on his grave, and we shall all do our best to get one, such as he deserved, both by his noble life and the noble actions in his life."

નામદાર વાઇસરાયના સેક્રેટરીએ મી૦ દોરાબજી ફરામજી ઘાસવાળા ઉપર નીચલો સંદેસો મોકલ્યો છે:—નામદાર વાઇસરાય તરફથી તમારા પુત્રના અકાળ મરણને માટે દીલાસો જાહેર કરવાની મને એલતેમાસ થઇ છે. નામદાર વાઇસરાયે સાંભળયું છે કે મરહુમે સાઉથ આફ્રીકામાં ઘણી સારી સેવા બજાવી છે.

પલટણના સીપાહોએ મરહુમની ઘોર ઉપર એક થંભ ઉભો કીધો હતો.

તા૦ ૧૦ મી જુન.

રોજ ૨૯ માહ ૯ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

મરણ—અરદેશર ધનજીભાઇ બોલટન[1]—ઉમર વર્ષ ૬૧). અત્રેના એક સાહસીક વેપારી અને મેસ એજંટ હતા. પ્રથમ પોતાના બેશી મરહુમ શેઠ જીવનજી હોરમજજી ચ્યજદરના હાથ હેઠળ મેસરસ ગ્રીવ્યરની કું. માં "શોપમેન" તરીકે રહ્યા હતા. પછી નજર ઉંઘડતાં બધી જાતનાં વેપારની માહીતી મેળવી ઇ. સ. ૧૮૬૮ થી પોતાના ભાઇ સાથે મળી "બોલટન એંડ કું." ને નામે દવાદારૂ તથા વિલાયતી અસબાબની દુકાન ઉંઘાડી હતી, અને ખરી મેહનતથી તે મચાવી હતી. ખરીદી વગૈરે માટે બેઉ ભાઇઓ અવારનવાર ઇગ્લાંડ અને કોનટીનંટ તરફ ઉતાર મારતા હતા. ૧૮૯૯ માં ભાઇનાં મરણથી નીરાશ થઇ વહીવટ બંધ કરી એકાંત જીંદગી ગુજારતા હતા.

---

સર જમશેદજી જીજીભાઇની એક તસવીર લંડનનાં "ડેલી ક્રાનીકલ" પત્રમાં પારસી પોશાકમાં આપવામાં આવી હતી.

---

તા૦ ૨૩ મી જુન.

રોજ ૧૨ માહ ૧૦ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

આજ દીને એડન મધે, શેઠ હોરમજજી કાવસજી દીનશાહજી એડનવાલાએ પોતાની દીકરી બાઇ આલાંબાઇની નવજોતની ખુશાલીમાં રૂ. ૧૦૦૦) ની સરકારી નોટ તેનાં વ્યાજમાંથી દર સાલ મરહુમ શેઠ કાવસજી દીનશાહજી એડનવાલા, સી. આઇ. ઇ. ની દરેમેહરની આફ્રીનગાનને દીવસે પારસી છોકરાંઓનો રમતગમતનો મેલાવડો કરી ઇનામો આપવામાં વાપરવાને ત્યાંના અંજુમનનાં ફંડના ટ્રસ્ટીઓને આપી હતી.[2]

---

તા૦ ૨૬ મી જુન.

નામદાર શાહનશાહ એડવર્ડ ૭ માને રાજ્યાભિશેક કરવાની ક્રિયા આજ દીને લંડનમાં ભારે ધામધુમથી થનાર હતી, પણ તેટલાં તે નામદાર ગઇ પરમ દીને આતરડાંના સોજાથી ઘણા બીમાર થવાથી અને તેપર કાબેલ તબીબોએ વાઢકાપ કર્યાથી એ ક્રિયા માડી વાળવામાં આવી હતી, અને હિંદુસ્થાનમાં બધે શોકર ગુજારીનાં જશન થવાનાં હતાં, ત્યાં એ નામદાર વેહલો સાજો થાય એવી દુવા ગુજારીનાં જશનો કરવામાં આવ્યાં હતાં. મુંબઇ મધે પારસી પંચાયતનાં ફંડના ટ્રસ્ટી સાહેબો તરફથી આલબ્લેસ બાગમાં સાંજે ૪ કલાકે પારસીઓનું એક જાહેર જશન કરવામાં આવ્યું હતું. જશનની ક્રિયા પુરી થઇ રહેવા બાદ શમસુલ ઓલમા દસ્તુર

---

તેવણુની કબર ઉપર નીચે મુજબનો લેખ કોતરાવેલો છે:-

"In memory of Private Jehangir Framjee-died 29th May 1922 Erected by officers, Non-Com.-officers and men of No. 3 Troop E. G. M. V."

નામદાર વાઇસરાયની ઉપલી દીલસોજીને માટે તે નામદારનો ઉપકાર માનવા થયી પુણાના પારસીઓની એક જાહેર સભા તા૦ ૨૪ મી આગસ્ટ ૧૯૦૨ ને દીને ત્યાંના બી ન. આ. પીટીટ હોલમાં શમસુલ ઓલમા ખાં. બા. દસ્તુર હોરાંમજી જામાસપજીનાં પ્રમુખપણા હેઠળ મળી હતી, જ્યાં શેઠ પાલણજી નસરવાનજી કંટ્રાકટરની દરખાસ્ત અને શેઠ દોરાબજી દાદાભાઇ બુતીના ટેકાથી ઠેરવ્યું કે "આપણા હમજાતી શેહેરી મી૦ ફરામજી દોરાબજી ઘાસવાળાના સાહેબજાદા ભાઇ જેહાંગીર દક્ષીણ આફ્રીકામાં ગ્રીકવાલેંડ વેસ્ત માઉનટેડ રાઇફલસમાં ઇંગ્રેજ સરકારની લશકરી નોકરી કરતાં મરણ પામયા હતા તે દુઃખદાયક બનાવ વીશે નામદાર વાઇસરાય લોર્ડ કરઝન તરફથી દીલસોજીના જે બે પેગામ શેઠ ફરામજી ઉપર આવ્યા છે તે પેગામ મોકલવાથી નામદાર વાઇસરાયે માત્ર તેઓના કુટુંબ ઉપરજ નહી પણ આખી પુણાની પારસી અનજુમન ઉપર જે મોટો ઉપકાર કર્યો છે તેનું હેસાન આ સભા દીલોજાની તથા નમ્રતાઇ સાથ માને છે."

બીજો ઠેરાવ ખાન બાહદુર દીનશાહ ડોસાભાઇ ખંબાતાની દરખાસ્ત અને દસ્તુર કેકોબાદ આદરબાદના ટેકાથી કીધો "કે દક્ષીણ આફ્રીકા ખાતે ગ્રીકવાલેંડ વેસ્તમાં ભાઇ જેહાંગીર ફરામજી ઘાસવાળા લશકરી નોકરીમાં ગુજર્યા છે, તેમની યાદગીરીમાં એમના લશકરી સાથીઓએ પોતાને ખરચે એમની ગોર ઉપર સ્થંભ ઉભો કર્યો છે તે એઓના પોતાના સાથી તરફની અંતઃકરણની દીલસોજી વીશે પુણાની પારસી અનજુમન ઉપકાર માને છે. એ માયાળુ અને પાક કામની યાદ અને હેસાનમાં પુણાની પારસી અનજુમન પોંડ ૫૦ અંકે પચાસ નામદાર વાઇસરાય ઉપર મોકલવાની રજા લે છે અને અરજ ગુજારે છે કે તે દક્ષીણ આફ્રીકાની અંગ્રેજી લશકરના કમાનડર ઇન-ચીફ-ઉપર વાજબી મેહેરબાની કરવી, અને બોઅરોની લડાઇ જેમાં મરનાર ભાઇ જેહાંગીર એ વખત ભાગ લેતા હતા તે લડાઇમાં જીદ્દીએ સીપાઇઓ તેમની આગળ હોય તેમના કુટુંબમાં જેમ દુરસ્ત લાગે તેમ વહેંચી આપવી."

1 શેઠ ધનજીશાહ અરદેશર બોલટનના બાપ.

2 જામે જમશેદ, તા૦ ૮ મી જુલાઈ ૧૯૦૨.

દારાંબજી પેશોતનજી સંજાણા, બી. એ. એ શાહનશાહની તંદરોસ્તી માટે ગુજરાતી ભાષામાં કેટલીક દોઆઓ કર્યા બાદ તમામ મીજલસ દસ્તુરજી સાથે દોઆ તંદરોસ્તીના કલામ શાહનશાહ ૭ મા એડવર્ડનું નામ દઈને પઢ્યા હતા, અને નમન કરી મીજલસે પોતાની બેઠક લીધી હતી. તે બાદ લંડન ખાતે સર જમશેદજી જીજીભાઈ બારોનેટ ઉપર નીચે મુજબનો તારનો સંદેશો મોકલવાનો ઠરાવ કરી મીજલસ બરખાસ્ત થઈ હતી :—

"To Sir Jamsetjee Jeejeebhoy, Bart.-The Parsee community, assembled for prayers for his Majesty's health, request you to convey their wishes for his Majesty's speedy recovery."[1]

---

નામદાર શાહનશાહ એડવર્ડનો આજ દીને રાજ્યાભિશેક થનાર હતો તેની ખુશાલીમાં હિંદુસ્થાનની સરકારે આપેલા ખેતાબોમાં નીચલા પારસીઓને પણ આપ્યા હતાઃ—

કયસરે હિંદનો રૂપાંનો ચાંદ—ખાનબહાદુર માણેકજી ખરશેદજી નરીમાન; ખાનસાહેબનો ખેતાબ—શેઠ એદલજી રૂસતમજી નગરવાલા.[2]

---

તા૦ ૨૭ મી જુન.

મુંબઈના નામદાર ગવરનર લાર્ડ નાર્થકોટે આજ દીને પુણા મધે કાઉન્સીલ હાલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો પ્રાઈવેટ એન્ત્રીમાં ત્યાં હાજર થયા હતા :—સરદાર ખાનબાહદુર શમસુલ ઓલમા દસ્તુર હોસંગજી જામાસ્પજી જામાસ્પ આશાના, શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ; એલ. એલ. બી.[3]

---

તા૦ ૩૦ મી જુન.

રોજ ૧૯ માહ ૧૧ (ક૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ—લીમજી માણેકજી બનાજી—ઉમર વર્ષ ૭૪).** ઇ. સ. ૧૮૫૨ થી પોતાના બાપની સાથે "માણેકજી લીમજી સન એંડ કું૦" માં જોડાયા હતા, અને કેટલીક વેપારી પેહડીઓના દલાલ તરીકે કામ કરતા હતા. ૧૮૫૨ થી ૧૮૬૧ સુધી અત્રેની બોમ્બે બેંકના ડીરેક્ટરનો ઓહ્દો અવારનવાર ભોગવ્યો હતો. તથા સર જમશેદજી પારસી ચેરીટીના ટ્રસ્ટી નેમાયા હતા. ૧૮૫૪ માં સુલેહના અમલદાર અને ૧૮૫૭ માં એલફીનસ્ટન ઇનસ્ટીટ્યુટની કમીટીના અધીકારી નેમાયા હતા. ૧૮૫૯ થી કદમી ગહમબાર ફંડના તથા બનાજી લીમજીની દરેમેહરના ટ્રસ્ટી હતા. ૧૮૬૦ થી એવણની પેહડીમાં એમના ભાઈ શેઠ કાવસજી માણેકજી લીમજી જોડાયા હતા. ૧૮૬૨ માં એવણે લંડનમાં ગી૦ હેનરી ફોરમેન સાથે "ફોરમેન લીમજી એંડ કંપની" ઉઘાડી હતી, અને તેનો વહીવટ ૧૮૬૫ થી બંધ કર્યો હતો. ૧૮૬૪-૬૫ માં શેરમેનીઆના વખતમાં ઘણીક જોઇંટ સ્ટોક કુંપનીઓના ડીરેક્ટર હતા. તા૦ ૨૭ મી મે ૧૮૬૩ ને દીને પોતાના ભાઈ કાવસજીની સાથે અત્રેની યુનીવર્સીટીને રૂ. ૫૦૦૦) આપી, પોતાના બાવા માણેકજી લીમજીને નામનો વાર્સીક સોનાનો ચાંદ આપતો કીધો હતો. ૧૮૬૬ નાં મે માસમાં પેહડી બંધ કરી ૧૩) વર્ષની જાહોજલાલી પછી ૩૬) વર્ષ પડતી અને એકાંતમાં કાહડયાં હતાં.

---

તા૦ ૬ થી જુલાઈ.

ગુજરેલાંઓને ઠેકાણે પાડવા તથા તેમના સંબંધમાં ક્રિયાઓ અને સખાવતનાં કામ કરવા માટેની પારસીઓનાં ધર્મખાતાંને લગતી જે ઘણીજ કીમતી મીલકતો પારસી પંચાયતનાં ધર્મખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ત્રસ્ટી સાહેબોના હસ્તકમાં છે તેના કોઈ પણ ભાગને લેવા અથવા બીજી રીતે તેમની વચ્ચે આવવાની જે માગણી બોમ્બે ઇમપરૂવમેંટ ત્રસ્ટે કરી હતી, તેની સામે વાંધો ઉઠાવવા અને તે મીલકતોના કોઈ પણ ભાગને છેડવા નહિં પડે એવી રીતે ચોપાટી ખાતે બાંધવા ધારેલા નવા રસ્તાને વળાણ આપવાની અરજી બોમ્બે ઇમ્પરૂવમેંટ ત્રસ્ટ તથા મુંબઈ સરકારને કરવા માટે જરથોસ્તી અંજુમનની એક જાહેર સભા અતરેના કેટલાક જરથોસ્તી ગ્રહસ્થોએ કરેલાં રેકવીઝીશનની રૂહે પંચાતનાં ફંડનાં ત્રસ્ટી સાહેબોએ આજ દીને આલબલેસ બાગમાં બોલાવી હતી. સર જમશેદજી જીજીભાઈ બારોનેટની ગેરહાજરીમ

---

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી જુન ૧૭૦૨.

એજ મુજબ સુરતમાં ત્યાંનાં શેહનશાહી આતશબેહરામ તથા સર જમશેદજીની દરેમેહર, પુણાની ત્રણે દરેમેહરો, કલકત્તાની બંને દરેમેહરો, થાણા, બીલીમોરા, અંદેવી, ઉદવાડા, રાજકોટ, શોલાપુર, બેલગામ, ઇડાર, અહમદનગર, મામલેદાર, નાગપોર, કવેટા, અજમેર, કલીકટ, માંગરોલ, ભરૂચ, નવસારી, નારગોલ, દેવલાલી, આગ્રા, ખેરગામ, રંગુન, હોંગકોંગ, વગેરે ઠેકાણે પણ જશનો થયાં હતાં.

૨ ટાઈમ્સ ઑફ ઇંડીયા, તા૦ ૨૭ મી જુન ૧૯૦૨.

૩ ટાઈમ્સ ઑફ ઇંડીયા, તા૦ ૨૯ મી જુન ૧૯૦૨.

સરનશીનની ખુરસી સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટને આપવામાં આવી હતી. સભાનાં કામ તરફ દીલસોજી બતાવનારા સંદેશા એડન, મઉ, ઈંડોર, ખામગામ, રતલામ, જેલમ, અહમદનગર, લાહોર, અમદાવાદ, વગેરે મથકોની અંજુમન તરફથી આવેલા સેક્રેટરી શમસુલ ઓલમા એ. જીવણજી જમશેદજી મોદી, બી. એ. એ વાંચી સંભળાવ્યા હતા. એ પછી શેઠ પીરોજશાહ મેહરવાનજી મેહતા, એમ. એ; સી. આઈ. ઈ. એ દરખાસ્ત કીધી અને તેને શમશુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ. એ ટેકો આપ્યો કે :—

"પારસી અંજુમનની આ સભા ઠરાવ કરે છે કે

૧—પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબો પારસીકોમના ફાયદાને અરથે સખાવતનાં અને ધરમ સંબંધી કામો માટે કેટલીક મીલકતો ચોપાટી ખાતે ત્રસ્ટમાં ધરાવે છે, કે જે મીલકતો પારસીઓનાં દોખમાની આજુબાજુ અને નીચે ભેગી આવેલી છે.

૨—આ મીલકત સંપુરણ રીતે વગર અડચણે ચાલુ રહે અને જળવાઇ રહે તે બાબદમાં ફકત મુંબઈનાજ નહી પણ હીંદુસ્તાનના સઘળા ભાગોના પારસીઓની ખરાં જીગરની ધાર્મીક લાગણી ઘણી તીક્ષણ છે.

૩—તેઓએ અત્યંત ગભરાટ સાથે જાણ્યું છે કે મુંબાઈ શેહેરની ઇમ્પ્રુવમેંટ ત્રસ્ટની બોરડ એ મીલકતોનો ચોકસ ભાગ "ચોપાટીની યોજના" એવે નામે જાણીતી યોજના કાજે લેવા ધારે છે અને ચોકસ ભાગ ફરજ્યાત લેતાં, જે નીયમોને અચોકસ રીતે અને ભુલભરી રીતે 'બેટરમેંટ' અથવા સુધારાના નીયમો (principles of betterment) કહે છે તે કહેવાતા નીયમોને આધારે, બીજા ભાગો ઉપર કેટલીક સરતો નાંખવા માંગે છે.

૪—શેહેરમાં મરકીનો ઉપદ્રવ થવાને લીધે અને શેહેરના કેટલાક ભાગોની હાલત અત્યંત અસુખાકારી ભરી હોવાને લીધે, ઇમ્પ્રુવમેંટ ત્રસ્ટ એકટની મુખ્ય નેમ આવા અસુખાકારી ભરયા ભાગો સુધારવાની હતી, અને એજ નેમને લીધે, લેંડ એકવીઝીશન એકટમાં જે કાનુનો ફરમાવ્યા હતા તેને બાજુએ મુકીને અને ગરીબો માટે રહેઠાણ પુરાં પાડવા કાજેના ઇંગ્રેજી એકટોમાં સમાયલા કાનુનોને અનુસરીને જમીન અને મીલકતો હાથ કરવા માટે જે કહણુ કાનુનો ઇમ્પ્રુવમેંટ ત્રસ્ટ એકટમાં ફરમાવ્યા છે તે વાજબી ગણવામાં આવ્યા હતા.

૫—ચોપાટીવાળી યોજના જેમ કહેવામાં આવ્યું છે તેમ અસુખાકારી ભરયા લતાઓ સુધારવા માટેની યોજના નથી, પણ સારી હાલતમાં લોકોને માટે રહેઠાણો પુરાં પાડી ત્રસ્ટને માટે આવપત ઉત્પન્ન કરવા કાજે હાથ ધરવામાં આવી છે.

૬—ત્રસ્ટીઓની બોરડને જે મુનસફી સોંપવામાં આવી છે તે મુનસફીનો વાજબી ઉપયોગ કરીને, ચોપાટી સકીમ જેવી યોજના માટે મીલકતો ફરજ્યાત હાથ કરવી નહી જોઇયે, સીવાય કે તેઓ ઘણી અસુખાકારીભરી હોય; અને વળી 'બેટરમેંટ'ના કહેવાતા નીયમોનો ઉપયોગ કરવો નહી જોઇએ, ગરીબોને રહેઠાણ પુરાં પાડનારા ઇંગ્રેજી કાયદાઓ આવા સંજોગો વચ્ચે મીલકતો હાથ કરવાની ચોખ્ખી મનાઈ કરે છે, સીવાય કે તેમ ખાનગી સમજુતીથી થાય.

૭—જ્યારે ખાનગી આસામીઓના બાબમાં સોંપવામાં આવેલી આવી મુનસફીનો ઉપયોગ ગેરવાજબી ગણાય ત્યારે તો હાલની બાબદના સંબંધમાં તે ઘણો સખત અને જુલમી ગણાય, કે જ્યારે આખા પારસી ટોળાની કેટલીક ધરમ સંબંધી ખરા જીગરની લાગણીઓ તેઓની આ મીલકતો ફરજીયાત તેઓ પાસેથી છીનવી લીધાથી ખચીત દુખાય છે, કે જે મીલકતો તેઓની નજરમાં ખાસ ધરમ સંબંધી અગત ધરાવે છે અને જે મીલકતો સખાવતના અને ધરમ સંબંધી ત્રસ્ટો સીવાય બીજા ઉપયોગમાં લેવાય નહી.

૮—આ સબબોને લીધે ખાસ કરીને જ્યારે શેહેરની બીજી કોમો તરફ ઘણી છુટછાટ સાથે વરતવામાં આવ્યું છે અને તે વળી અસુખાકારીભરયા લતાઓ સુધારવા માટે હાથ ધરેલી સુધારાની યોજનાના સંબંધમાં એમ કરવામાં આવ્યું છે, ત્યારે પારસી અંજુમનની આ સભા દીલોજાનથી અરજ ગુજારે છે કે ચોપાટીની યોજનાને એવી રીતે ફેરવવામાં આવે કે તેથી તકરારી મીલકતો એમની એમ રહે."

૨—ડાકટર શેરાબ ખરશેદજી નરીમાન, એમ. ડી. એ દરખાસ્ત કીધી અને તેને શેઠ ફરામજી બહમનજી જીજીભાઇએ ટેકો આપ્યો કે :—

"પહેલા ઠરાવમાં જણાવવા પ્રમાણેના વીચારો જણાવવા કાજે બોંબે ઇમ્પ્રુવમેંટ ત્રસ્ટ ઉપર અને મુંબઈની નામદાર સરકાર ઉપર મોકલવાની અરજીઓ આ સભાના સરનશીનની સાથે મળી ઘડી કહાડવા માટે આ સભા નીચલા સાહેબોની એક કમીટી નેમે છે અને આ સભાના સરનશીનને સત્તા આપે છે કે આ સભા તરફથી લેવણુ એ ઘડી કહાડેલી અરજીઓ ઉપર સહી કરી બટવે ઠેકાણે મોકલી આપવી:—આનરેબલ શેઠ પીરોજશાહ મેરવાનજી મેહેતા, સી. આઇ. ઇ., શમસુલ

ઓસ્લમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાના, ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાન, સી. આઇ. ઇ., શેઠ મેરવાનજી મનચેરજી કામા અને ડા૦ સોરાબ ખરશેદજી નરીમાન."

૩—શેઠ શોરાબજી એદલજી વારડને દરખાસ્ત કીધી અને તેને શેઠ ખરશેદજી નશરવાનજી વાડીઆએ ટેકો આપ્યો કે :—

"જરથોસ્તી કોમના આગેવાન અને આબરૂદાર ગ્રહસ્થોએ કરેલી એલતેમાસને માન આપીને પારસી પંચાયતનાં ધર્મખાતાંઓનાં ફંડ તથા મીલકતોના ટ્રસ્ટી સાહેબોએ આ સભા બોલાવી માટે આ સભા તે સાહેબોનો ઉપકાર માને છે અને અંજુમનની સભા ભરવા માટે "આલબલેસ બાગ" નું આ મકાન તેના માલેકોએ વાપરવા આપ્યું, તે માટે આ સભા તે સાહેબોનો ઉપકાર માને છે."

૪—શેઠ ડોસાભાઈ દાદાભાઇ આલબલેસે દરખાસ્ત કીધી અને તેને શેઠ હોરમજજી મનચેરજી કામાજી ટેકો આપ્યો કે :—

"અંજુમનની આ સભાના સરનશીન તરીકે મેહરબાની કરી બીરાજવા માટે આ સભા નામદાર સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનો ઉપકાર માને છે."[1]

તા૦ ૧૦ મી જુલાઇ.

દેશી ખલાસીઓને બ્રીટિશ બારકસોપર નોકરીએ રાખવાના સવાલની તપાસ કરવાને લંડનમાં બોરડ ઑફ ટ્રેડની પાર્લામેંટરી કમીટી હજુર આજ દીને મુંબઇથી ગયલા એક શાક્ષી ખાનબહાદુર દારાશાહ રતનજી ચીચગરની જબાની લેવામાં આવી હતી.

દરીયાઇ ખાતું સુધારવાને જે એડમીરલટી કમીટી નેમેલી હતી તે કમીટીએ પણ ખા. બા. દારાશાહની શાક્ષી લઇ તેમના અભીપ્રાય માટે ઉપકાર માન્યો હતો.[2]

૧ જામે જમશેદ, તા૦ ૭ મી જુલાઈ ૧૯૦૨.

એ બાબેનો સેવટનો સંતોષકારક ફેસલો તા૦ ૪-૧૨-૧૯૦૪ નાં રાસ્ત ગોફતારમાં સફે ૧૭૪૫ મે આપેલો છે.

૨ અખબારે સોદાગર, તા૦ ૨૮ મી જુલાઈ ૧૯૦૨.

(એ શાક્ષીનો સાર તા૦ ૩ જી આગસ્ટ ૧૯૦૨ નાં રાસ્ત ગોફતારમાં સફે ૧૦૦૯ મે છપાયલો છે.)

એ કમીટી હજુર તા૦ ૨૪ મી જુલાઇએ ૭ દેશી સરંગોની જુબાની લેવામાં આવી તે પ્રસંગે દુભાશીયાનું કામ કમીટીની ફરમાસથી ખા. બા. દારાશાહે ચલાવ્યું હતું.

તા૦ ૧૦ મી જુલાઇ.

રોજ ૨૯ માહ ૧૦ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—સરદાર ખાનબહાદુર દોરાબજી પદમજી[3]—ઉમર વર્ષ ૬૪). પુનેવાલા શેઠ પદમજી પેસ્તનજીના વડા દીકરા. એવણનો જનમ તા૦ ૨૪ મી ડીસેમ્બર ૧૮૩૮ ને દીને પુના મધે થયો હતો. ૧૮૬૧ માં મુંબઇ યુનીવરસીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. ૧૮૬૫ માં પુનાની પારસી મેટ્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ નેમાયા હતા. હુન્નર કળા, ફોટોગ્રાફી તથા અંગબળની કસરતો વગેરેના ઘણાજ શોખીન હતા. લંડનની એમેચ્યુર ફોટોગ્રાફીક સોસાયટીના એવણને ૧૮૬૬ માં મેમ્બર તરીકે ચુંટી કહાડયા હતા. એજ સાલમાં જબલપોરના પ્રદરશનમાં સરસ ફોટોગ્રાફો માટે એવણને રૂપાનો ચાંદ મળ્યો હતો. અને પછી પુનાનાં પ્રદરશનોમાં પણ એવણને ચાંદોનાં ઇનામો મળ્યાં હતાં. ૧૮૭૦ માં નામદાર સરકારે પુનાની મ્યુનીસીપાલીટીના મેમ્બર તરીકે એવણને પહેલીવાર નેમ્યા હતા. અને એજ મ્યુનીસીપાલીટીમાં પોતાનાં મરણ સુધી એવણે મોટો ભાગ લીધો હતો. એવણ એક અચ્છા શીકારી અને નીશાનબાજ હતા, ઇ. સ. ૧૮૭૯ માં પુનાની વેસટરન ઇંડીઆ રાઇફલ એસોસીએશનની સરતમાં સર રીચર્ડ ટેમપલ કપનું ઇનામ એવણે પહેલું મેલવ્યું હતું. પછી ૧૮૮૧ માં એજ હુન્નરમંદી માટે ઇનામો મેલવ્યાં હતાં. ૧૮૮૩ ના ફેબરવારી માસમાં એવણે નીશાનબાજીમાં નામદાર વાઇસરાયના કપનું ઇનામ મેલવ્યું હતું, અને તે માટે તે નામદારે એવણને મુબારકબાદી આપી હતી. ૧૮૮૨ થી વેસટરન ઇંડીઆ રાઇફલ એસોસીએશનના આનરરી સેક્રેટરી નેમાયા હતા, કે જે માન સઘળા ઇંગ્રેજ મેમ્બરોની એક મંડલીમાં એક પારસીને પહેલુંજ મલ્યું હતું.[4] ૧૮૮૪ માં એવણે પુના મધે દખણ

એજ મુજબ દેશી ખલાસીઓની હીમાયતમાં સર મનચેરજીએ ભાવનગરીએ પણ એજ કમીટી હજુર અકટોબર માસમાં શાક્ષી આપી હતી.

૩ શેઠો ગોદરેજજી, બહમનજી, હોરમજજી, ફરદુનજી, દોરાબજી પદમજીના બાવા.

૪ મરહુમ એક ઉતમ નીશાનબાજ હતા અને પોતાની જવાનીના વખતમાં બોંબે પ્રેસીડનસી તરફથી ઘણાએક કપ તથા સોના રૂપાના ચાંદ જીતી ગયા હતા. એવણ સાહેબની યાદગારી રાખવા માટે એવણના કુટુંબીઓએ રૂ. ૭૦૦ પુના વાલંટીયર કોરને આપ્યા છે, જે રૂપીઆનાં વ્યાજમાંથી દર વર્ષે મરહુમ સરદારને નામે એક વાલંટીયરને રૂપાનું કપ ઇનામ તરીકે આપવું, તે એવી સરતે કે તે વાલંટીયર નીશાનબાજી, કવાયદ તથા નીયમીત હાજરીમાં સૌથી સરસ હોય. (જામે જમશેદ, તા૦ ૨૧-૨-૦૫.)

પેપર મીલ કંપની સ્થાપી, તેને લગતી "રે પેપર મીલ" મુઠવા ખાતે બંધાવી હતી. એ ઉપરાંત "ગડક મીલ" પણ એઓએ ત્યાં ઉભી કરી હતી. ૧૮૮૫ થી એવણ પુનાની મ્યુનીસીપલ કમીટીના પ્રમુખ નેમાયા હતા, અને તે માન પોતાના મરણ સુધી ૧૭) વર્ષની લાંબી મુદત વેર ભોગવ્યું હતું. ૧૮૯૩ માં મુંબઈની લેજીસલેટીવ કાઉન્સીલમાં સરકારે એમની નેમણુક કરી હતી. ૧૮૯૪ ના નવેમ્બર માસમાં એવણને દખણના પહેલા વરગના સરદારનું માન મલ્યું હતું. ૧૮૯૫ ની તા૦ ૧ લી જાનેવારીએ હીંદુસ્તાનની સરકાર તરફથી "ખાનબાહદુર" નો ખેતાબ મલ્યો હતો. એજ સાલનાં જુન માસમાં મુંબઈની સર જ. જી. પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એક અધીકારી નેમાયા હતા. ગવરનર અને વાઇસરોયની પુનાની મુલાકાતો વેળા આવકાર આપવામાં મ્યુનીસીપાલ પ્રમુખ તરીકે એવણ આગેવાની લેતા હતા.[1]

---

તા૦ ૧૨ મી જુલાઈ.

શેઠ જમશેદજી સોરાબજી શેઠનાને છેલ્લાં ૨૦) વર્ષ દરમ્યાન ફ્રેંચ સરકારની બજાવેલી ઉમદા સેવાની પીછાણ માટે એ સરકાર તરફથી "ઓફીસર ડી. આકેડમી" નો ખેતાબ મળ્યો હતો.[2]

---

તા૦ ૩૧ મી જુલાઇ.

કોલમ્બીઆ યુનીવરસીટીના જાણીતા વિદ્વાન પ્રોફેસર એ. એમ. ટી. જેકસને પોતાનાં અધીપતીપણાં અને જાતી દેખરેખ હેઠલ પૂર્વ તરફની ભાષાના નામીચા અમેરીકન વિદ્યાર્થીઓ પાસે પૂર્વ તરફની ભાષાને લગતાં કેટલાંક ઉપયોગી પુસ્તકોની એક હારમાલા "કોલમ્બીઆ યુનીવરસીટી ઇનડ-ઇરાનીઅન સીરીઝ" નાં નામથી પ્રગટ કરાવવા માંડી હતી, તે મધેનું એક પુસ્તક **Index verbarum of the fragments of the Avesta** નામનું પ્રોફેસર એમ. સુઇલર, એમ. એ. એ રચેલું પ્રગટ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૯ મી આગસ્ટ.

રોજ ૨૯ માહ ૧૧ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

નામદાર શાહનશાહ એડવર્ડ ૭ માને રાજ્યાભિશેક કરવાની ક્રિઆ આજ દીને લંડનમાં ભારે ધામધુમથી કરવામાં આવી હતી. તેની શોકગુજારીમાં મુંબઇ મધે પારસી પંચાતનાં ફંડના ટ્રસ્ટી સાહેબો તરફથી આલબલેસ બાગમાં સાંજે ૪ કલાકે પારસીઓનું એક જાહેર જશન કરવામાં આવ્યું હતું. જશનની ક્રિઆ પુરી થઇ રેહવા બાદ શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ. એ શાહનશાહના રાજ્ય માટે કેટલીક દોઆઓ કર્યા બાદ તમામ મીજલસ દસ્તુરજી સાથે બંદગીમાં સામેલ થવા ઉભી થઇ હતી. તે બાદ લંડન ખાતે સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ઉપર નીચે મુજબનો તારનો સંદેશો મોકલવાનો ઠેડાવ કરી મીજલસ બરખાસ્ત થઇ હતી :—

"**Parsee community of Bombay assembled for public prayer request you to kindly convey the community's loyal and heartfelt congratulations to their Imperial Majesties on this auspicious occasion.**"[3]

---

[1] એમનાં મરણ માટે ખેદ દેખાડનારો પુનાના કલેકટરનો પત્ર, મધ્ય વીભાગના કમીશનરે નામદાર મુંબઇ સરકાર ઉપર મોકલી આપ્યો હતો. આથી નામદાર મુંબઇ સરકારે સરદાર દોરાબજી પદમજીનાં મરણ માટે ખેદ દેખાડનારો એક ઠરાવ બાહેર પાડ્યો હતો. એ ઠરાવમાં જણાવ્યું હતું કે "નામદાર ગવરનર ઇન કાઉનસીલે સરદાર ખા૦ બા૦ દોરાબજી પદમજીનાં મરણની ખબર ખેદ સાથ સાંભળી છે. ઘણાક અગતના ઉદ્યોગ હુનરો પુનામાં દાખલ કરવામાં મરનારે આગેવાન ભાગ લીધો હતો એટલુંજ નહી, પણ તેવણ ૩૦ વર્ષની લાંબી મુદત સુધી પુના મ્યુનીસીપાલીટીના એક સભાસદ અને ૧૬ વર્ષ સુધી તેના પ્રમુખ હતા, અને પુના શેહેરના અગતના જાહેર ખાતાંઓના વહીવટમાં મોટો હીસ્સો આપ્યો હતો. તેવણ પુનાના એક આગેવાન શેહેરી હતાં અને પ્રજાનાં ભલાં માટે હમેશ પોતાનો વગવસીલો વાપરતા હતા. તેવણનાં મરણથી પુના શેહેરના સઘળા વર્ગના લોકોને મોટી ખોટ થઇ છે." (જામે જમશેદ, તા૦ ૧૭-૯-૧૯૦૨.)

[2] જામે જમશેદ, તા૦ ૨૪ મી જુલાઇ ૧૯૦૨.

[3] જામે જમશેદ, તા૦ ૧૧ મી આગસ્ટ ૧૯૦૨.

એજ મુજબ મુંબઇમાં જરથોસ્તી અંજુમનનાં આતશબેહરામમાં સહવારનાં દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસ્પઆશાનાની આગેવાની હેઠળ થયલાં જશન વેળાએ મુબારકબાદીનો તારનો સંદેશો શેઠ દાદાભાઇ નવરોજજીની મારફતે લંડન ખાતે શાહનશાહ ઉપર મોકલવાને ઠેડવ્યું હતું. વળી ચોપાતીની આંધલાં પાંગલાંઓની ધર્મશાળામાં રેહનારા ગરીબ અશક્ત પારસીઓને હમેશ કરતાં સારૂં બપોર રતનું ખાણું આપવામાં આવ્યું હતું, તથા અજેની હાસ્પીટલોમાં તથા કોલાબાની દેવાનશાળામાં રહેલાં પારસી દર્દીઓને મીઠાઇ, ફ્રુટ, વગેરે પંચાતનાં ફંડમાંથી ખવડાવવામાં આવ્યું હતું.

મુંબઈ ઉપરાંત પુના, આબુ, તારાપોર, ઉદવાડા, વલસાડ, સંજેણ, નવસારી, સુરત, ભરૂચ, ઇલાવ, કરંજ, વડો-

મુંબઇના નામદાર ગવરનર લારડ નાર્થકોટે આજ દીને નામદાર શાહનશાહનાં રાજ્યાભિશેક થવાની ખુશાલીમાં પુણાંના ગણેશખીંડના મેહલમાં એક "લેવી" ભરી હતી. આ વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ખાનગી એન્ટ્રીમાં ત્યાં હાજર થયા હતા:—સરદાર ખાનબાહદુર શમસુલ ઓલમા દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાના, શેઠ નવરોજજી દોરાબજી ખંડાલેવાલા, બી. એ; એલ. એલ. બી.[1]

---

તા૦ ૧૦ મી આગસ્ટ.

રોજ ૩૦ માહ ૧૧ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

**મરણ**—મેહરવાનજી નશરવાનજી પરવાલીવીયારા—ઉમર વર્ષ ૬૮). એવણે પોતાની આખી જીંદગી રંગુન તરફ ગુજારી હતી, અને એ પ્રાંતના હેનઝાદા નામે જીલ્લામાં ગુજર્યા હતા. જવાન વયમાં બેસીન, પાનટનો, અને હેનઝાદા વગેરે જીલ્લાઓમાં દારૂનો ઇજારો લેતા હતા. ત્યાર બાદ રંગુનની ઇરાવાદી ફ્લોતીલા કું૦ ના એજંટ દાખલ હીનઝાદા ખાતે લગભગ ૩૦) વર્ષ સુધી પ્રમાણીક કામ ચલાવ્યાથી એવણુને મજકુર કુંપની પેનશન આપતી હતી. હીનઝાદાના ઓનરરી માજીસ્ટ્રેટ અને મ્યુનીસીપાલ કમીશનરના માનભર્યા ઓહ્દા એવણે પોતાની છેલ્લી ઘડી સુધી ચલાવ્યા હતા.

---

તા૦ ૧૪ મી આગસ્ટ.

રોજ ૪ માહ ૧૨ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

શેઠ દોરાબજી દીનશાહ એડનવાલાએ પોતાના મરહુમ ધણીઆણી બાઇ ડોશીબાઇની યાદમાં પુણા મધ્યે મરહુમ શેઠ સોરાબજી રતનજી પટેલની દરેમેહરમાં રૂ. ૭૦૦૦) ને ખરચે મુકતાદ વગેરેના વપડાસ સારૂ એક "ફ્રવરદેગાન હાલ" બંધાવી આપ્યો હતો તે ખોલ્લો મુકવાની જશનની ક્રિઆ આજ દીને સહવારના શમસુલ ઓલમા દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાએ કીધી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ દસ્તુરજીએ "આ દુન્યામાં કીધેલાં સવાબનો મીનોઇ જેહાનમાં મલતો બદલો" એ બાબદ ઉપર એક વાએજ કરી સંભલાવી હતી, તથા શેઠ દોરાબજીને એક માનપત્ર તથા શેઆલ હોરાડવામાં આવી હતી. શેઠ દોરાબજીએ દસ્તુરજી સાહેબ હોશંગજીને તથા નાયબે દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાનને એકકી શેઆલ હોરાડી હતી, તથા દસ્તુર બહમનજી જામાસ્પજી જામાસ્પઆશાના, સી. આઇ. ઇ. ને એ હૉલ બંધાયો તે વેળાએ રાખેલી દેખરેખ માટે એક રૂપાનું વાઝ ભેટ આપ્યું હતું. એ પછી ચાશની કરી મેળાવડો બરખાસ્ત થયો હતો.[2]

---

તા૦ ૧૫ મી આગસ્ટ.

રોજ ૫ માહ ૧૨ (શે૦) ૧૨૭૧ યજદજરદી.

મરહુમ ડાકટર કેખશરૂ નશરવાનજી બાધુરજીની યાદગારી રાખવાના ફંડ મધેથી દેવલાલી ખાતે ખડીના પારસી દર્દીઓને હવા ફેરફાર કરવા જવા માટે બંધાવેલું પારસી સેનીટેરીયમ આજ દીને નાશકના કલેકટર મીં૦ સ્ટુઅરટે એક મોટા મેળાવડાની હજુરમાં ખોલ્લું મુકયું હતું.[3]

---

દરા, અમદાવાદ, ખંભાત, રાજકોટ, ભાવનગર, માઉન્ટ અબુ, સુરત, ઇડોર, બેલગામ, જબલપોર, કલીકટ, કલકતા, કરાંચી, શોલાપુર, અલાહબાદ, દેવલાલી, મોંબાસ, કોલંબો, રંગુન, એડન, લાહોર, હાંગકાંગ વગેરે ઠેકાણે પણ પારસીઓએ શુકર કરી હતી

1 ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ, તા૦ ૧૨ મી આગસ્ટ ૧૯૦૨.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી આગસ્ટ ૧૯૦૨.

ઉપલા હોલમાં નીચે મુજબ તખ્તી મારવામાં આવી છે:-

"આ મકાન મુંબઇવાસી પારસી દોરાબજી દીનશાહ
"એડનવાળાએ પોતાનાં મરહુમ ધણીઆણી બાઇ ડોસીબાઇ
"જેવણુ રોજ ૪ થો શેહરેવર અમસાસ્પંદ, માહ ૨ જો
"અર્દીબેહેસ્ત અમસાસ્પંદ સને ૧૨૭૦ યઝદજરદી શેહેન-
"શાહીને દીને બેહેસ્તનશીન થયાં તેવણુનાં પુણ્યને માટે આ
"" ફ્રવરદેગાન હૉલ" આજ દીને પુનાના જરથોસ્તીઓના
"વપરાસ માટે ખુલ્લો મુકી મરહુમ શેઠ સોરાબજી પટેલની
"દરેહમેહેરના ટ્રસ્ટીઓને સવાધીન કીધો છે. રોજ ૪ થો
"શેહરેવર અમશાસ્પંદ, માહ ૧૨ મો અસપંદાદ અમશા
"સ્પંદ શેહેનશાહી સને ૧૨૭૧ યઝદજરદી, તા૦ ૧૪ મી
"આગસ્ટ સને ૧૯૦૨ અંગ્રેજી, વાર ગરેક."

૩ જામે જમશેદ, તા૦ ૧૬ અને ૧૮ મી આગસ્ટ ૧૯૦૨.

પ્રથમમાં એ ફંડની કમીટીના પ્રમુખ શેઠ જાંહગીરજી બેહરામજી મરઝબાને એક ટુંક ભાષણ કર્યા બાદ ફંડના ઑનરરી સેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગા, બી. એ: એલ. એલ. બી. એ એ સેનીટેરીયમને લગતો રીપોર્ટ વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યું હતું કે ડા૦ બાધુરજીની યાદગારીનાં ફંડમાં રૂ. ૨૯૦૦૦) ભરાયા હતા, તથા રાજાબાઇ ટાવર હોનારતની કમીટીએ અમોને રૂ. ૯૬૨૮ ની રકમ આપી, તે એવી શરતે કે એપ્રેલ ૧૮૯૧ માં ટાવર ઉપર જે બે પારસી બાનુઓનાં મરણ થયાં હતાં, અને જેથી પારસી ટોળાની લાગણી જોરથી ઉશ્કેરાઇ હતી, તેમની યાદમાં એક મકાન બાંધવું. તે પછી મરનાર શેઠ જહાંગીર બરજોરજી વાછાનાં વીધવા બાઇ માણેકબાઇએ પોતાના ખાવીંદની યાદમાં અને પોતાને નામે એક બીજું મકાન બાંધવા રૂ. ૮૦૦૦ આપવાની ખાહેશ જણાવી, અને તે પછી એક બીજાં પારસી બાનુ બાઇ બાનુબાઇ ફરામજી કેમેસરીવાળાએ રૂ. ૪૦૦૦ ની રકમ એક ત્રીજાં મકાન માટે કબુલ કરી. એ રીતે હાલ જે

તા૦ ૧૬ મી આગસ્ટ.

રોજ ૬ માહ ૧૨ (શે૦) ૧૨૭૧ યઝદજરદી.

**મરણ—અરદેશર બેહરાંમજી પટેલ—ઉમર વર્ષ ૪૮).** મરહુમ શેઠ બેહરાંમજી હોરમજજી પટેલના નાહના દીકરા. ઈ. સ. ૧૮૭૩ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી સાહીત્યનો શોખ હોવાને લીધે મરહુમ મી૦ બેહરાંમજી ખરશેદજી ગાંધીના હાથ હેઠળ અતરેનાં "બોમ્બે ક્રોનીકલ" પત્રમાં રહ્યા હતા. પછી "જામે જમશેદ" માં મરહુમ મી૦ એદલજી ફરામજી ધોંડીના હાથ હેઠળ સબ-એડીટર તરીકે ચાર વર્ષ હતા. પછી "જામે જમશેદ" પત્ર મી૦ કાવસજી મેહરવાનજી સરાફે એક લીમીટેડ કંપની કરી પોતાને હસ્તક લીધું ત્યારે એ પત્ર એમના હાથમાં સોંપ્યું. પછી "જામે" ની માલેકીના ફેરફાર છતાં એ મરહુમનો એ પત્ર સાથનો સંબંધ ૨૨) વર્ષ સુધી ચાલુ હતો. અને એ પત્રની ચહડતી માટે અથાગ મેહનત કરેલી હતી તેની એમનાં મરણ વેળા એ પત્રના માલેકે નોંધ લીધી હતી. પોતાના મરણની ફકત પાંચ માસ આગળ "જામે" સાથનો સંબંધ છોડવો પડ્યાથી એવણે અત્રે "સાંજ વર્તમાન" નામનું સાંજનું પત્ર તા૦ ૧ લી મેએ ૧૯૦૨ થી પોતે સ્થાપી કહાડવા માંડયું હતું. જે અગાઉ અતરે ગુજરાતી સાંજનું પત્ર કોઇ ન હતું. એમણે ક્રીકેટની રમતની ખીલવણી ઉપરઅી ઘણું ધ્યાન આપ્યું હતું, અને પારસીઓ તથા ઇંગ્રેજો વચેની ક્રીકેટ મેચો ગોઠવવાની પહેલી ગોઠવણ કરનાર એવણ હતા, અને ક્રીકેટ ટીમ સાથે બે વાર હીંદુસ્થાનની અને એકવાર ઇંગ્લાંડની મુસાફરીએ ગયા હતા. ક્રીકેટ ઉપરાંત પારસી સંસારી નાટકોને ચહડતી પંકતીપર લાવવાને એવણે ઘણી ખંત અને કાલજી બતાવી હતી. એમના લખેલા નાટકો "અસલાજી" અને "તકદીરની તાસીર" વગેરે લોકોની પસંદગી પામ્યા હતા. છેલ્લાં ત્રણ વર્ષ થયાં નામદાર સરકારે એમને એક સુલેહના અમલદાર નેમી માન આપયું હતું.[1]

---

ચાર મકાનો આગળ આપણે ભેગા થયા છીયે, તે તૈયાર થયાં છે. એ મકાનોના હમેશના નીભાવ માટે એક ફંડ અલાહેદું કહાડયું છે, અને નીભાવના બંદોબસ્ત વગેરે માટે ઘટતું ત્રસ્ટડીડ કરવામાં આવ્યું છે.

એ મકાનોની આસપાસ ફરવાહરવાના રસ્તાઓ તથા બગીચો બનાવવાનું કામ મી૦ કાવસજી ધનજીભાઇ મહાલક્ષમી-વાળાએ વગર હાંસલે માથે લીધું છે. એ કામની શરૂઆત થઇ ચુકી છે, અને તે પુરૂં થવા પછી દેવલાલીના પારસી રહીશોને એક નમુનેદાર બગીચાની સગવડ મળી શકશે. એ જગાની ઉતર બાજુએ કીમતી જમીનનો એક ટુકડો મી૦ સોરાબજી ડોસાભાઇ ફરામરોજે ભેટ આપ્યો છે, તેમજ દક્ષીણ તરફ પુરતી જગા ન રહેવાથી મી૦ નવરોજજી જીવનજી ગઝદરે તે તરફની પોતાની જગામાંથી જોઇતો ટુકડો ભેટ આપવાની મેહેરબાની કરી છે.

બાઇ માણેકબાઇ વાચ્છાએ એક મકાન બાંધવા માટે આપવા કબુલેલા રૂ. ૮૦૦૦ ઉપરાંત તે મકાનના ફરનીચર માટે બીજા રૂ. ૬૫૦ આપવા કબુલ કર્યું છે. મી૦ જહાંગીર બરજોરજી પાલમકોટે મરનાર ડાકટર બહાદુરજીની કાચની ઉપર ચીતારેલી એક કીમતી અને સુંદર તસ્વીર આપી છે, જે આજે ખુલ્લી મુકવામાં આવશે. મી૦ જીજીભાઇ રૂસ્તમજી બીલીમોરીયાએ પોતાનાં મરહુમ બેન બાઇ ગુલબાઇને નામે એક કુવો, પવનચકી અને હવાડા માટે રૂ. ૨૦૦૦ આપ્યા છે, અને મી૦ સોરાબજી ખરશેદજી ધોંડીએ પોતાના બાવાની યાદમાં એક બીજો કુવો પોતાના ખરચે બંધાવી આપ્યો છે. શેઠ પાલનજી રતનજી કંત્રાકટરે એક મકાનના સરસામાન માટે રૂ. ૬૫૦ તથા બીજાં મકાનના સરસામાન માટે શેઠ સોરાબજી દાદાભાઇ દુબાશે રૂ. ૬૨૫ આપ્યા છે. મરહુમની યાદ કરવા માટે ઉભાં થયલાં ફંડની કમીટીએ રૂ. ૬૦૦ ની સરકારી નોટ આપી છે, જે મકાનનાં નીભાવ ફંડમાં નાખવામાં આવી છે.

એ પછી પ્રમુખે એક ટુંકું ભાષણ કરી સેનીટેરીયમ ખોલ્લું મુક્યું, તથા મકાન બાંધનાર શીલ્પી શેઠ ફરામજી રતનજી સરવેયર, એલ. સી. ઇ. ને એક રૂપાંનો વાઝ તથા શેઠ સાપુરજી ખરશેદજી કંત્રાકટરને એક સોનાનું ઘડીઆળ ઘટતા લેખ સાથે ભેટ આપ્યાં હતાં.

ડા૦ બાધુરજી દેવલાલી સેનીટેરીયમ ખુલ્લું મેલવાની ક્રીયા વખતે મારેલી તખ્તી:—

મરહુમ ડાકટર કૈખશરૂ નશરવાનજી બાધુરજી ની યાદગારી માટે બંધાવેલાં પારસીઓને માટેનાં સેનીટેરીયમનાં આ મકાનો બાંધવાનો કુલ્લે ખરચ રૂ. ૪૪૦૦૨ થયો છે. એ રકમની વીગત:—

મુંબઇ તથા દેશાવરના જરથોસ્તીઓએ ભરેલાં ફંડમાંથી રૂ. ૨૫૭૨૪.

રાજાબાઇ ટાવર હોનારત ફંડમાંથી એક મકાન બાંધવા માટે મળેલા રૂ. ૯૬૨૮.

મરહુમ શેઠ જાંહાંગીર બરજોરજી વાચ્છાનાં પુન માટે એક મકાન સારૂં મરહુમનાં વીધવા બાઇ માણેકબાઇ જાંહાંગીર વાચ્છાએ આપ્યા રૂ. ૮૬૫૦.

આ સેનીટેરીઅમ ખુલ્લું મુકવાની ક્રીયા રોજ ૫ મો અસપંદાદમદ માહ ૧૨ મો અસપંદાદમદ શેહેનશાહી તથા રોજ ગાથા પાંચમો કદમી સને ૧૨૭૧ યઝદેજરદી, તા૦ ૧૫ મી આગસ્ટ ૧૯૦૨ ઇસવીને દીને કરવામાં આવી હતી.

ગ્રેટબ્રીટન અને આયરલંડના એકત્ર રાજનાં તથા દરીયાની પેલે પારનાં બીજાં ઇંગ્રેજી સ્વસથાંનોના રાજા અને હીંદુસ્તાનના નામવર શાહાનશાહ સાતમાં એડવર્ડના રાજ્યનાં બીજાં વર્ષમાં.

હીંદુસ્તાનના ગવરનર જનરલ અને વાઇસરાય રાઇટ આનરેબલ લોર્ડ કરઝન પી. સી. છતી.

મુંબઇના ગવરનર નામદાર રાઇટ આનરેબલ લોર્ડ નોર્થકોટ, જી. સી. આઇ. ઇ.

નાશકના કલેકટર આર. બી. સ્ટુઅર્ટ એસકવાયર એમ. એ. ઇંડયન સીવીલ સરવીસ.

ફરામજી રતનજી સરવેઅર એસકવાયર,
ઓનરરી આરકીટેકટ.

[1] શેઠો બરજોરજી તથા દોરાબજી અરદેશર પટેલના બાવા.

તા૦ ૨૭ મી આગસ્ટ.

મુંબઇ ઇલાકાના ચુંટી કાડેલા સરસ ઇંગ્રેજ તથા પારસી ક્રિકેટ રમનારાઓ વચ્ચે આજ ત્રણ દીવસ થયાં મુંબઇ મધે રમાયલી ક્રિકેટ મેચમાં પારસીઓ ૪૪ રને જીત્યા હતા.[1]

સર જમશેદજી જીજીભાઇ બારોનેટ વેલાત હતા તે વેળા ત્યાંના "સેંટ જેમસીસ ગેઝેટ" પત્રના અધીપતી મારફત એક પત્ર લખી બ્રીટિષ પ્રજાનો ઉપકાર માનતાં જણાવ્યું કે જેઓના પ્રતીનિધી તરીકે હું આવ્યો છું તેઓ તરફથી બ્રીટિષ પ્રજા જોગ એક સંદેશો મોકલતાં મને ખુશાલી હાંસલ થાય છે. શેહનશાહ તથા શેહનશાહબાનુનાં રાજ્યભિશેક વખતે મુંબઇ શેહરની પ્રજા અને પારસી કોમનું દીલ ખુશાલીથી કેવું ઉભરાઇ જાય છે તેની તમને ખાત્રી આપવા માગું છું, અને તેઓ ખરાં અંતઃકરણની બંદગી ગુજારે છે કે નામદાર શેહનશાહ અને શેહનશાહબાનુ લાંબો વખત સુધી સુખી જીંદગી ભોગવે.[2]

તા૦ ૨૯ મી આગસ્ટ.

પુણાવાલા સરદાર ખાન બાહદુર દોરાબજી પદમજીનાં મરણ માટે દલગીરી બતાવવા તથા તેમની યાદગારી રાખવાનો ઠેરાવ કરવાને પુણાના રેહવાસીઓની એક જાહેર સભા આજ દીને ત્યાંની નેટીવ જનરલ લાઇબ્રેરીના હૉલમાં નામદાર ગવરનર લોર્ડ નોર્થકોટનાં પ્રમુખપણા હેઠળ મલી હતી. નામદાર ગવરનરે મરહુમ સરદાર દોરાબજીના ભલા ગુણોની તારીફમાં એક સુભાષીત ભાષણ કીધા બાદ પ્રોફેસર સેલબીએ દરખાસ્ત કીધી અને તેને ડાકટર રામક્રિષ્ણા ગોપાલ ભંડારકરે તથા શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીએ ટેકો આપ્યો કે સરદાર ખા૦ બા૦ દોરાબજી પદમજીનાં મરણથી ઉપજેલી મોટી દલગીરીનાં તથા તેવણે આ શેહેરનાં લોકોની બજાવેલી કીમતી સેવાઓની ઉંચી પીછાનની આ સભા નોંધ લે છે. આ ઠરાવની એક નકલ મરહુમ સરદાર દોરાબજીનાં કુટુંબ ઉપર મોકલી આપવી.[3]

તા૦ ૧૧ મી સપટેમબર.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઇ. એ સુરત તથા અમદાવાદના ગરીબ લોકોને ખોરાક તથા કપડાં અપાવવાને તે તરફના કલેક્ટરોને દરેકને રૂ. ૫૦૦) ની રકમ મોકલી હતી.[4]

બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે અમદાવાદ જીલ્લાનાં ગરીબોમાં વેંહચી આપવા માટે રૂ. ૧૦૦૦) ની રકમ અમદાવાદ હાઇ સ્કુલના હેડ માસ્તર શેઠ એદલજી દોરાબજી તલાટી. બી. એ. મારફતે મોકલી હતી.[5]

તા૦ ૧૭ મી સપટેમ્બર.

રોજ ૩ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ—**રૂસતમજી નશરવાનજી ચીનાઇ—ઉમર વર્ષ ૬૨). નીઝામ હૈદરાબાદવાલા શેઠ નશરવાનજી ચીનાઇના બીજા બેટા. જવાનીથીજ પોતાની હુશીયારી દેખાડવાથી બીરારમાં નામદાર નીઝામ સરકારે એમને તાલુકદારી કામ શીખવવા મોકલ્યા હતા. બાદ ધીમે ધીમે પાયરી ચહડાવી નાગર કરનુલ તાલુકાના અવલ તાલુકદાર નેમ્યા. એ તાલુકો ઘણી પડતી દીશામાં હતો, ત્યાં સુધારા કરી ખેડુતોને ઉત્તેજન આપી, એવણે જે એક ગામડાં સરખું હતું, તેને એક સુંદર નગરમાં ફેરવી તેને "માહબુબ નગર"નું નામ આપ્યું. તે વેળા સર સાલાર જંગ અને અમીર કબીરની રીજંસી હેઠલ નીઝામ સલતનતમાં સુધારા કરવા કાબેલ, ઉદ્યોગી, અને વફાદાર અમલદારોની જરૂર હતી ત્યારે ઔરંગાબાદ તાલુકો માઠી હાલતમાં હતો, તે મરહુમ રૂસતમજીને સોંપવામાં આવ્યો, અને ત્યાં એમણે આબાદી ફેલાવી. તે વેળાના રેસીડંટ સર રીચર્ડ મીડ અને બીરારના કમીશનર મી૦ એલ વગેરે એક દીન એકાએક મેહસુલી ખાતાંના બંદોબસ્ત વગેરે જોઇ ખામી કહાડવાને આવી ચહડ્યા, પણ એમનાં દફતર વગેરે જોઇ ખામી કહાડવાને બદલે તારીફ કરી, અને સર સાલારજંગે ખુશ થઇ ઘટતા લેખ સાથનું એક સોનાનું ઘડીયાલ એવણને બંટ આપી, સદર તાલુકદાર (સુબા) ની સનદ બક્ષી રૂ૧૨૦૦) નો મુસારો કર્યો. ત્યાર પછી એમની નેમણુંક ગુલબરગા જીલ્લામાં થઇ ત્યારે ઔરંગાબાદની રૈયતે એમને માનપત્ર અને બેટો આપી હતી. પછી નાદરૂસ્ત તબીયતને લીધે ગુલબરગાથી રાજીનામું આપી છેલ્લાં ૧૩) વર્ષ થયાં પેનશનપર સીકંદરાબાદમાં રહેતા હતા. અને ત્યાંજ ગુજર્યા હતા. હૈદરાબાદની પારસી અંજુમન ફંડના એઓ એક ટ્રસ્ટી હતા. નીઝામના વડા વજીર માહરાજા કીસન પ્રસાદ બાહદુરે એમનાં ભાઇ શેઠ ડોસાભાઇ નશરવાનજી ચીનાઇપર એમનાં મરણ માટે દીલસોજીનો પત્ર મોકલ્યો હતો.

૧ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૨૮ મી આગસ્ટ ૧૯૦૨.
૨ ગુજરાત મિત્ર, તા૦ ૭ મી સપટેમ્બર ૧૯૦૨.
૩ બામે જમશેદ, તા૦ ૩૦ મી આગસ્ટ ૧૯૦૨.
૪ ટાઇમ્સ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૯૦૨.
૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી સપટેમ્બર ૧૯૦૨.

શેઠ બહેમનજી દીનશાહજી પીટીટે લંડનની "ટ્રોપીકલ સ્કુલ ફોર મેડીસીન" યાને ગરમ દેશોનાં દુખ દરદોનાં ઇલાજો માટે ચાલતી શોધખોળ તથા તેનાં મુળ અને ઇલાજની શોધનશાળાનાં ફંડમાં ૬૬૦૦ પાઉંડ યાને રૂપીઆ ૧૦૦૦૦૦) ની બખશેશ કીધી હતી.[1]

---

તા૦ ૨૦ મી સપટેમબર.

રોજ ૬ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—ડાકટર ડોશાભાઇ હોરમજજી કાતરક—ઉમર વર્ષ ૪૪). ઇ૦ સ૦ ૧૮૮૩ માં એલ. એમ. એન્ડ એસ. ની પદ્દી મેલવી અત્રે તબીબ તરીકે ફતેહમંદી સાથ ધંધો ચલાવતા હતા. એવણના મરણની ફકત ૧૬ દિવસ આગમજ તેમના ધણીઆણી બાઇ જાલીબાઇ લીમજીભાઇ દાવર કે (જેવણે મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી હતી) તેવણ માત્ર ૩૨) વર્ષની વયે મરણ પામ્યાં હતાં. જે અગાઉ તેવણે પોતાના ખાવીંદની બીકટ માંદગીમાં ઘણી સારવાર કરી હતી.

---

તા૦ ૨૧ મી સપટેમબર.

રોજ ૭ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—ધનજીભાઇ જમશેદજી જશાવાલા[2]—ઉમર વર્ષ ૭૫). મુંબઇમાં તેમજ દેશાવરની બ્રીટીશ છાવણીવાલાં મથકો ખાતે "જમશેદજી કુંવરજી એંડ સન્સ" ને નામે ધંધો ચલાવનારી પેઢીના એવણ એક ભાગ્યા હતા. પોતાના બે ભાઇઓ મરહુમો કાવસજી તથા રતનજીની સાથે પ્રથમ મુંબઇમાં અને પછી લાહોર, મીઆનમીર, શીઆલકોટ, દીલ્લી, ફીરોજપોર, કાશમીર અને જલંદર વગેરે શેહરોમાં દુકાનો ઉઘાડી યુરોપીયન લશકર તથા રહેવાસીઓની સગવડ સાચવતા, જેથી એમની પેઢીએ દેશાવરોમાં નામ કાઢયું હતું. એવણ એ પેઢીઓનાં સંબંધમાં ઘણાં વર્ષ ઉપલાં દેશાવરો ખાતે રહ્યા હતા. ઇ. સ. ૧૮૮૨ માં ભાઇઓથી છુટા પડી એકાંત જીંદગી ગુજારતા હતા, અને પેઢી એમના ભત્રીજા શેઠ એદલજી કાવસજી જસાવાલા ચલાવતા હતા.

---

તા૦ ૨૫ મી સપટેમબર.

રોજ ૧૧ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—ખાનબાહદુર એદલજી ડોશાભાઇ તલાટી—ઉમર વર્ષ ૫૭). એવણ સુરતના વતની અને રાજકોટનાં રહીશ હતા, અને ત્યાંજ ગુજર્યા હતા. એવણ રાજકોટના મદદનીશ ડેપ્યુટી પોલીટીકલ એજંટ અને છેલ્લાં બીલખા સંસ્થાનના મેનેજર હતા, જ્યાંના ઠાકોરની નબળી મનશકિતને લીધે રાજકારભાર એવણજ ચલાવતા હતા. ૨૫) વર્ષ સુધી કાઠીયાવાડમાં નામદાર સરકારની કીંમતી નોકરી બજાવી હતી. વળી રાજકોટની જરથોસ્તી અંજુમનની પણ ઘણીક સેવા બજાવી, છેલ્લાં પાંચ વર્ષો ત્યાંની અંજુમનના સરનશીન હતા. રાજકોટની રવાંનોના આરામગાહ આગલ એવણે પોતાના મામાનાં પુન માટે એક સગડી બંધાવી આપી હતી.

---

તા૦ ૨ જી અકટોબર.

નામદાર શેહનશાહ એડવરડ ૭ મા અને તેમનાં મોહરદાર શેહનશાહ બાનુ એલેકઝાનડરાનાં રાજ્યાભિશેકની ક્રિયાની યાદગારી માટે મુંબઇ શેહરમાં કેવા પ્રકારની ધામધુમ કરવી તે વિષે વિચાર ચલાવવા મુંબઇના રહેવાસીઓની એક જાહેર સભા શેરીફ શેઠ હરકીસનદાસ નરોતમદાસ ઉપર ગયલાં એક રેકવીઝીશનની રૂહે આજ દીને ટાઉન હૉલમાં ચીફ-જસટીસ સર લૉરેનસ જેનકીન્સનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ ઠેરાવ થયો કે "દીલ્હી ખાતે ભરવામાં આવનારી રાજ્યાભીશેકને લગતી દરબાર જેવો શુભ પ્રસંગ શેહેરમાં રોશની વગેરેથી ધામધુમ કરી એક જાહેર તેહેવાર તરીકે પાળવો."

એ પછી ઉપલો ઠરાવ અમલમાં મેલવા માટે જોઇતી ગોઠવણો કરવા માટે અને નાણાં ઉઘરાવવા માટે એક કમીટી તેની સંખ્યામાં વધારો કરવાની સતા સાથ નેમાઇ હતી.[3]

---

તા૦ ૩ જી અકટોબર.

રોજ ૧૯ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

તારાપોર મધે ત્યાંનાં દોખમાંની સગડી આગળ એક ધર્મનું મકાન મરહુમ ખાનબાહદુર મેહરજીભાઇ કુવરજી

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી સપટેમબર ૧૯૦૨.

એ ઉપરાંત એ ખાતાંમાં નીચલી રકમો ભરાઈ હતીઃ—

ઉપલાં ભલાં કામ માટે સર ફ્રાન્સીસ લોવલે એકંદર પા. ૮૬૬૬, ૬ શી. ૪ પે. એકઠા કીધા હતા તે મધે પારસીઓ તરફથી નીચલી રકમો ભરાઇ હતી:—પા. ૬૬૦૮, મી૦ બહેમનજી દીનશાહ પીટીટ, ૬૬ પા. ૧૩ શી. ૪ પે. મી૦ ધનજીભાઇ બમનજી, ૩૩ પા. ૬ શી. ૮ પે. સર કાવસજી જાહગીર, શેઠો સાપુરજી સોરાબજી અને રતનશાહ દાદાભાઇ, નવરોજી નસરવાનજી વાહડયા, જમશેદજી નસરવાનજી તાતા દરેકે, ૨૦ પા. સર દીનશાહ માણેકજી પીટીટ, ૧૬ પા. ૧૩ શી. ૪ પે. શેઠ જાહગીર દોરાબજી નીમચવાલા, ૧૩ પા. ૬ શી. ૮ પે. મી૦ સોરાબજી દાદાભાઇ.

૨ શેઠ દાદાભાઇ ધનજીભાઈ જસાવાલાને કરી લેનાર બાવા.

૩ ટાઇમસ ઑફ ઇંડીયા, તા૦ ૩ જી અકટોબર ૧૯૦૨.

તારાપોરવાલા, સી. આઇ. ઇ. ની યાદગારીમાં તેમનાં કુટુંબીઓએ બંધાવી તેને આજ દીને જશન કરી ખોલ્લું મુકયું હતું.[1]

તા૦ ૪ થી અકટોબર.

રોજ ૨૦ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—મેહરાંમજી હોરમજજી પટેલ[2]—ઉમર વર્ષ ૭૨). એવણે ઘણાંક ધરમખાતાંઓના તથા ખાનગી આસામીઓના ટ્રસ્ટી તરીકે સારી રીતે કામ કર્યું હતું. શ્રી થાણાની જરથોસ્તી અંજુમનના ઇ. સ. ૧૮૬૯ થી તે પોતાના મરણની છેલ્લી ઘડી સુધી એક ટ્રસ્ટી તથા પ્રમુખ હતા. અને તે ફંડ જ્યારે એવણના હાથમાં આવ્યું ત્યારે રૂ. ૧૪૦૦૦) નું હતું તે વધારી એવણનાં મરણ વેળા રૂ. ૬૦૦૦૦) નું કર્યું હતું. તેમજ થાણાની પોતાના વડવાઓની દરેમેહરને પણ એવણે ઘણી સારી હાલતમાં મુકી હતી.

તા૦ ૫ મી અકટોબર.

રોજ ૨૧ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—ભીમજીભાઇ હોરમજજી મેગુશી—ઉમર વર્ષ ૭૯). એવણ બીલીમોરા ગામના એક આગેવાન જાગીરદાર હતા. અને મુંબઇ, અમદાવાદ, મેહસાણા, કોલંબો વગેરે સાથે મોટો વેપાર ચલાવતા હતા, અને પોતાના ભાઇ મી૦ જમશેદજી હોરમજજી સાથે બી. બી. અને જી. આઇ. પી. રેલવેને તેલ પુરૂં પાડતા હતા. બીલીમોરાની અંજુમનના એક આગેવાન ટ્રસ્ટી હતા. અને લોકોની લવાદી કરતા, તેમાં એમના અપક્ષપાત ચુકાદાથી હમેશાં સૌ સંતોષ પામતાં હતાં. અને એમને "ગામના દાદા" તરીકેજ ગણતાં.

તા૦ ૭ મી અકટોબર.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઈ. ઇ. એ કેંસાલીવાલા હડખું સારૂં કરનારાં હીંદી પાસ્ચ્યુર ઇનસ્ટીટયુટનાં ફંડમાં રૂ. ૧૦૦૦૦) ની રકમ બેટ આપી હતી.[3]

તા૦ ૯ મી અકટોબર.

રોજ ૨૫ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—મેહરવાનજી પેશતનજી મેહરજી—ઉમર વર્ષ ૭૮). નામદાર નીઝામની રીઆસતવાલા મરહુમ શેઠ પેશતનજી મેહરજીના બીજા બેટા. પોતાના બાપ અને કાકા શેઠ વીકાજી મેહરજીની મોટાઇ માટે ઘણાંજ મગરૂર હતા. અને સીકંદરાબાદમાં વસતા હતા. અને ત્યાંજ ગુજર્યા હતા. એવણે ઇરાનની મુસાફરી કરી હતી અને ફારસી ભાષાના ખાં હતા, અને એ ભાષામાં વાતચીત તથા લખાણો કરવાનો એમને ઘણો માહવરો હતો. મુંબઇ ખાતેના ઇરાનના કાંનસલ-જનરલ જેઓ ઇરાનના એક મોટાં અમીરી ખાનદાનના નબીરા હતા, તેઓની હૈદરાબાદની મુલાકાત વેળાએ ત્યાંના જરથોસ્તીઓએ આપેલું માનપત્ર ફારસી ભાષામાં એવણેજ ઘડયું, અને છટાથી વાંચી સંભળાવ્યું, તેના જવાબમાં તે નામદારે ખુશ થઇ કહ્યું હતું કે આ માનપત્ર કોઇ ઇરાંની આલમાએ લખ્યું હોય તેવી સુંદર એબારતનું છે. હૈદરાબાદની અંજુમન ફંડનાં એક ટ્રસ્ટી હતા. અને સ્ત્રી કેળવણીના હીમાયતી હોવાથી પોતાની એક નબીરી મીસ ફરદુનજીને તબીબી કેળવણી આપી, બાહર પડવાની જોગવાઇ કરી આપી હતી.

તા૦ ૧૨ મી અકટોબર.

રોજ ૨૮ માહ ૧ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ**—ખાનબાહદુર નવરોજજી માણેકજી ખોરી—ઉમર વર્ષ ૫૩). એવણ મધ્ય હીંદુસ્તાનનાં મઉ ખાતે એક જાણીતા શહેરી હતા. ઇ. સ. ૧૮૭૨ માં મુંબઇમાં મેટ્રીક થઇ, મકીની ઝોરાસ્ત્રીયન સ્કુલમાં એક શીક્ષક તરીકે રહ્યા બાદ ૧૮૭૮ માં એજ સ્કુલના હેડ માસ્તર નેમાયા. પછી ૧૮૮૦ માં ઇંદોરની રાજકુમાર કોલેજના હેડમાસ્તર

---

૧ જામે જમશેદ, તા૦ ૬ થી અકટોબર ૧૯૦૨.

એ મકાન મરહુમ શેઠ મેહેરજીભાઇના ભાઇ શેઠ ફરદુનજી કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ., તે અમદાવાદના એકઝીકયુટીવ એનજીનીયરના પોતાના "પલાન" ઉપર બાંધવામાં આવયું છે, આ મકાન ઉપર નીચે મુજબ તખ્તી મારેલી છે:—

"ઓનવઇતીશ્ચ અષહે રેરેબં યજમઇદેયાહુ ઇરીસ્તનામ ઉર્વાનો યાયન્તે"

યાને—"અશોઇનાં ભલાં કામોને અમો વખાણીયે છીયે, કે જેથી ગુજરેલાંનાં રવાનો ખુશી થાય છે."

(ઈજશનેનો હા. ૧૬ મો, ફ. ૭ મો.)

"શેઠ મેહેરજીભાઇ કુવરજી તારાપોરવાળા, સી. આઇ. ઇ.

"કોલ્હાપુરના માજી દિવાન, જેઓ પોતાની જન્મ "ભૂમિ તારાપોર ખાતે રોજ અરદીબેહેસ્ત માહ શાહરેવર "શેહેનશાહી સને ૧૨૭૦ યજદેજરદીને દીને બેહેસ્તનશીન "થયા તેઓની વ્હાલી યાદમાં આ મકાન તેમના બેશીઓએ "બંધાવી શ્રી તારાપોરની જરથોસ્તી અંજુમનને આજ રોજે "સ્વાધીન કર્યું છે. રોજ ફરવરદીન માહા ફરવરદીન શેહેન-"શાહી સને ૧૨૭૨ યજદેજરદી."

૨ આ. બા. બહમનજી તથા અરદેશર મેહરાંમજી પટેલના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૧૬ મી અકટોબર ૧૯૦૨.

થયા, જ્યાં કાયદાનો અભ્યાસ કરી ૧૮૮૫ માં ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી, મધ્ય પ્રાંતમાં વકીલાતના ધંધામાં ફતેહમંદ થયા. ૧૮૮૭ ના ફેબરવારી માસથી એવણે "સેંટ્રલ ઈંડીઆ ટાઇમસ" નામનું પખવાડીક ઈંગ્રેજી પત્ર કહાડયું, જે થોડું કમાંજ બંધ કર્યું હતું, ૧૮૮૭ માં એવણને સરકારે ખાનબાહાદુરનો ખેતાબ આપ્યો હતો. મહુ મધે એવણે પોતાનાં મરહુમ ધણીયાણી બાઈ બીખાઇજીના નામે પારસી ધરમશાલા તથા કન્યાશાળાની ઇમારત બંધાવી હતી. તથા ઇંદોરની મેડીકલ સ્કુલમાં બાંઓ માટે ઉઘાડેલા વરગમાં એજ મરહુમને નામે સ્કૉલરશીપ સ્થાપી હતી. વકીલાતનાં કામમાં એઓની બાહોશી તથા લાયકાત જોઇ ગવર્નર-જેનરલનાં એજંટે એવણને મધ્ય હીંદુસ્તાનમાં આવેલાં બરવાની રાજનાં સુપ્રીનટેંડંટ નેમ્યા હતા, અને હાલ ધાર સ્ટેટના સુપરીનટેંડંટ નેમાયા હતા. એવણનું મરણ મહુ મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૧૪ મી અકટોબર.

લંડનનાં જાણીતાં "ટેટલર" ચોપાનીયાના આએ માસના આંકમાં મી૦ ખરશેદજી મેહેરવાનજી બાલીવાલાની ત્રણ ઢપે પાડેલી તસવીર તથા થોડોક અહેવાલ છપાયો હતો.

લંડનનાં જાણીતાં ગ્રાફીક અને ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસમાં શેઠ નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઈ. ઇ. તથા શેઠ બહમનજી દીનશાહજી પીટીટની તસવીરો તથા થોડોક અહેવાલ છપાયો હતો.[1]

---

તા૦ ૩૧ અકટોબર.

શમસુલ ઓલમા એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. ને ફ્રાન્સની સરકાર તરફથી "ઓફીસ્યેડ લેંન્સ્ટ્રકસીઓ પ્યુબલીક ડલ્યુનીવેરસીટે ડ ફ્રાંસ" (Officior de L' Instruction Publique d L' Universite de France) નો ખેતાબ મલ્યો હતો.[2]

તા૦ ૧ લી નવેમબર.

આ વરસની દેશાવર મધેની મ્યુનીસીપાલીટીઓમાં નીચલા પારસીઓની નેમણુંક થઇ હતી :—

## મ્યુનીસીપાલ બોર્ડ.

વીના (સતારા જીલ્લામાં)—સરકારી—જાંહગીર રૂસતમજી થાણેવાલા (આબકારી ઇનસ્પેકટર). ઉરન—ચુંટી કાઢેલા—નશરવાનજી મેહરવાનજી દલાલ. પુણાં, સીટી મ્યુની—સરકારી—નવરોજજી પદમજી. જંબુસર—મ્યુની—સરકારી—ડોશાભાઇ બેહરામશાહ. પુણાં (સુબરબન)—ચુંટેલા—હોરાબજી દાદાભાઇ બુતી, બેજનજી નશરવાનજી, દાદાભાઇ શોરાબજી, ખાં. બા. જમશેદજી રૂસતમજી દેસાઈ, સરકારી—પેશતનજી બહમનજી, જમશેદજી ખરશેદજી જમશેદજી. વાંદરા—સરકારી—ખરશેદજી કાવશજી મેહતા. અહમદનગર—ચુંટેલા—બેજનજી નશરવાનજી.

## તાલુકા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ.

ભરૂચ—સરકારી—સોરાબશાહ હોરમજજી. ખાનપુર સતારા—સરકારી—જાંહગીર રૂસ્તમજી થાણેવાલા (આબકારી ઇનસ્પેકટર.) અંકલેસર—સરકારી—ડોશાભાઇ ધનજીભાઈ બીલીમોરીઆ. ભરૂચ—સરકારી—એદલજી બેહરામશાહ હોડીવાલા, બી. એ. અહમદનગર—સરકારી—જમશેદજી બેજનજી વાછા. પ્રાંતીજ—સરકારી—એદલજી બેહરામશાહ હોડીવાલા. ચીકલી—ચુંટેલા—ફકીરજી કુવરજી. ભરૂચ—ચુંટેલા—અરદેશર એદલજી કંત્રાકટર. અંકલેસર—સરકારી—ખાં. બા. સોરાબશાહ હોરમજજી, ડોશાભાઇ ધનજીભાઇ બીલીમોરીઆ, બેહરામશાહ ડોશાભાઇ, અરદેશર બરજોરજી, ચુંટેલા—જીવણજી લીમજીભાઇ, ચુંટેલા—એદલજી લીમજીભાઇ. જંબુસર—સરકારી—બમનજી પેસ્તનજી, ડોશાભાઇ બેહરામશાહ. પંચમાહલ—સરકારી—ફરદુનજી કાવસજી. કરાંચી—મ્યુનીસીપાલીટી તરફના—એદલજી દીનશાહ શરાફ, સી. આઇ. ઇ. ભરૂચ—ખાં. બા. આદરજી મનચેરજી દલાલ. પ્રાંતીજ—ડોશાભાઇ માણેકજી કોઠાવાલા. ખાનદેશ—જમશેદજી બેજનજી વાછા. ધુલીઆ—જમશેદજી બેજનજી વાછા.

---

તા૦ ૮ મી નવેમબર.

નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજી રાણા પહેલવહેલા આજ રોજે મુંબઇ આવ્યા હતા. તેમને વાંદરા, દાદર, પરેલ વગેરે સ્ટેશનો ઉપર કેટલાક મોબેદ સાહેબોએ માન આપ્યું હતું. ઓટરોડનાં

---

૧ જામે-જમશેદ, તા૦ ૧ લી નવેમબર ૧૯૦૨.

૨ જામે જમશેદ, તા૦ ૩૦ મી જાનેવારી ૧૯૦૩.

એ ખેતાબ માટે ફ્રાન્સનાં કેળવણી ખાતાંના વડા તરફથી આજ દીને એક પત્ર સર જમશેદજી જીજીભાઈ બારોનેટ ઉપર અતરેના ફ્રેંચ કૉનસલની મારફતે મોકલ્યો હતો, જેમાં લખ્યું હતું કે—

"This distinction the highest in the gift of this department has been granted to Mr. Modi for his learned Savant works on Iran and Eastern language literature and religion, and, also, for the services rendered to Miss Menant scientific missionary in the preparation of he book on the Parsis."

રેલવે સ્ટેશન ઉપર પારસીઓની એક મોટી સંખ્યા તેમને આવકાર દેવાને ભેગી મલી હતી.[1]

તા૦ ૯ મી નવેમબર.

બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ એદલજી હોરમજજી બામજીનાં વીધવા તથા મરહુમ શેઠ નશરવાનજી રતનજી તાતાનાં બેટીએ પોતાના દીકરા મરહુમ શેઠ કેખશરૂ એદલજી બામજીની યાદગારીમાં ૧૮૯૭ ના આગસ્ટ માસમાં કરેલાં એક ધર્મખાતાંનાં ત્રસ્ટ ફંડ મધેથી એ મરહુમનાં નામથી ગરીબ લાચાર પારસી અબલાઓને માટે મજગામમાં એક "વર્ક ક્લાસ" ઉઘાડયો હતો તે ખોલ્લો મેલવાની ક્રિઆ આજ દીને નવસારીના વડા દસ્તુર દારાબજી માહીઆરજીએ એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં બાઇના વડા દીકરા શેઠ હોરમજજી એદલજી બામજીએ એ વર્ગ બાબે કેટલોક ખોલાસો કીધા બાદ દસ્તુરજીએ એક ભાષાણ કરી એ વર્ગ ખોલ્લો મેલાયલો જાહેર કીધો. જે પછી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ તેમનો ઉપકાર માનયો, અને મેળાવડો બરખારત થયો હતો.[2]

કરાંચીની ઝોરાસ્ત્રીઅન કલબનાં નવાં મકાનનો પાયો નાખવાની ક્રિઆ આજ દીને સહવારનાં ૯॥ કલાકે શેઠ નશરવાનજી રૂસતમજી મેહતાએ કીધી હતી.[3]

તા૦ ૧૫ મી નવેમબર.

બાઇઓ નવાજબાઇ તથા હીરાંબાઇ દીનશાહજી પીટીટે મીસ આડમસ વાડીઆવાલી ગરીબોની હોસ્પીટલનાં ફંડમાં દરેકે રૂ. ૨૦૦૦) ની રકમ ભેટ આપી હતી, કે જે બે નાગ તેઓ આપે તેમનાં નામથી હોસ્પીટલમાં બે બાલકનાં બીછાણાં નીભાવવાં.[4]

[1] જામે જમશેદ, તા૦ ૧૦ મી નવેમબર ૧૯૦૨.

દસ્તુરજીને આવકાર દેવાને તથા માનપત્ર આપવાને એક કમીટી નેમાઇ હતી. જેના સેક્રેટરી ડા૦ તેહમુલજી ભીખાજી નરીમાનને ઠેરવ્યા હતા.

તા૦ ૧૧ મી નવેમબરને દીને દસ્તુર દારાબજી મેહરજી રાણાને મુંબઈમાં વસ્તા ભગર સાથ મોબેદો તરફથી તેમને આવકાર દેનારી કમીટીએ ચંદનવાડીનાં અંજુમનનાં આતશબેહરામમાં એક મોટા મેલાવડાની હજુરમાં માનપત્ર આપ્યું હતું. દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસ્પ આશાનાએ તે વાંચી સંભલાવ્યું, જેનો દસ્તુરજીએ ઉતર વાલ્યો હતો.

એજ મુજબ હ૦ મેહરજી રાણાના મુંબઇમાં વસ્તા કુટુંબીઓ તરફનું એક માનપત્ર એ૦ દારાં એસ. દસ્તુરે વાંચી સંભલાવ્યું હતું.

[2] જામે જમશેદ, તા૦ ૧૦ મી નવેમબર ૧૯૦૨.

[3] જામે જમશેદ, તા૦ ૧૪ મી નવેમબર ૧૯૦૨.

[4] જામે જમશેદ, તા૦ ૧૮ મી નવેમબર ૧૯૦૨.

તા૦ ૧૭ મી નવેમબર.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજની આએ સાલની આજથી શરૂ થતી શેશનનું પહેલું લેકચર આએ વખતે કાલેજની બાહેરના એક તબીબ—ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાને આપ્યું હતું.[5]

તા૦ ૨૧ મી નવેમબર.

રોજ ૮ માહ ૩ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ—**મનચેરજી બહમનજી પંથકી—ઉમર વર્ષ ૯૫). એવણ મોબેદી ખાનદાનના એક જાણીતા વેપારી હતા. એવણના બાવા બહમનજી માણેકજી પંથકી અત્રે તથા નાગપોર ખાતે વેપાર કરતા હતા. બાદ ૧૮૩૪ થી જાલના, નાગપોર, કામટી, સાગર, જબલપોર અને હેદરાબાદ ખાતે પોતાના દીકરાઓ શેઠો ખરશેદજી અને આ૦ મનચેરજીને સામેલ કરી "ખરશેદજીની કંપની" ના નામથી વેપાર કરતા હતા. અને ૨૮) વર્ષ સુધી એમ સાથે ધંધો કરી ૧૮૬૦ માં ખરશેદજી છુટા પડયાથી, મરહુમ શેઠ મનચેરજીએ એ સઘળી દુકાનોનો વહીવટ પોતે એકલાએ રાખ્યો હતો, અને એ બધાં શેહરોમાં ઘણીવાર મુસાફરીઓ કરી હતી. ૧૮૪૮ માં સીકંદરાબાદ ખાતે સગડીમાં ચેરાગ કાયમ રાખવા એક બંગલો ત્યાંની અંજુમનને ભેટ આપ્યો હતો. ૧૮૬૬ અને ૧૮૬૮ ની કોટની આગ વેળા સંકટનીવારણ માટે એમણે બહુ મદદ કરી હતી. ૧૮૭૨ માં દીવાન સર સાલારજંગ મુંબઇ આવ્યા તે એવણને ગીરગામને બંગલે ઉતારો લીધો હતો. ૧૮૮૫ માં સરકારે એવણને સુલેહના અમલદાર નેમ્યા હતા.[7]

તા૦ ૨૨ મી નવેમબર.

રોજ ૯ માહ ૪ (ક૦) ૧૨૭૨ યજદજરદી.

**મરણ—**પીરોજશાહ મેહરજી—ઉમર વર્ષ ૬૮). લાંબી બીમારીને લીધે એકાંત જીંદગી કહાડયાથી આ જમાનામાં એવણ ભુલાઈ ગયા હતા. પણ એક વખત એ ગ્રહસ્થ "મુંબઇ સમાચાર" ના એકલા માલેક તથા અધીપતી તરીકે ઘણા મશહુર તથા અછા લેખક હતા. એ પત્ર એમના બાપ કાકાની માલેકીમાંથી ઇ. સ. ૧૮૪૫ માં એમને હસ્તક થયું હતું. આ વેળા એવણની નાહની વયને લીધે મેનેજરો હસ્તક તે ચલાવી ૧૮૫૨

[5] અખબારે સોદાગર, તા૦ ૧૮ મી નવેમબર.

[6] શેઠ દીનશાહ મનચેરજી પંથકીના બાવા.

[7] એવણનાં ઉઠમણાં નાગપોર તથા સીકંદરાબાદમાં થયાં હતાં, જ્યાં રૂ. ૩૦૦) તથા રૂ. ૯૬૩) ધર્મખાતે એમનાં પુનને માટે અપાયા હતા.

ના જાનેવારીથી એવણુ પોતે અધીપતી થયા હતા. ૧૮૫૮ માં એવણુ ચીન ગયા હતા. પણ છ માસમાંજ ત્યાંથી પાછા ફરી "મું. સમાચાર" ના અધીપતીનો ઓધ્ધો પાછો પોતાને સ્વાધીન લીધો હતો. ૧૮૬૧ ની તા૦ ૧૦ મી મારચથી એવણે "દોસ્તે હીંદ" નામનું રવીવારનું અઠવાડીક ગુજરાતીમાં કાઢવા માંડ્યું, જે એએક વર્ષ ચાલી બંધ પડ્યું હતું. એજ વર્ષમાં એવણે "સરૂશટી જ્ઞાન નીબંધ" યાને ખલકનો ખુલાસો એવા નામનું એક ગુજરાતી પુસ્તક "માલેસમંદ" ના તખલ્લુસથી બાહર પાડ્યું હતું. એ પુસ્તક તે વેળાએ દેશીઓમાં ઘણું વખણાયું હતું. ૧૮૬૪ ના જાનેવારી માસથી એવણે પોતાના છાપાખાનામાંથી "સુરયોદય" નું જાણીતું અઠવાડીક કહાડવા માંડ્યું, જે પત્રમા મરહુમ શેઠ મનચેરજી હોરમજજી કામાજી જરથોસ્તી દીનને લગતી તેમજ "રાસ્ત ગોફતાર" પત્રની સામે બાબદો લખતા હતા. તે પત્રબી એ બેજ વર્ષ ચાલી બંધ પડ્યું હતું. ૧૮૬૫ ના શેર સટાના વમલમાં એવણુબી સપડાયા હતા અને ૨૭ મી જુન ૧૮૬૬ થી "સમાચાર" સાથનો પોતાનો સંબંધ છુટો કરી તે પત્ર તથા છાપાખાનું શેઠ માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીને વેચાતું આપી પોતે રાજદ્વારી જીંદગીમાં પડ્યા, અને ૧૮૬૮ માં ગોંડલ રાજ્યના કારભારી નેમાયા. ત્યાં એ એક વર્ષ રહી પાછા મુંબઇ આવ્યા. અને લાંબી મુદત સુધી એકાંત અને બીમાર જીંદગી ગુજારી. એ એકાંત જીંદગીમાંબી થોડોક વખત અત્રે ચાલતાં "કયસરે હિન્દ" પત્રમાં લખાણો કરવા માંડ્યા, અને ત્રણે વર્ષે એવણે જાહેરમાં લખાણો કરવાનો દેખાવ દીધાથી તે ઘણુંઓને દરેસ તથા પાકટ તરીકે પસંદ પડ્યાં હતાં. અંતે લકવાની બીમારીથી ઘણો લાંબો વખત એકાંત જીંદગી ગુજારી હતી.

---

તા૦ ૨૩ મી નવેમબર.

અત્રે આરથર રોડ ઉપર હિંદુસ્તાન મીલના કંપાઉન્ડમાં નવું કાઢેલું "ધી એમપાયર સ્ટીમ લોનડ્રી, બ્લીચીંગ એંડ ડાઇંગ કું૦" નામનું નવું કારખાનું ખોલ્લું મુકવાની ક્રીઆ આજ દીને શેઠ બહમનજી દીનશાહજી પીટીટે એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી.[1]

વડોડરાની નામદાર ગાયકવાડ સરકાર તરફથી રૈયત ઉપર નાખવા ધારેલો આયપતવેરો જે ઓછામાં ઓછી રૂ. ૧૦૦) ની વાર્ષિક આવક કમાનાર પાસેથી લેવાને ઠેઠાવેલું છે, તે વેરો નવસારીનાં પારસી બહદંઓ કે જેઓ કુશતી, નારાં, પાટી વગેરે વણી ગુજરાન ચલાવે છે તેઓ ઉપર પણ આવી પડે તેથી આજ દીને તેઓએ ત્યાંના સોરાબ બાગમાં મલી નામદાર ગાયકવાડના દીવાન ઉપર એક અરજી કરવા તથા ગાયકવાડનાં નામદાર માહરાણી તથા અમલદારોને એ બાબે ખબર કરવાને ઠેઠવ્યું હતું.[2]

---

તા૦ ૨૪ મી નવેમબર.

જબલપોર ખાતે ઘડીઆલી તથા ઝવેરીનો ધંધો ચલાવનાર ડોસાભાઇ જમશેદજી મીરજા અથવા ચાંદા નામના એક પારસી સામે જગનાથ કલાવ નામના એક મધરાજીનું પોતાની બેરી સાથે આડો સંબંધ રાખવાના શક ઉપરથી ખુન કરવાનો આરોપ મેલવામાં આવ્યો હતો, તેની તપાસ ત્યાંની શેશન કોર્ટમાં ચાલી અને જડજ મી૦ એચ. એફ. હેલીફાક્ષે આસેસરોનાં મતથી છુટા પડી તેને ગઇ તા૦ ૧૨ મી અકટોબરે તકસીરવાર ઠેઠવી ફાંસીની સજા ફરમાવી હતી. આ ચુકાદા સામે તેણે નાગપોરના ચીફ-કમીશનર મી૦ ઇઝમની કોર્ટમાં અપીલ કીધી હતી, જેની તકરાર સાંભલી નામદાર કમીશનરે આજ દીને સજા રદ કરી તેને છોડી મુકવાનો હોકમ કીધો હતો.[3]

---

તા૦ ૨૪ મી નવેમબર.

રોજ ૧૧ માહ ૩ (શે૦) ૧૨૭૨ યજદજરદી.

હૈદરાબાદ મધે ચદરઘાતના લતા ઉપર બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ નસરવાનજી સોરાબજી ચીનાઇનાં વીધવાએ એક નવી દરેમેહર બંધાવવાનો પાયો આજ

---

૧ જામે જમશેદ, તા૦ ૨૪ મી નવેમબર ૧૯૦૨.

આ કારખાનાની નેમ મોટા પાયા ઉપર વરાળયંત્ર મારફતે સફાઇથી ઝડપે કપડાં ધોઇ આપી ધોબીઓનો દોર તોડવાની હતી, અને તે સાથ ખારવાળાં નવાં કપડાંને ધોઇ 'બ્લીચ' કરવા તથા કપડાં રંગી આપવાની પણ હતી. એ કંપનીના ડીરેકટરો તરીકે પારસીઓમાં શેઠો જાંહાગીર અરદેશર, મનજી પીટીટ, રૂસ્તમજી પેસ્તનજી ભરૂચા (સોલીસીટર), એદલજી બમનજી પારખ, રૂસ્તમ બરજોરજી પેમાસ્તર (વકીલ), ડા૦ એદલજી જમશેદજી ટ્રેઝરીવાળા, ફરામરોજ મહેરવાનજી ચીનાઇ તથા ધનજીભાઇ નવરોજી પટેલ હતા, વળી છેલ્લા બે શકસો એ કંપનીના એજંટો તથા મેનેજીંગ ડીરેકટરો હતા. એ કંપની માટે અમેરીકાથી સાંચાકામ મંગાવવામાં આવ્યું હતું અને એક એકસપર્ટને બોલાવવામાં આવ્યો હતો. થોડા માસમાં ઉપલી એજન્સી એક હિંદુ પહેડીના હાથમાં ગઇ હતી. આસરે એક વર્ષ એ કંપની ચાલી પછી તેને કોર્ટ મારફતે ફડચામાં લઇ જવી પડી હતી, અને તેના લીકવીડેટર તરીકે મી૦ રૂસ્તમ બરજોરજી પેમાસ્ટરને હાઇ કોર્ટ તરફથી નેમવામાં આવ્યા હતા.

૨ જામે જમશેદ, તા૦ ૨૫ મી નવેમબર ૧૯૦૨.

૩ જામે જમશેદ, તા૦ ૨૫ મી નવેમબર ૧૯૦૨.

દીને (તે બાઇના બુજર્ગ દેર) ખાન બાહદુર એદલજી સોરાબજી ચીનાઇએ પારસીઓના એક મોટા મેળાવડાની હજુરમાં નાખ્યો હતો. પુણાવાલા નાયબે-દસ્તુર કેકોબાદ આદરબાદ નોશરવાન તથા હેદરાબાદના દસ્તુર ખુરશેદજી બેહરામજી જામાસ્પઆશાનાએ બંદગીના કલામો પડયા હતા, તથા દસ્તુર કેકોબાદે સખાવત વિષે અવસ્તાના કલામોથી એક વાએજ કરી સંભલાવી હતી.[1]

---

તા૦ ૨૬ મી નવેમબર.

વેલાતથી હિંદુસ્થાન મધે ક્રિકેટ મેચ રમવા આવેલા આક્ષફરડ ટીમ સાથે મુંબઇના પારસીઓના ટીમે ગયા ત્રણ દીવસ અતરેનાં મેદાનમાં રમેલી મેચમાં પારસીઓ ૮ વિકેટ અને ૧ રને જીત્યા હતા.[2]

---

તા૦ ૧ લી ડીજેમબર.

બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે વાંદરા મધે મ્યુનીસીપાલ સ્કુલ સારૂ એક મકાન બંધાવવાને રૂ. ૧૦૦૦૦) ની રકમ મ્યુનીસીપાલીટીને ચોકસ શરતોથી આપવાને લખ્યું હતું. જે શરતો મ્યુનીસીપાલીટીની આજ દીને મલેલી સભામાં બાહલ રાખવામાં આવી હતી.[3]

---

તા૦ ૫ મી ડીસેમબર.

બાઇ આવાંબાઇ ફરામજી પીટીટે પુણાંની દીવાનાશાળામાં પારસીઓ માટે એક એલાહેદો વૉરડ બાંધવાને રૂ. ૨૦૦૦૦) ની રકમ સરકારમાં આપવાને કબુલ કીધું હતું.[4]

---

૧ મુંબઇ સમાચાર, તા૦ ૨૮ મી નવેમબર ૧૯૦૨.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭ મી નવેમબર ૧૯૦૨.

ઉપલા આક્ષફરડથી આવેલા ટીમને પારસીઓ તરફથી તા૦ ૨૫ મી નવેમબરે રીપન કલબમાં સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટનાં પ્રમુખપણાં હેઠળ એક ખાણું આપવામાં આવ્યું હતું.

આ મેચમાં મી૦ દીનશાહ દોરાબજી કાંગાએ ૧૧૬ રન કર્યા હતા તે અસાધારણ હોવાથી અતરેના શેરના દલાલોએ તેમને એક રૂપાનું કીમતી વાચ ભેટ આપ્યું હતું.

૩ જામે જમશેદ, તા૦ ૩ જી ડીજેમબર ૧૯૦૨.

૪ જામે જમશેદ, તા૦ ૫ મી ડીસેમબર ૧૯૦૨.

આ હોસ્પીટલ સરકાર તરફથી થોડા વખત પછી બાંધવામાં આવનાર હોવાથી બાઈ આવાંબાઇ પીટીટે રૂપીઆ ૨૦૦૦૦ જુદા અનામત મેલી બે ટ્રસ્ટીઓના નામ ઉપર એ ભલાં કામ માટે કરી આપ્યા છે. આ બે ટ્રસ્ટીઓ માહેલા એક નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ અને બીજા ડાક્ટર દીનશાહ બમનજી માસ્ટર છે.

તા૦ ૧૧ મી ડીજેમબર.

મુંબઇના નામદાર ગવરનર લોર્ડ નોર્થકોટે આજ દીને અત્રેના ટાઉન હોલમાં એક "લેવી" ભરી હતી, જે વેળાએ ખાનગી એનત્રીમાં નીચલા પારસી ગ્રહસ્થો હાજર થયા હતા :—

શેઠ કાવશજી દાદાભાઈ રૂસતમજી, ડાક્ટર કાવસજી હોરમજજી, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, ખાન બાહદુર મનચેરજી કાવશજી મર્ઝબાન, સી. આઇ. ઇ., પીરોજશાહ મેહરવાનજી મેહતા, સી. આઇ. ઇ., સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ, પેસતનજી જાંહગીરજી તાલેયારખાં, સી. આઇ. ઇ., નવરોજજી માણેકજી વાડીઆ, સી. આઇ. ઈ.[5]

---

તા૦ ૧૫ મી ડીસેમબર.

અમદાવાદ મધે ઉદ્યોગ હુનરનું એક પ્રદર્શણ આજ દીને નામદાર ગાયકવાડ સીયાજીરાવ મહારાજે ખોલ્લું મુકવાની ક્રિયા કીધી હતી. એ પ્રદર્શણની ગોઠવણ માટે નેમાયલી કમીટીના પ્રમુખ ઑનરેબલ શેઠ પીરોજશાહ મેહરવાનજી મેહતાએ પ્રથમમાં એક ભાષણ કરી નામદાર ગાયકવાડને તે ખોલ્લું મેલવાની અરજ કીધી, જે તેવણે એક સુભાષીત ભાષણ કરી ખોલ્લું મેલ્યું હતું. કમીટીના ઑનરરી સેક્રેટરીઓમાં એક પારસી ગ્રહસ્થ—શેઠ જાંહગીર દીનશાહ મેહતા હતા.[6]

એ પ્રદર્શણમાં નીચલા ચાંદો તથા ઇનામો આપવામાં આવ્યાં હતાં :—

**સોનાના ચાંદ**—શેઠ રૂસ્તમજી એદલજી નલાડીને સાથી સરસ કેળવેલાં ચામડાં માટે, શેઠ પેસતનજી બેહરામજી પ્રેસને ગાડીના સરસ ડીઝાઇન તથા ફીનીશ માટે, મેસરસ ગોદરેજ એંડ બોઇસને સૌથી સરસ તીજોરીઓ તથા તાળાં માટે. શેઠ રૂસ્તમજી આદરજી ઘાસવાલાને રમ દારૂ તથા ખાંડ માટે, મેસરસ વારડનની કું૦ ને સરસ તંબાકુ માટે, શેઠ કુવરજી ડી. ગાંધીને સરસ હારમોનીયમ માટે, છોઇ સીલ્ક મીલને સરસ રેસમી કાપડ માટે, શેઠ વીકાજી દાદાભાઇ મેહતાને સરસ ઓઇલ પેનટીંગ માટે, મેસરસ આર. એચ. બાનાની કું. ને સોજા અત્તર માટે, શેઠ અરદેશર તેહમુલજી મીરજાંને "સ્લુઇસ વાલ્વ" માટે, મેસરસ દેસાઇની કું૦ ને રંગેલાં તથા સાફ કરેલાં કપડાં માટે, મેસરસ માણેકજી પુંજીઆજીની કું. ને સરસ ચટણી અને મસાલા માટે, બીલીમોરાવાલા શેઠ સોરાબજી જામા-

---

૫ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી ડીજેમબર ૧૯૦૨.

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૭ મી ડીસેમબર. ૧૯૦૨.

